વ. શ્રી હરિભાઈ, સૌ. પૂ. મા અને સૌ. જ્યોત્સ્નાને,

તમારી પ્રેરણા-હૂંફે,

જિંદગી ચરિતાર્થ આ.



" To judge rightly of an author, we must transport ourselves to *his time, and examine what were* the wants of his contemporaries, and what were his means of supplying them."

—Dr. Johnson.

[World's Classics Edition
Vol. I, 'Lives of poets',—
Dryden, page 299]

" લેખકનું યોગ્ય મૂલ્યાંકન કરવા માટે, આપણે આપણી જાતને તેના સમયમાં લઈ જવી જોઈએ અને તેના સમકાલીનોની શી જરૂરિયાતો—માગણી હતી તેમ જ એને પહોંચી વળવા તેની પાસે ક્યાં સાધનો હતાં, એ તપાસવું જોઈએ."

—ડૉ. જ્હૉનસન

[વર્લ્ડ્ઝ ક્લાસિક્સ એડિશન, વોલ્યુ. ૧,
'લાઇવ્ઝ ઑફ પોએટ્સ'માંથી
ડ્રાઇડન—પૃ. ૨૯૯].



# નિવેદન

આપણી દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન કૈ. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા, સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવન્ત થઈને બે લાખ રૂપિયાની રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી "**શ્રી સયાજી સાહિત્ય માળા**" રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરવામાં આવે છે.

તદનુસાર આ "**દલપતરામ-એક અધ્યયન**" એ નામનું પુસ્તક **પ્રો. હસિત હ. બૂચ** એમ.એ. પાસે તૈયાર કરાવવામાં આવેલું તેને મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા તરફથી ઉક્ત માળામાં ૩૧૮મા પુષ્પરૂપે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાન્તર શાખા,<br>પ્રાચ્ય વિદ્યામન્દિર,<br>વડોદરા.<br>તા. ૧-૬-૧૯૫૫ | **ચો. જ. ત્રિપાઠી**<br>ભાષાન્તર મદદનીશ | **હંસા મહેતા**<br>ઉપકુલપતિ |

# પ્રાસ્તાવિક

કવિ દલપતરામ અર્વાચીન ગૂજરાતના એક સન્માનનીય કવિ જ નહીં પરંતુ સ્મરણીય સંસ્કારસેવક પણ છે. અર્વાચીન ગૂજરાતની ઘડતરકથાના અનેક અગત્યના અંકોડાઓ સાથે આ શાણા ગૂજરાતી સર્જનનું નામ જોડાએલું રહ્યું છે, માત્ર કાળબળે નહીં પરંતુ એમના કાર્યથી પણ. એમનો સમય ઐતિહાસિક, તેમ એમનું કાર્ય પણ ઐતિહાસિક નીવડયું છે. એમનો યુગ, એમની જીવનયાત્રા, એમનું ગદ્યસાહિત્ય, એમની કાવ્યસેવા અને સમગ્ર ઝાંખી, એ પ્રકારે આ ગ્રંથનાં પાંચ પ્રકરણોમાં કવિના જીવન અને કવનને નિરૂપવાનો યત્ન છે.

જીવન અને કલા–સાહિત્ય પરત્વે છેલ્લાં સો વર્ષોમાં આપણી દૃષ્ટિ ત્વરિત ફેરફારો પામતી રહી છે. પરિણામે આપણે ત્યાં દલપતરામ તરફ અત્યંત આદરભાવ અથવા અવગણનાં–ઉપહાસ એવી અંતિમ વૃત્તિઓ સેવાઈ છે. હજી ક્વચિત્ ક્યાંક એ છે, છતાં ધીમે ધીમે કવિ દલપતરામના સ્થાન વિષે સમતોલ વિચાર વ્યાપક થતો જાય છે.

"Studies In Gujarati Literature'–એ શ્રી. જે. ઈ. સંજાણાની મુંબઈ યુનિવર્સિટીની ઠક્કર વ્યાખ્યાનશ્રેણીમાં દલપતરામ વિષે, સવિશેષ એમના કવિ તરીકેના વ્યક્તિત્વ વિષે મહત્ત્વનું વ્યાખ્યાન છે. દલપતની કાવ્યસેવાની આપણે ત્યાં વચગાળામાં પ્રવર્તેલી અવગણનાને અનુલક્ષીને એ વિદ્વાને કવિના કાર્યને મૂલવ્યું જણાય છે. પાશ્ચાત્ય કાવ્યવિવેચના, ગદ્યસાહિત્યમાં નવલિકા અને નવલકથાનાં સ્વરૂપોનો થયેલો વ્યાપક પ્રચાર, દલપતની સાદી શૈલી, એ કવિતામાંનું સુક્ત હાસ્ય અને સૌથી વધુ તો આપણી પૂર્વગ્રહયુક્ત રાજકીય વિચારણા, એ કારણોસર દલપતની ઉપેક્ષા થઈ હોવાનું શ્રી. સંજાણા માને છે. આ સામેનો એમનો પ્રબલ વિરોધ અને એ પરથી થએલા નિર્ણયોને એમના જ શબ્દોમાં આપણે જાણી લઈએ :–

"... I found in Dalpat, to my delighted surprise, much again that was amusing, interesting and instructive, much wit and verbal and intellectual agility; much wisdom and even worldly wisdom-made memorable by being enshrined in apt memorable words; many delightful stories told in smooth natural verse and in the natural and racy varnacular of the soil and [illegible] polish and precision, for tense epigramatic vigour, sculpturesque firmness and severity of outline and classic economy of words"

*

"Dalpatram is not only a poet, he is a poet of the highest, the objective and creative class."

*

"And I doubt if any of his greatest successors who have undoubtedly enlarged the bounds of Gujarati poetic idiom, show the same assured mastery of medium and form, and certainly none has beaten him on his own ground."

*

"It is difficult to understand the oblivion in which his works have fallen in last fifty years."

ભુલાઈ રહેલા કવિ દલપતરામને ગુણદર્શી દૃષ્ટિએ રજૂ કરવાનું વલણ શ્રી. સંજાણાના વ્યાખ્યાનમાં રહ્યું છે. 'દલપતકાવ્ય'ના બે દળદાર છતાં અનાકર્ષક ગ્રંથોમાં કાવ્યને અનુચિત એવું વસ્તુનિરૂપણ ઉપરાંત ગદ્યાળવી અને કૃત્રિમ ઢબ વ્યાપક પ્રમાણમાં છે એમ પણ શ્રી. સંજાણા જણાવે છે. અહીં આપેલાં અવતરણોમાંનું ગુણદર્શન પ્રમાણસર કે ઘેરું, પણ એમના વ્યાખ્યાનનું મુખ્ય સ્વરૂપ છે.

· · દલપત કવિતામાં જોડકણાં જ જોવાં એ ભૂલ છે. ગૂજરાતી કવિતાનાં ઉત્તરોત્તર વિકાસને વિચારતાં એ કવિતાને આદર્શ ગણવામાં પણ સમભાવનો અતિરેક છે. એમના જમાનાના દલપત સર્વમાન્ય સારા કવિ હતા. આજે એમની કવિતાના કેટલાક અંશો એવા જ આકર્ષક છે, છતાં એમાં કવિત્વનો ભવ્ય કે રસપૂર્ણ આવિષ્કાર બહુધા ન જણાય તેમાં કવિને અન્યાય નથી. એમનો ગાઢો બોધ, એમનું ગૂજરાતી સમાજદર્શન, એમનું પ્રમાણુસર હોય ત્યાં ત્યાંનું કલાપ્રાવીણ્ય, એમની શૈલીની સરળતા કે એમનું મર્માળું હાસ્ય, આપણી કવિતામાં ચિરંજીવ છે. એ કવિની સાદી શૈલી સમર્થ પણ બની શકે છે, એમની વાર્તાસૃષ્ટિ વિવિધ જીવંત પાત્રોથી તેમજ સમભાવી અવલોકન અને સારદર્શી જીવનચિંતનથી માતબર બની શકે છે. એમની અવતરણક્ષમ ટૂંકી અને વિશદ ઉક્તિઓ અને એમનો હાવકો વિનોદ આપણી કવિતામાં યાદગાર નીવડી રહે છે. તે સાથે ભાષા–વૃત્ત–વસ્તુ આદિ પરત્વેનો કલાવિવેક ઊણો જણાયા કરે, ઊર્મિતત્ત્વ સાધારણ એકવિધ અને ઝાંખું-શિથિલ રહ્યા કરે, કલ્પના કે ચિંતનની ઊંચી કક્ષા લગભગ ગેરહાજર જ રહે, પદ્યની સ્વાભાવિક છટા પણ ન જળવાઈ રહે, એવું એવું ય એમાં ક્યાં નથી?

દલપતકાવ્યનું કલાતત્ત્વ અને એમાંનું કવિત્વ જ આપણી વિકસતી કાવ્યરુચિને સામાન્ય બરનું જણાયું છે. રાજકીય પૂર્વગ્રહોને લીધે દલપતરામ તરફ કેટલોક અણગમો કે અધૂરો ખ્યાલ સેવાયો હશે, પણ શ્રી. સંજાણાએ એ વલણને સહુથી વિશેષ કારણભૂત ગણ્યું છે એમાં ભાગ્યે સંમત થઈ શકાય. દલપતકાવ્યમાં કવિત્વનો રમ્ય અને ભવ્ય વિશેષ ઉન્મેષ ન દેખાયો એજ મૂળ વાત છે. પદ્યનાટક અને પદ્યકથા નવલિકા-નવલકથાનાં સ્વરૂપોના પ્રચાર છતાં આપણે ત્યાં અવગણના પામ્યાં નથી. ઊર્મિકાવ્ય એજ ઉત્તમ કાવ્ય અથવા ચિંતનલક્ષી અર્થપ્રચુર કાવ્ય એ જ કાવ્ય એ માન્યતા આપણે ત્યાં અમુક કાળે વ્યાપક હતી ખરી, પણ આપણી કવિતા ને વિવેચના એ ચીલામાંથી બહાર

આવી છે. દલપતરામે પદ્યમાં વાર્તા કે નાટ્યતત્ત્વ જે લોકગમ્ય સ્વરૂપે અપનાવ્યાં છે તે હજી આપણે ત્યાં સિદ્ધ થયું નથી, પરંતુ બીજી બાહ્ય કે આંતરિક ભવ્યતાની ખીલવણી આપણી કવિતામાં પ્રગટ થઈ છે, એમાં શક નથી. પદ્યનાટક જેવું તો દલપતકલમ કશું આપતી નથી. એટલું જરૂર કે પદ્યકથાના ક્ષેત્રમાં આ કવિનું અર્પણ આજે ય વીસરવા સરખું નથી જ. એમની ગદ્ય નાટકકૃતિ 'મિથ્યાભિમાન' છેવટે ગૂજરાત વિદ્યાસભા સંચાલિત નટ મંડળ તખ્તા પર આણે છે, એ ખુશીની વાત છે. દલપતરામની ગદ્યસાહિત્યકૃતિઓનું સંપાદન થવું પણ ઇષ્ટ છે. રેડિયો અને રંગભૂમિ પર દલપતરામના કાવ્યરાશિમાંથી સત્ત્વશીલ સર્વાનુભવરસિક એવી બીજી કેટલીક રસપ્રદ વાનગીઓ પણ મૂકી શકાય એવી છે.

પ્રસ્તુત ગ્રંથની હસ્તપ્રત સોંપાઈ ત્યારે શ્રી. સંજાણાના વ્યાખ્યાનને જોઈ શકાયું ન હતું. અહીં એ વિદ્વાનના લખાણનો વિસ્તૃત વિચાર તેથી જ કર્યો છે. એમનું લખાણ દલપતરામને ન ભૂલવા જોઈએ એટલું તો જરૂર સમજાવે છે.

બાળકો, કિશોરો, પ્રૌઢોના વિશાળ સમુદાય માટે તો હજી આ કવિ અજોડ જ ગણાય એવા મહત્ત્વના છે. આ શાણા ગૂજરાતી કવિ શિક્ષિત-અશિક્ષિત, બાળ પ્રૌઢ, સ્ત્રી-પુરુષ, રંક-તવંગર, રાજકર્તા-પ્રજા, રૂઢિચુસ્ત-સુધારા, એ સર્વની વચ્ચેના સેતુ જેવા હતા અને એવા જ રહે તેવા સમર્થ છે. એમની મર્યાદાઓ જાણીતી છે અને તે એમના જમાનાની મુખ્યતઃ તો છે, તોપણ કાળપ્રવાહ પર તર્યા કરે એવું ઘણું એમને હાથે આપણે મેળવી શકયા છીએ. ગમે તે જમાનામાં એમની કવિતા તેમાંના બોધ હાસ્ય-કથા અને પારદર્શીપણાને કારણે વિશાળ વર્ગને રુચે તેમ છે. ગૂજરાતી ભાષા, અને ગૂજરાતી પ્રજાજીવન સાથે વિવેકયુક્ત સંપર્ક જે દલપતરામ સાધી શકયા છે એ આપણે માટે સદા વંદનીય ઘટના ગણાશે.

આ અધ્યયનની કીમતી તક મને આપવા માટે મ. સ. વિશ્વવિદ્યાલય ા પ્રાચ્ય વિદ્યામંદિરનો હું ઋણી છું. પ્રા. મુ. ગોવિન્દલાલ હ. ભટ્ટ અને ડૉ. ઉમાકાન્ત પ્રે. શાહના સ્નેહભાવે આ ગ્રંથ અંગેનું કાર્ય સરળ નાવ્યું છે અને ડૉ. યોગીન્દ્ર ત્રિપાઠીની મિત્રતાભરી લાગણીએ મને ત્સાહ આપ્યો છે.

અભ્યાસસામગ્રી મેળવવામાં મદદરૂપ ગૂજરાત વિદ્યાસભાના મુ. રસિકલાલ છો. પરીખ, પ્રા. યશવંત શુક્લ, ડૉ. સાંડેસરા, અને મને મમતાથી સતત સહાય–સગવડ આપનારા મુ. પ્રા. કેશવરામ કા. શાસ્ત્રીનું પણ અહીં આભારભાવે હું સ્મરણ કરું છું. ગ્રંથ લખતી વેળા ઉપયોગી સૂચનો, શ્રી. ઉમાશંકર જોષી મુ. રામનારાયણ પાઠક, પ્રા. ચતુરભાઈ પટેલ અને શ્રી. ઉશનસ્ સાથેની ચર્ચામાંથી મને મળ્યાં છે એ ય કેમ ભૂલી શકું ?

સંદર્ભસૂચિ અને બીજી રીતે સહાયરૂપ થનારા મારા વિદ્યાર્થી મિત્રો શ્રી. ફકીરમહંમદ મનસૂરી (બી. એ), શ્રી. ચન્દ્રકાન્ત મોદી, શ્રી. મણિભાઈ પટેલ અને મુખપૃષ્ટની શોભા વધારનાર શ્રી. સ્વસ્તિક જોષી (બી. એ.) નો ઉલ્લેખ કરતાં હું આનંદ અનુભવું છું.

સાધના પ્રેસના સંચાલક શ્રી. રમણભાઈ પટેલ અને અન્ય કાર્યકર ભાઈઓની કાળજી અને મદદ વિના આ ગ્રંથ આવા સ્વરૂપે ન મૂકી શકાય. એ સર્વનો હું આભારી છું.

અભ્યાસીઓને ગ્રંથ ગમે તો ઘણું.

**હસિત હ. બુચ.**

ચૈત્રી પ્રતિપદા, ૨૦૧૧
જ્યુબિલી બાગ પાછળ,
વડોદરા. (૧)

---

# અનુક્રમણિકા




| | પ્રકરણ | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | પ્રકરણ પહેલું ... ... ... | ૧ |
| ૨ | પ્રકરણ બીજું ... ... ... | ૨૪ |
| ૩ | પ્રકરણ ત્રીજું ... ... ... | ૭૪ |
| ૪ | પ્રકરણ ચોથું ... ... ... | ૧૨૩ |
| ૫ | પ્રકરણ પાંચમું ... ... ... | ૨૯૩ |
| ૬ | ગ્રન્થસંદર્ભ ... ... ... | ૩૦૭ |
| ૭ | સૂચિ ... ... ... | ૩૦૮ |


ઈ૭

## : ૧ :

"વીતી ગઈ છે રાત"

—નર્મદ

["પ્રાચીનતાને આરેથી અર્વાચીનતાને આરે આવવાનું ગુર્જર મહાપ્રજાનું એ ઇતિહાસપર્વ હતુ."]

—ન્હાનાલાલ

*

કવિ દલપતરામ ડાહ્યાભાઈ ત્રવાડી એમના જમાનાના એક મહાન નર હતા. જે જમાનામા એમણે કાર્ય કર્યું, એ જમાનો પણ આ દેશના ઇતિહાસનો એક મહાન જમાનો છે. આપણા ઇતિહાસનો એ યાદગાર સમય છે.

ઇતિહાસમા જ્યારે જ્યારે મહાન યુગ મડાય છે, ત્યારે ત્યારે શુ વ્યક્તિ, શુ સંસ્થા, કે શુ પ્રજા, સહુ પોતપોતાનું ઉત્તમ સર્જી રહે છે. બધા બળો પ્રત્યક્ષ વા પરોક્ષ પ્રકારે પણ સંગઠિત કર્તવ્યમા મગ્ન બની ગયા હોય છે. અમુક ચોક્કસ કાળમર્યાદાને આ માટે આંકી આપવી કઠિન ગણાય, કારણ જેમ વ્યક્તિજીવનની અમુક ઘટના સમજવા માટે સર્વદા તાત્કાલિક કારણો જ કામના નથી હોતા—કેટલીક વાર તો એની સમજ માટે કોઈ સ્થૂલ શૃંખલા હાથમા આવવી પણ અશક્ય હોય છે, તેમ પ્રજાજીવનના અમુક ઐતિહાસિક સમયને મહાન કહીએ ત્યારે એના કારણો તેમજ તેના પરિણામો બધુ જ એ સમયની મર્યાદા માત્રમાં જ ઇચ્છીએ એ યોગ્ય નથી. એનાં કારણો ઘણી વાર ગૂઢ વા સ્પષ્ટ રીતે પણ આગળના સમયમા શુરુ થએલાં હોય છે, તો એના ફળ ઘણી વાર ભાવિ પ્રજા જ માત્ર જોઈ—ચાખી શકે છે.

કવિ દલપતરામનો જન્મ ઈ. સ. ૧૮૨૦માં. એમનું અવસાન થયું ઈ. સ. ૧૮૯૮માં. ઇસુની લગભગ પૂરી ઓગણીસમી સદીમાં વિસ્તર્યો લાગતો એમનો આ જીવનકાળ એક મહાન જમાનાને પણ સૂચવે છે. ઓગણીસમી સદીમાં આપણા દેશે મહાન વ્યક્તિઓ પ્રગટી અને તેમાંની કેટલીક વ્યક્તિઓના તો પરાક્રમો પણ પ્રસિદ્ધ થયાં, ઊંચા આદર્શોને વ્યવહારુ સ્વરુપ અર્પવા ઉત્સુક એવી સંસ્થાઓ શરૂ થઈ અને પાંગરતી પણ રહી, રાજદ્વારી તથા સાંસ્કારિક નવસાધને આપણા જીવનની ઊર્ધ્વગામિતાને કેડીઓ કોરી આપી ઇતિહાસનો અદનો અભ્યાસી ક્ષણેક આશ્ચર્યમુગ્ધ બની રહે એવો સમૃદ્ધ આ સમય જણાય છે, એવો ત્વરિત ક્રાન્તિનો આ કાળ જણાય છે.

ઇસુની ઓગણીસમી સદીનો ગાળો એટલે આપણા દેશે અંગ્રેજ રાજ્યસત્તાની દૃઢ સ્થાપનાનો સમય, એ તો એક સાદી હકીકત છે. આપણું સૈકાઓથી ચાલતું આવેલું સમગ્ર જીવનવહેણ આ પરદેશી પ્રજાના પરિચયે તેમજ એના પ્રભાવમાં ધરમૂળ પલટો પામી રહ્યું. આપણું ઘર, આપણી નિશાળ, આપણી બજાર, આપણું સિંહાસન, આપણો વેશ, આપણી વાણી, આપણા વિચાર અને આપણી વૃત્તિઓમાં પણ અંગ્રેજ સત્તાના સ્થાપન પછીથી એવું મહાન અપૂર્વ પરિવર્તન આવ્યું છે કે દેશનો નવ અવતાર થયો એમ કહીએ તોપણ તેમાં કશું જ વધુ પડતું ન માની શકાય. આપણે એ પણ યાદ રાખવા જેવું છે કે જે પ્રજાના સમાગમે આ પરિવર્તન સર્જાયું, એ પ્રજામાં પણ ઓગણીસમી સદીનો સમય ઉત્ક્રાન્તિપ્રેરક જ નીવડ્યો છે. એક રીતે કહીએ તો જગતઇતિહાસનું આ અનુપમ નવું જ પ્રકરણ આલેખાયું છે.

વાસ્કો ડિ ગામા નામના પોર્ચુગીઝે ઈ. સ. ૧૪૯૮માં સૌ પહેલા આ દેશ પર યુરોપથી આવીને પગ મૂક્યો અને પછી યુરોપની વિધવિધ પ્રજાઓ. ડચ, ફ્રેંચ, અંગ્રેજ આદિ, અહીં આવી ધીમે ધીમે કુનેહ અને

દીર્ઘદષ્ટિને કારણે અંગ્રેજોએ અહીં સલ્તનત સ્થાપી. વેપારી મંડળી લઈ આવેલી આંગ્લ પ્રજા ક્રમશઃ રાષ્ટ્રનાં રાજસૂત્રો ધારણ કરતી કરતી એના સમગ્ર જીવનને નવા નવા ઘાટ આપતી રહી. લગભગ એક સૈકા સુધી કંપનીની વહીવટી સત્તા દેશભરમાં જામી રહી. એ સમય દરમિયાન તેજસ્વી શહેનશાહોની પરંપરા ધરાવતો મોગલ રાજ્યપ્રભાવ અને અલ્પસાધનોએ પણ ધગશથી આગળ વધીને દેશમાં નવી જ હવા ફેલાવનાર મરાઠી રાજ્યકાળ પણ નિસ્તેજ, નિર્બળ અને વિભક્ત થઈ ગયો હતો. એ પડતીનાં કારણોમાં તો કુસંપ, ટૂંકી નજર, નાના નાના સીમાડાનાં નિર્વીર્ય ગુમાન અને શિસ્તનો અભાવ એ જ છે. સામે પક્ષે આક્રમણ લાવનાર અંગ્રેજ પ્રજા વ્યવસ્થિત હતી, દીર્ઘદષ્ટિએ અને એકભાવનાએ સુબદ્ધ હતી, કુનેહવાળી અને ધ્યેયનિષ્ઠ હતી. એમની શસ્ત્રસામગ્રી પણ વધુ આધુનિક અને તેથી વધુ અસરકારક હતી. રાજદ્વારી સત્તાપલટાની આ તવારીખમાં આંગ્લ રાજસત્તાને પક્ષે ઉધારની વિગતો ય થોડી નથી જ. એનાં કૂડ-કપટ, એની ખંધીલી સ્વાર્થી નીતિ, એની રંગદ્વેષની ભાવના, વગેરે ઓછાં જાણીતાં નથી.

સત્તરમા સૈકામાં અંગ્રેજ આવ્યા, અઢારમી સદીમાં પ્રસરતા ગયા અને ઓગણીસમી સદીના અન્ત પૂર્વે તો એમનું વર્ચસ્વ એવું સુદૃઢ અને સ્થિર થઈ ગયું કે દેશભરમાં સહુને જાણે કે એની જબરી ઓથની ખાતરી વસી ગઈ. સહુને લાગ્યું કે કોઈ માથે છે ખરું! એમણે એક નવી અસર પેદા કરી—જીવન સમસ્તને રાજકારણ સાથે એમણે સાંકળી દીધું. ઈ. સ. ૧૭૫૭માં પ્લાસીનું યુદ્ધ અંગ્રેજો જીત્યા અને કવિ દલપતરામ જન્મ્યા તે પૂર્વે, ઈ. સ. ૧૮૨૦ પહેલાં તો સાહસથરી મરાઠી રાજસત્તાને ય એણે નમાવી દીધી.

અંગ્રેજ રાજસત્તાના સર્વવ્યાપી પ્રભાવનો દષ્ટા એક-બે મુદ્દાઓ સ્પષ્ટ જાણી શકે છે. એ પ્રભાવ આંધળિયો ન હતો, ગણતરીબાજ હતો, તેમ વ્યવસ્થિત હતો. ક્રમે ક્રમે એ વધતો હતો. એણે ન કરી ઉતાવળ કે

ન કરી હીસ. આપણે ત્યાં જેની ખામી હતી તે યંત્રની સ્થાપના કરનાર એ આંગ્લ પ્રજાની આપણે ત્યાંની જમાવટ યંત્ર જેવી જ વ્યવસ્થિત હતી. ઈસ્ટ ઇન્ડિયા કમ્પનીના નામે મશહૂર એવી અંગ્રેજોની વેપારી મંડળીને વહીવટી હક્ક ધારણ કરતાં વર્ષો થયાં; પાર્લમેન્ટ દ્વારા બ્રિટિશ રાજ્યનીતિનું એના પરનું નિયમન પણ ક્રમે ક્રમે દૃઢ અને વ્યાપક થતું ગયું. એકાદ સૈકો એમ પૂરો થયો ત્યાં તો આ દેશમાંથી એ કંપનીની હસ્તી મટી. તેની જગાએ રાણી વિક્ટોરિયાને નામે બ્રિટિશ પાર્લમેન્ટનું જ સાર્વભૌમત્વ સ્થાપિત થઈ ગયું. રાણી વિક્ટોરિયાનો અમલ ઇંગ્લેન્ડ તેમ આ દેશ માટે પણ ઉપકારક જ નીવડ્યો છે.

ઇતિહાસનો અભ્યાસી આ વ્યવસ્થિત પ્રગતિની નોંધ લીધા વિના ન રહી શકે. ઈ. સ. ૧૭૮૪થી ઈસ્ટ ઇન્ડિયા કમ્પની પર બ્રિટિશ પાર્લમેન્ટની નજર મંડાઈ અને પચાસેક વર્ષોમાં તો એણે એનો વેપારનો પરવાનો પણ રદ કર્યો. વીસ-વીસ વર્ષોએ મંજૂર કરાતા પટ્ટામાં ધીમે ધીમે શિક્ષણ, સમાજસુધારો, ઇત્યાદિને સ્પર્શતા આદેશો ઉમેરાતા ગયા અને કમ્પનીનું સ્વતંત્ર અસ્તિત્વ જ જાણે દલપતરામના છંદની ઉપાડવેળાએ ગૌણ થઈ ગયું હતું.

આ ઐતિહાસિક ઘટનાની એક બીજી બાજુ પણ જોવા જેવી છે. હજારો માઈલનાં આબોહવા અને પાણી વીંધીને આવેલી આ સાવ પરાઈ પ્રજાએ અહીં એવું તો વિશ્વાસનું અને વ્યવસ્થાનું વાતાવરણ પેદા કર્યું કે મોટે ભાગે આ દેશની સામગ્રી દ્વારા જ એણે આ દેશમાં પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું અને સુદૃઢ પણ કર્યું. આંગ્લ રાજ્યસત્તાની સફળતાનું આ પણ એક મોટું કારણ જણાય છે. રાજકારણ એટલે લૂંટ અને લડાઈ, એ સમજ એણે નિર્મૂળ કરી એમ ન કહીએ તોપણ એમ તો કહી જ શકાય કે એ સમજ ટૂંકી હોવાનું એણે બનાવ્યું. આજે આપણું રાષ્ટ્ર સ્વતંત્ર બન્યું છે ત્યારે પણ તટસ્થ નોંધ તો લેવી જ રહી કે વિદાય પામેલી આ છેલ્લી પરદેશી સત્તાના અમલમાં સ્વાર્થભાવે પણ વિકસવા દેવાની અનુકૂલતા ઓછી ન હતી.

એણે આપણને જગત જોતા કર્યાં એણે આપણામા સર્વલક્ષીપણું પ્રેર્યું. એણે આપણામા નિયમ-ન્યાયની ભાવના જગાવી એણે આપણને સાહસિક કર્યાં વિજ્ઞાનનો નવે સ્વરૂપે એણે આપણામાં આદર કેળવ્યો. કવિ દલપતરામને છેલ્લા ત્રીસ ચાળીસ વર્ષો દરમિયાન ગુજરાતનો નિશાળિયો પણ એ જ રીતે સમજતો આવ્યો છે કે એણે તો 'વેર ગયા ને ઝેર ગયા'ની ભાટાઈ માત્ર પોકારી છે! હમણા જ આપણે વિચાર્યું એ પ્રકારે પરદેશી રાજસત્તાના આ અપૂર્વ વાતાવરણે માત્ર દલપતરામમા જ નહિ પરન્તુ ઘણા ઉદ્દામ ગણાયલા કવિઓ અને રાજદ્વારી પુરુષોમા પણ એ ભાવ પ્રથમ કરેલો. 'રાજ્ય સારુ છે' એ ઉદ્‌ગાર તે વેળા સહજ હતો.* આજે પણ એમા રહેલો તથ્યાંશ તો સ્વીકારવો જ રહ્યો કે આપણા રાષ્ટ્રના ઇતિહાસમા આ પરદેશી પ્રજા એવો ભાગ ભજવી ગઈ છે કે જે આપણી આજની અપૂર્ણ પરિસ્થિતિ અને આપણા ભાવિ વિકાસમા ઘણે અંશે ઉપકારક જ ગણાય. સોનાનુ તો પણ પાંજરુ એ ખ્યાલે એ પાંજરુ તોડવા આપણામા ભાન જગાડ્યુ તેમ બળ પણ પેદા કર્યું, તેમ છતા, આગન્તુક રાજસત્તાના આગમને આપણી દૃષ્ટિ વિશાળ બની છે, આપણી શક્તિ વધુ સંગઠિત થઈ છે અને આપણા સાધન વધુ સમૃદ્ધ બન્યા છે, એ હકીકત સ્વીકારવી જોઈએ. આપણા કવિઓ, વાર્તાકારો, વિવેચકો અને ઇતિહાસના અભ્યાસીઓમાના ઘણાઓએ આ વસ્તુ આપણને સૂચવી પણ છે.

કવિ દલપતરામના જીવન અને કવનનો સાર આ નૂતન ક્રાન્તિના મંગલ ગાનમા સમાયો છે. કવિએ પોતાના લાંબી વિસ્તરેલા આયુષ્યકાળમા જોયુ કે દેશના નૂતન ઘડતરની સામગ્રીઓ ભેગી થઈ રહી છે, એ માટેનુ અનુકૂળ વાતાવરણ સર્જાઈ રહ્યુ છે. બળવાન પરદેશીઓના પૂર જેવા આક્રમણો તેમજ આપસઆપસની રાજસત્તાઓ

---

* નર્મદ

ની સ્થાનિક લૂંટફાટ અને લડાઈઓથી ત્રાસીને હતાશ અને નિષ્ક્રિય થએલી પ્રજામાં જીવનનો ઉમંગ જાગેલો એમણે જોયો અને ગાયો, જડતા ખંખેરાતી એમણે જોઈ, અંધ શ્રદ્ધાને ઓસરતી એમણે અનુભવી અંધારા અળગા કરાતા હોય એવું એમને લાગ્યું આ જૂના પુરાણા દેશ પર કોઈ નવો વાયુ પ્રસર્યો હોય એવું એમને જણાયું એમણે એ વાતાવરણને યજ્ઞસ્વરૂપે વધ્યું । પોતાની જે કંઈ શક્તિ હતી તેનો નમ્ર અર્ઘ્ય લઈને એમણે જીવન ધન્ય કર્યું. એમને માટે કહેવાયું છે કે "એમનો જન્મ ગૂજરાતની નવી ઘટનાના આરંભના કાર્યોમાં ઉપયોગી થવા માટે જ થયો હોય એમ લાગે છે એવો જન્મ સાંકેતિક જન્મ કહેવાય છે કોઈ સમયના નોંધી રાખવા જેવા ફેરફાર વખતે એવા પુરુષનો જન્મ થાય છે") *

આપણે કવિના અર્ઘ્યનું સ્વરૂપ આ પછીના પ્રકરણોમાં વિચારીશું અહીં તો ઇતિહાસના અપૂર્વ સ્વરૂપપરિવર્તનના ઉપર વર્ણવેલા ચિત્રને જ જરા વિશેષ વિચારી લઈશું એ ચિત્રનો ફલક ગૂજરાત હોવા છતાં એમાં દેશભરનું સામાન્ય સ્વરૂપ પણ સૂચવાય છે જ વિજ્ઞાનની પાશ્ચાત્ય શોધોને પરિણામે જેમ આગળ રાજસત્તા વધુ વ્યાપક અને વ્યવસ્થિત બની, તેમ આપણો રાષ્ટ્રીય જીવનપ્રવાહ પણ વધુ વેગીલો અને વધુ સંગઠિત થયો છે આ વિશાળ મુલકમાં એક સંસ્કૃતિનો તાર તો ગુંથાએલો હતો જ, પણ વિજ્ઞાને સ્થૂળ સામીપ્ય સરલ કર્યું. એક પ્રાન્ત અને અન્ય પ્રાન્ત વચ્ચેનો વ્યવહાર સરલ અને વ્યાપક થયો પરિણામે, નવજાગૃતિની અસર, ઇતિહાસના આ પરિવર્તન કાળની નિશાનીઓ જેવી પ્રવૃત્તિઓ લગભગ સર્વત્ર એકીસાથે જ શરૂ થઈને વેગ ધારણ કરતી ગઈ એમ કહી શકાય મહારાષ્ટ્ર, બંગાળ, ગૂજરાત, આદિ પ્રાન્તોની વિધવિધ નવજાગૃતિની તવારીખ જોનારને એમાં રહેલા સહયોગ પ્રત્યે આશ્ચર્ય થયા વિના નહીં રહે આગગાડી આવી, તાર ટપાલની આધુનિક

* 'દલપતરામ'—કાશીશંકર મૂ. દવે (સયાજી સાહિત્યમાળા)

પ્રથા સ્થપાઈ, છાપખાનાં શરુ થયાં, બીજાં વ્યવહારોપયોગી નવાં યંત્રો કામ કરતાં થયાં,—આંતરિક પરિચય અને વિનિમયનાં જાણે અનેકવિધ માર્ગો પણ ખુલ્લા થઈ ગયા, આ દેશની વિશાળ અનેકરંગી પ્રજા માટે. તાલીમ પામેલા નવ શિક્ષકો અને શિક્ષણાલયો, વર્તમાનપત્રો, ચોપાનિયાં, પુસ્તકો, કન્યાશાળાઓ, દવાખાનાંઓ, મંડળીઓ, સભાઓ, અખિલ હિન્દ પરિષદો, વાચનાલયો, પુસ્તકાલયો, સામાજિક અને આધ્યાત્મિક પુનરુત્થાન અર્થેની પ્રવૃત્તિઓ ચલાવતી સભાઓ, પ્રવાસ અને ભાષણો,—બધું દેશભરમાં લગભગ એકીસાથે જ શરૂ થયું. જૂના થાકેલા શરીરમાં જાણે નવા રુધિરનો સંચાર થયો, જાણે કોઈ નવીન દૃષ્ટિ—નવીન ચેતના તેમાં પ્રવેશી રહી. અરુણોદયનો અનુભવ થયાનું ઘણા તો નોંધી પણ ગયા છે. આજે જે૩૯ સામાન્ય જણાય છે તે બધું કવિ દલપતરામના જીવનમાં અભૂતપૂર્વ અને અસાધારણ હતું.]આજે કેડી અને ચીલા છોડીને આપણે રાજમાર્ગો પર આગળ વધતા હોઈએ તો પણ એ કેડીઓ અને ચીલાઓ આંકનારાઓનો પુરુષાર્થ અદ્‌ભુત જ છે.]

[આપણે ત્યાં આ પુરુષાર્થના ધુરંધરો ઓછા ન હતા. શિક્ષણના નવપ્રસ્થાને જ્યોતિર્ધર થયા રણછોડલાલ ઝવેરી, દુર્ગારામ મહેતાજી, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, તુળજાશંકર મહેતા અને બીજા; પરદેશગમનનો ચીલો પાડવા બહાર નીકળ્યા કરસનદાસ મૂળજી કે મહીપતરામ રૂપરામ; આધ્યાત્મિક પુનરુદ્ધારના દીક્ષિતો થયા સ્વામી દયાનંદ, ભોળાનાથ સારાભાઈ, અને બીજા; યંત્રો દ્વારા નવી ઔદ્યોગિક સાહસિકતા પ્રેરી રણછોડલાલ છોટાલાલ જેવાઓએ; સામાજિક શુદ્ધિ અને સુધારણા તેમજ વિદ્યા અને સાહિત્યના માર્ગો પર સુકાની થયા વીર નર્મદ, ધીર દલપત, પંડિત નવલરામ, મણિશંકર કીકાણી, તેમ અન્ય. આમાંના ઘણા તો એક કરતાં ય વિશેષ ક્ષેત્રોમાં પુરુષાર્થ વાવતા જણાયા છે. એ જમાનો જ કંઈક નવું કાર્ય કરી દાખવવાનો જણાય છે. વાતાવરણ જ જાણે સહુને પ્રવૃત્તિશીલ કરતું હતું. કોઈકમાં ઉત્સાહ હતો, કોઈકમાં

સાહસ ઉછળતું હતું, કોઈમાં શાણપણ સક્રિય હતું, તો કોઈમાં બંડ પણ હતું. સહુને કંઈક કરી છૂટવું હતું, સ્વભાવ અને સંજોગ અનુસાર વિવિધ રીતે છતાં કરવું હતું તો સહુને જ પ્રજાઘડતર. કાં તો વ્યક્તિગત રીતે કે પછી સરકારી અથવા પ્રજાકીય સંસ્થાની સહાયે, પણ આ ગૂજરાતી કર્મવીરોએ આપણી નવજાગૃતિને સ્થિર કરવામાં હિસ્સો નોંધાવ્યો છે. એમાં ક્યાંક અતિત્વરા, કે ક્વચિત્ પીછેહઠ અને નિષ્ફળતા પણ છે જ, છતાં સમગ્રતયા આ જમાનાનું કાર્ય ન ભુલાય એવું છે.

ગૂજરાતના સમાજસુધારકો અને સાહિત્યકારો જ નહિ પણ તેના ધનિકો અને અધિકારીઓ પણ નૂતન ગૂજરાતના ઘડતરમાં મહત્ત્વનું કાર્ય કરી ગયા છે. રાજકર્તા અંગ્રેજ અધિકારીઓમાંના ઘણાએએ પણ એમાં ચિરસ્મરણીય સેવા અર્પી છે. સરકારી આશય સુધારાનો હતો, એમાં એની સક્રિય સહાય હતી, એ હકીકત પણ આ સર્વવ્યાપી સુધારાની ઝુંબેશના પાયામાં હતી.

અજ્ઞાન અને જડતાના થર જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રો પર જામી ચૂક્યા હતા. લાંબી ગજાદારી પરવશતાએ મહત્ત્વાકાંક્ષાને ચીજાવી દીધી હતી. જીવન સંકુચિત અને નિર્બળ થયું હતું. પ્રવાસ સલામત ન હતો. ઘર કિલ્લાની માફક જાળવવું પડતું હતું. વાડાઓ અને વિભાગો વચ્ચે સંસ્કૃતિનું વહેણું પાતળું પાતળું મંદ શ્વાસ લેતું હતું. કથાકારો, ભજનિકો, સંતસાધુઓ, ફકીરઓલિયાઓ, બહારવટિયાઓ, અને એવી બીજી પ્રાચીન-મધ્યકાલીન સંસ્થાઓને જીવતી રાખનારાઓના પ્રયત્નો પણ માત્ર આશ્વાસનરૂપ જ હતા. જ્ઞાન, વૈરાગ્ય, અને ભક્તિના માર્ગ પર જતી પ્રજા અને તેના પુરોહિતો સમા કવિઓ અને ધર્માચાર્યો પણ વિકટ પથ કાપતા હોય એમ ઉલ્લાસ વિના કાર્ય કરતા હતા. સૌરાષ્ટ્ર અને ગૂજરાતમાં આથમતી મોગલાઈના ઓળા અને ઉનાવળા બનેલી એકમાર્ગી મરાઠી સત્તાના ઉત્પાત પ્રસર્યા હતા. નાના નાના સ્વાર્થ માટે ધીંગાણાં—લડાઈઓ થતી તેમ ધાડ—લૂંટ પણ થતી. રાજદારી સૂત્ર-

ધારોની નજર ટૂંકી થઈ હતી. એમની શક્તિ છિન્નવિભિન્ન થઈ નાનકડી સિદ્ધિઓ મેળવવામાં ખૂંપી જતી હતી. પ્રજાકીય નેતાઓ સલામતીમાં જ સંતોષ સેવતા થયા હતા. મધ્યકાલીન ઇતિહાસનો એ છેવટનો ભાગ અંધારે છવાઈ ગયો હતો.

'એ અંધારું ઓગણીસમી સદીમાં ક્રમે ક્રમે ઓસરતું ગયું; આજે ય એ અંધારું સંપૂર્ણ વિલીન તો થયું નથી જ. દલપતરામ ડાહ્યાભાઈના જમાનામાં અંધારું ફેડવાનો પુરુષાર્થ કરવાનો હતો. એ અંધકારનું સ્વરૂપ સર્વભક્ષી હતું; એ સામેનો પુરુષાર્થ સર્વલક્ષી થાય એ સહજ છે.'

(સ્ત્રીને ઘર સિવાય બીજી દુનિયા ન હતી અને ઘર તો હતું સાંકડું, જીર્ણ અને નિસ્તેજ. ઘરમાંથી તેમ બહારનાં ક્ષેત્રોમાંથી ભવ્યતા કે તેજસ્વિતા અસ્ત થઈ હતી. સ્ત્રીશિક્ષણની વાત દલપતરામના જમાનામાં નવી જ હતી. ઘરની દીવાલો ઉપરાંત સ્ત્રીના જીવનની આડે બીજી ય ઘણી રૂઢિશિલાઓ ખડકાઈ હતી. બાળલગ્નનો પંજો તો સ્ત્રીપુરુષ ઉભયને ગૂંગળાવનારો ગણાય, પણ સ્ત્રીને તો એની ભીંસ વધુ જીવલેણ થતી. કજોડાંની પ્રથા પણ સ્ત્રીનો જ મોટો ભોગ લેતી. પતિના મરણ પછી એ બળી મરે તો 'સતી' નામે બિરદાવાતી! કવિ દલપતરામના જન્મ પછીના દાયકામાં જ રાજા રામમોહનરૉય સમા બંગાળી લોકહિતૈષીના પ્રયત્ને અને સર વિલિયમ બેન્ટિક સમા અધિકારીની સંમતિથી એ સતીનો ચાલ તો દૂર થયો. દલપતજમાનાનો સ્ત્રીજીવનનો મોટો પ્રશ્ન તો હતો 'વિધવાવિવાહ'. નર્મદ, દલપત, કરસનદાસ મૂળજી, આદિની વિચારણા અને પ્રવૃત્તિનું એ મહત્ત્વનું લક્ષ્ય હતું. બાળલગ્નો તથા કજોડાંના અન્યાયી વિષચક્રમાં કચડાતી સ્ત્રીને તેની ઇચ્છા હોય તો પુનર્લગ્નની છૂટ હોવી ઘટે, એમાં શાસ્ત્રવિરુદ્ધ કશું જ નથી, એમાં જ સાચી માણસાઈ છે, એ તેમનો આગ્રહ. વિધવાવિવાહની વાતે આજેય ઘણાંના મન કચવાય છે. આજથી સો વર્ષો પૂર્વે દલપતરામના જમાનામાં એવો વાદ કરવો, એવું લખવું એય ક્ષોભજનક થતું, તો નર્મદ જેવાની સક્રિય સુધારણા

તો મહાગડ જ લાગેને ? કરાક વગી સ્ત્રીનો જન્મ જ અનિષ્ટ ગણાતો એ જન્મે ત્યા જ એને મારી ન ખાતી—દૂધપીતીની એ પ્રથા પણ કર્નલ વોન્ર જેવા અંગ્રેજ અધિકારીને પ્રયત્ને નિર્મૂળ થઈ ઓગણીસમી સદીના પૂર્વાર્ધમા સ્ત્રીની જે સ્થિતિ હતી તેમા એકપક્ષે સરકારી કાનૂન અને ઉત્તેજનથી તો અન્યપક્ષે સુધારકો, લેખકો આદિની ઝુબેશથી ઉત્તરાર્ધમા સ્પષ્ટ ફેર થતો ગયો ૫

ગામઠી શાળાઓમા અલ્પસાધન આપણુ શિક્ષણતત્ર ચાલતું હતુ ખપપૂરતું શિક્ષણ લેવાતું કોમકોમનું અભ્યાસધોરણ જુદુ જુદુ હતું બ્રાહ્મણનો દીકરો આગળ ભણતો વાણિયા રજપૂતનો દીકરો અમુક હદનુ જ જાણી લેતો એ શિક્ષણ વ્યક્તિમૂલક હતુ ગજનારણમા તેમ કેળવણીમા વ્યક્તિનુ મહત્ત્વ કેન્દ્રિત હોય તો એના લાભાલાભ ઉભય છે જીવનસમગ્રમાથી ઓજસ્ ઊડી ગયુ હતુ એની સ્ફૂર્તિ શમ્યા સમી થઈ હતી એટલે વ્યક્તિમૂલક શિક્ષણમા લાભ રતા ગેરલાભ મધ્યકાલીન ગૂજરાતે વધુ મેળ યો શિક્ષક અને શિષ્ય વચ્ચે અપરોક્ષ સમ્બન્ધ હતો, પરન્તુ જ્ઞાનની ઉપાસના, વિદ્યાની વૃદ્ધિ કે અનેકદેશીય ગ્રતી કેળવણી વિરલ હતી જો એમ ન હોય તો ગામડાઓ તો ઠી પરન્તુ શહેરોમા પણ ભૂઆઓ, છનમીઓ જાદૂગરો અને બાવાઓની બોલબાલા શાની ચાલે ? દુર્ગારામ મહેતાજીને સુરતમા એ નડેમ સામે લડવુ શાનો કેવો પડે ? અશક્ય ચમત્કારો અને અંધ શ્રદ્ધાયુક્ત લોકાચાર પ્રત્યે સમાજ શાનો અભિમુખ હોય ? ભૂત, ડાકણ, પ્રેત, બાધા આખડી એવા અનેક વહેમોના જાળાઓ વચ્ચે સામાન્ય પ્રજા ગૂચવાતી હતી આપણી ઓગણીસમી સદીના ઉત્તરાર્ધના ઘણા સુધારક લેખકોએ આ ભ્રમકૂડને ઉઘાડા પાડયા મૂઠ ચોટ, મ ત્ર, જાદૂ, કીમિયા, ભૂત, ડા ણ ઇત્યાદિ પર સચોટ પ્રહારો કરતા લખાણો અને ભાષણો તેમ આહ્વાનોય થયા આપણુ શિક્ષણ ચેતન પૂરે તેવુ નહોતુ ન હતું, એ અવશ્ય ૬

૪ આપણા રાષ્ટ્રીય પુનરુત્થાન અર્થે એ જમાનાની નજર ગઈ એક બીજી સમસ્યા–જ્ઞાતિભેદ પર. સંરક્ષણાત્મક દૃષ્ટિ ઉગ્ર બનીને એ સંસ્થાને જડ અને વિકાસબાધક કરતી ઘણાને લાગી. આ પ્રશ્નમાં બહુ સક્રિય કામગીરી તો નથી નોંધાઈ, અને જે કંઈ થયું તે પણ પૂરતી નિશ્ચયાત્મક વીરતા વિના. તોપણ એ નિર્જીવ અને નિરર્થક નાકાબંધી તોડવાનો વિચાર કરાયો તે પણ ઓછું ન ગણાય. "નાત આપણને તરછોડે, પણ નાતને આપણે તરછોડવી નહિ."* એવું લખતા મહીપતરામ પ્રાયશ્ચિત્ત કરે છે, દુર્ગારામ પણ વિધવા સાથે લગ્ન કરવા સંમત ન થયા, નર્મદ પણ પૂરજોસમાં ધસ્યો તેમ પાછો ય વળ્યો, ભોળાનાથે પ્રાર્થનાસમાજમાં જ્ઞાતિભેદનો મુદ્દો દૂર રાખ્યો,—આ બધું જ્ઞાતિબલની અતિશયતા સૂચવે છે. પરદેશીઓએ આ સંસ્થાને પ્રહારનું મુખ્ય નિશાન બનાવી તેથી પણ કદાચ તેના રક્ષણની સહુને જરૂર જણાતી હશે. પરજ્ઞાતિલગ્નના મુદ્દાની હિમાયત ક્યાંય નથી એ નોંધવું ઘટે. જ્ઞાતિભેદનો શાસ્ત્રીય અને ઉદાર મતનો વિરોધ વ્યક્ત થયો એટલું ખરું.

૫ ઈશ્વર એક જ છે, એ નિરાકાર જ હોઈ શકે, આદિ માન્યતા ઘણાને યોગ્ય લાગી. મૂર્તિપૂજાની નિરર્થકતા, બાલિશતા આપણા ઘણા સુધારકોએ ગંભીરતાથી અને ઉપહાસથી.‡ પણ બતાવી. મંદિરો અને આચાર્યોમાં પ્રવર્તતા સડાને ખુલ્લા કરીને ભોળી જનતાને એથી દૂર રાખવાના ભગીરથ પ્રયત્નો પણ થયા. જદુનાથ મહારાજવાળો જાણીતો લાયબલ-કેસ અને સુધારકમંડળની તે વેળાની અગ્નિપરીક્ષા આપણા સુધારાની કથાની અગત્યની ઘટના છે. વૈષ્ણવ મહારાજોની ક્ષતિઓ ઉઘાડી પાડવાની અને જાનની પણ ચિંતા મૂકી દઈને ચળવળ કરવાની એ ધગશ તે જમાનામાં બંડ જેવી જ ગણાતી. સંપ્રદાયોમાં ક્ષીણ થતી

* "પાર્વતીકુંવર-આખ્યાન."

‡ જુઓ શ્રી. યશોધર મહેતાકૃત 'રણછોડલાલ' નાટકમાંનો પ્રાર્થના-સમાજને લગતો સંવાદ.

આપણી ધાર્મિકતાની મુક્તિની એ સક્રિય ઝંખના આપણા સસ્કાર-ઘડતરની શુભ કથા છે. ,

જીવનની સર્વાંગશુદ્ધિ અંગેની ઝુંબેશ જ જાણે સુધારકોએ ઉપાડી. મદ્યપાનનિષેધની પ્રવૃત્તિ ઠીક ઠીક વેગ પામી. એ અંગેની કવિતા, એ અંગેની સભાઓ, મંડળીઓ આ સમયે દેખાય છે. હોળી જેવા તહેવારોએ થતી બીભત્સ ઉજવણી સામે વિરોધ ઉઠાવાયો, એ વિશે પુસ્તકલેખન પણ થયું ગંદકીવાળી સડકો પરના છુટતા ખર્ચાળ જમણ અને લગ્નાદિ પ્રસંગના ફટાણા ગાવાની અસસ્કારી પ્રણાલિકા સામે પણ લખાયું આમ વ્યક્તિ, જ્ઞાતિ કે સમાજના દૂષણો દૂર કરવા માટે એ જમાનાના પુરુષોએ પ્રયત્નો કર્યા વિધવાપુનર્વિવાહથી માંડી પરદેશગમન કે આવી નાની નાની સુધારાની ઝુંબેશમાં સ્ત્રીઓમાની સમજુ સ્ત્રીઓનો પણ મૂગો છતા મક્કમ સહકાર રહેતો—મહીપતરામ, નર્મદ વગેરેને એ મળેલો[૧]

આપણી આર્થિક દશા પણ અસ્તવ્યસ્ત થઈ ગઈ હતી ગાયકવાડી પરગણાના તથા અંધાધૂંધીને કારણે ખેડૂત વેપારી કે સામાન્ય પ્રજાને શાન્તિ ન હતી, મુક્તિ ન હતી વેરા, લૂંટ, વગેરે તો હતા જ ઉપરાત ઉત્તેજનના અભાવે આર્થિક સ્થિતિ ઊંચે આવવાની શક્યતા જ ન જોતી હતી છત્તગાઓ અને અન્યાયી વેરાઓમાં પ્રજાના ધનની પાયમાલી થતી હતી -વિ દલપતરામના પ્રવૃત્તિકાળની પૂર્વેના ગૂજરાત અને તેના પાટનગરની અવદશાના વર્ણનો મળે છે ઈ સ ૧૮૫૧મા લખાએલા 'અમદાવાદનો ઇતિહાસ'મા શ્રી મગનલાલ વખતચંદના શબ્દો જોઈએ, "ગમે તેવો શાહુકાર હોએ પણ ધોળા લૂગડા તથા મોહોટા પદનાના જાડા થેપાડા તેહેનાથી પેહેરાના નહીં"

[૧] અગ્રેજો હજી સ્થિર થયા ન હતા ત્યારે જેમ આપણે ત્યા સ્વાતત્ર્યની ભાવના ન હતી તેમ ન્યાયની પણ યોગ્ય ભાવના કે વ્યવસ્થા ન હતી શિક્ષણની જેમ ન્યાય પણ વ્યક્તિગત યોગ્યતાનો હતો

આપણી ભાષા પણ એકસરખી ન હતી અને સ્થાનિક અંશો તેમજ ગ્રામ્યતાથી બોલાતી—લખાતી. સૌરાષ્ટ્ર તેમ ગૂજરાતના પ્રદેશે પ્રદેશે એમાં ફેરફારો થતા. ઓગણીસમી સદીમાં શિક્ષણતંત્ર સુધરતાં અને નવાં વાચનમાળા જેવાં પુસ્તકો પ્રચાર પામતાં આપણી ભાષા પણ સુધરી; એમાં શિષ્ટતા અને સમાનતાનો ગુણ આવ્યો.

આપણી આવી સામાજિક, આર્થિક અને વિદ્યાવિષયક અવદશાને નિવારવા આપણા સમજુ વિચારશીલ વર્ગે તેમજ કેટલાક સહૃદય પરદેશીઓએ વ્યક્તિગત તેમજ સંસ્થાઓ દ્વારા કાર્ય કર્યું. એનાં સુખદ ફળ પ્રજાને મળવા પણ માંડ્યાં. મુંબઈ, અમદાવાદ, સૂરત કે રાજકોટ, ભાવનગર તેમ જૂનાગઢમાં પણ ધીમે ધીમે જાગૃતિનું વાતાવરણ પ્રસરતાં વિધવિધ જનહિતસાધક પ્રવૃત્તિઓનું સંચાલન કરતી સભાઓ શરૂ થઈ. મુંબઈમા હિન્દુઓ અને પારસીઓ આગળ પડ્યા. ગૂજરાતીઓની 'બુદ્ધિવર્ધક સભા' અને પારસીઓની 'જ્ઞાનપ્રચારક સભા' મશહૂર થઈ. આપણા ઘણા સુપ્રસિદ્ધ સંસ્કાર-નેતાઓ તેના ઇતિહાસને ઘડનારા નીવડ્યા. સ્ત્રીકેળવણી, વિદ્યાવૃદ્ધિ, સામાજિક સુધારાનાં વિવિધ કર્તવ્ય એ સંસ્થાઓએ ઉપદેશ્યાં અને આદર્યાં. 'માનવધર્મ સભા' અને બીજી એવી સંસ્થાઓ સૂરતમાં થતાં દુર્ગારામ, મહીપતરામ અને અન્ય તેમાં ધુરંધરો થયા. અમદાવાદમાં ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી, વિદ્યોત્તેજકમંડળ, આદિ સંસ્થાઓ સ્થપાતાં ભોળાનાથભાઈ, દલપતરામ, અને અન્ય તેમાં ઉત્સાહભેર જોડાયા. રાજકોટમાં 'વિદ્યાગુણ પ્રકાશક સભા,' જૂનાગઢમાં 'બાળજ્ઞાનોદય સભા,' પોરબંદરમાં 'સુબોધ પ્રકાશક ડિબેટિંગ સોસાયટી,' જામનગરમાં 'મનોરંજક સભા,' એવી એવી મંડળીઓનાં કાર્ય નોંધાયાં છે અને એના કર્ત્તવ્યની ધુરા શ્રી. મણિશંકર કીકાણી, રા. બ. ગોપાળજી સુરભાઈ, અને બીજાઓએ ઉપાડી લીધેલી. પ્રાણજીવન હરિવલ્લભદાસ, મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, રણછોડલાલ છોટાલાલ, બેચરદાસ લશ્કરી, પ્રાણલાલ મથુરાદાસ, ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક, લાલશંકર ઉમિયાશંકર,

રણછોડરામ ઉદયરામ, કેશવલાલ વકીલ, વલ્લભજી હરિદત્ત આચાર્ય, રુદરજી સુંદરજી રાણા, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, સારંગેશ્વર જોશી, ખુશાલરાય સારાભાઈ, ઇચ્છાશંકર વ્યાસ, વલ્લભદાસ પોપટભાઈ શેઠ, હરગોવિન્દદાસ કાંટાવાળા, જેવા લેખકો, કેળવણીકારો અને વ્યવહારુ નેતાઓ ઉપરાંત શેઠ મગનદાસ નથુભાઈ, શેઠ લખમીદાસ ખીમજી, નગરશેઠ હીમાભાઈ, શેઠ પ્રેમાભાઈ, શેઠ ગોકુળદાસ તેજપાલ, પ્રેમચંદ રાયચંદ, સર જમશેદજી બેરોનેટ, શેઠ સોરાબજી, આદિ હિન્દુ પારસી ધનિકો, દાદાભાઈ નવરોજજી, ડૉ ભાઉ દાજી સમા દેશહિતૈષી સુજ્ઞ જનો કે ગોપાળ હરિ દેશમુખ સમા અધિકારીઓ આપણા પુનરુત્થાનને સફળ કરવા પોતાથી બનતું કરી રહ્યા ફોર્બ્સ, કર્ટિસ, હોપ, ટેલર, ગ્રીન્સ, હાવર્ડ, હ્યૂમ કે કર્નલ લેંગ સમા ગોરા અધિકારીઓની સેનાઓ પણ આ સ્મૃતિપટે ઝળકી ઊઠે છે

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં તો આપણી આધ્યાત્મિક વિશુદ્ધિ અને પ્રગતિની સઘન પ્રવૃત્તિઓ પણ મંડાઈ અમદાવાદમાં ભોળાનાથ સારાભાઈ અને તેમના સહાયકો મહીપતરામ, રણછોડલાલ છોટાલાલ આદિએ એકેશ્વર દૃષ્ટિ પ્રબોધતી, નિરાકાર પરમાત્માની પ્રાર્થનામાં પ્રેરતી 'પ્રાર્થનાસમાજ' નામક સંસ્થા સ્થાપી, ઈ સ ૧૮૭૧માં. ભોળાનાથભાઈએ આધ્યાત્મિક વિકાસની દૃષ્ટિએ આ પૂર્વે પણ એકાદ મંડળ તો રચેલું, પણ 'પ્રાર્થનાસમાજ'નું કાર્ય વધુ ચિરંજીવ થયું એમાં પ્રાચીનનું શુભ તત્ત્વ સમાવી લેવાની દૃષ્ટિ હતી સમાજિક સુધારા તરફ પણ આ સંસ્થા અભિમુખ હતી રાજા રામમોહનરાયે શરૂ કરેલી 'બ્રહ્મોસમાજ' (બંગાળા)માં પણ એકેશ્વરભાવ અને મૂર્તિપૂજાવિરોધ હતા, પરન્તુ તેમાં જાતિભેદના અસ્વીકારનો જે સિદ્ધાન્ત હતો તે ગુજરાતી વ્યવહારુ શાણપણને કારણે ભોળાનાથને 'પ્રાર્થનાસમાજ'માં સમાવવો ઉચિત ન લાગ્યો ભક્તિનો ઓપ આ સંસ્થામાં વિશેષ હતો બંગાળની બીજી સંસ્થા 'પરમહંસ મંડળી' ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગરે સ્થાપેલી, પરન્તુ તેની અસર મુંબઈમાં જ રહેલી જણાઈ છે જ્ઞાતિસંસ્થાના ઉચ્છેદનના

ઉત્કટ આગ્રહને કારણે તેમજ એનાં ગુપ્ત મિલન અને પાઉંરોટીના છાનાં ખાનપાનને કારણે એ સંસ્થા સમજુ વર્ગમાં પણ શંકાસ્પદ બની ગઈ હતી. મોરબીના મૂળ બ્રાહ્મણ મૂળશંકર ( ૧૮૨૪-૧૮૮૩ ) પરન્તુ ભારતની વિભૂતિ બની શકેલા સ્વામી દયાનંદ સરસ્વતીએ આપણા ધર્મનાં પ્રાચીન શુભ તત્ત્વોનો ઉત્કર્ષ પ્રેરવા અને નવા યુગની સામાજિક જાગૃતિને તેમાં સંકલિત કરી દેવા ભારે સફળ પુરુષાર્થ ઉપાડ્યો. એમણે સ્થાપેલી આર્યસમાજની પ્રવૃત્તિ ઈ. સ. ૧૮૭૫ના અરસામાં પ્રસરી. વેદનું શ્રેષ્ટત્વ—અલૌકિકત્વ, બ્રહ્મચર્યગૌરવ, મૂર્તિપૂજાનું મિથ્યાત્વ, સ્ત્રીશિક્ષણ, રાષ્ટ્રભાષા હિન્દીનો પ્રચાર, જ્ઞાતિભેદ-અસ્વીકાર, અસ્પૃશ્યતા-નિવારણ—એમનું એ હતું પ્રધાન વક્તવ્ય. એમનું ઊંડું સંસ્કૃતજ્ઞાન, અસાધારણ ચિંતન, તેજસ્વી ઉદ્દામ વક્તૃત્વ, નિશ્ચયાત્મક કાર્યશક્તિ, આર્યત્વની એમની ઉપાસનાને લીધે એ પ્રતિભા, શ્રદ્ધા અને કર્તવ્ય-શક્તિવાળા મહા પુરુષે ગૂજરાત ઉપરાંત દેશભરમાં નવી જ સ્વમાન અને આત્મરક્ષણની પ્રબલ ભાવના જગાડી. પ્રાચીન ઉચ્ચ આદર્શો અને સંસ્થાઓનો પુનરુદ્ધાર કરવાની તેમની દૃષ્ટિ હતી. એમના બોધ તથા કાર્યમાં દીર્ઘદૃષ્ટિ હતી, તેમ દેશભક્તિ પણ હતી. તેમની એક જ વાત ઘણા સમજુ જનોને અમાન્ય નીવડી—વેદનું ઈશ્વરપ્રણીતત્વ. એકંદરે એમનું કાર્ય હજી લગી જીવંત હોવાનું કહી શકાય. તે સમયની ઘણી સંસ્થાઓ તેમના પ્રચંડ પ્રતાપી વ્યક્તિત્વથી મુગ્ધ બની તેમની સંસ્થામાં જોડાવા પણ પ્રેરાઈ હોવાનું કહેવાયું છે. એમાં કેવળ રક્ષણ ન હતું, સંરક્ષણયુદ્ધ પણ હતું.

થિયોસોફી નામનું આધ્યાત્મિક મંડળ ઈ. સ. ૧૮૭૮માં પ્રચાર પામ્યું. મેડેમ બ્લેવેટ્સ્કી અને એની બિસન્ટ સમી વિદુષીઓએ તેને ચિરંજીવ બનાવી. બિસન્ટે ગાયેલ ભારતગૌરવે તો આંગ્લ સંસ્કારે મોહિત એવા ઘણાની દૃષ્ટિ પણ ખોલી. બિસન્ટનું કાર્ય પછીથી થયું, છતાં મેડેમ બ્લેવેટ્સ્કી વગેરેએ યોગવિદ્યા અને અધ્યાત્મનો ઠીક ઠીક પ્રચાર કર્યો. વિજ્ઞાનને નામે વહેમ વધાર્યો, ભૂતોને ગૌરવ ગણ્યું, એ

આ સંસ્થાનું ઉધારપાસું કવિ ન્હાનાલાલ દર્શાવે છે. એટલું અવશ્ય સ્વીકારવું જોઈએ કે આ સંસ્થાએ એકતા અને રાષ્ટ્રભક્તિના કાર્યમાં અગત્યનું અર્પણ કર્યું છે.

આ ઓગણીસમી સદીના સ્થાપન સાથે સ્વામી સહજાનંદ ગૂજરાતમાં સ્વામીનારાયણ સંપ્રદાય સ્થાપે છે. અંગ્રેજ અને આ સંપ્રદાયનાં પગલાં એકીવેળા થવામાં સંપ્રદાયીઓ તો વિધિસંકેત પણ માનતા! અશાન્તિ, ઉદ્વેગ, અરાજકતા અને અત્યાચારના વિષમ વાતાવરણ વચ્ચે સ્વામી સહજાનંદ (ઈ. સ. ૧૭૮૧-૧૮૩૦)નું આકર્ષક પવિત્ર વ્યક્તિત્વ અદ્‌ભુત સૌમ્ય વાતાવરણ રચે છે. શ્રમજીવી અને પછાત વર્ગમાં એની અસર થઈ એ તેની વિશિષ્ટતા છે. પરધર્મીઓ પણ તે તરફ ખેંચાય છે એ બીજી વિશિષ્ટતા છે. ભૂત-પ્રેતમાં ન માનવાનું, બાહ્યાન્તર વિશુદ્ધ રહેવાનું, ભક્તિ અને વૈરાગ્ય સેવવાનું, સહજાનંદે ઉપદેશ્યું. એમનો વિરોધ પણ થતો; એમની ભક્તિમય પૂજા પણ થઈ.

આપણે ત્યાં સામાજિક સુધારાનું કાર્ય કરનાર વર્ગ ઉદ્દામ બનતાં એને ભ્રષ્ટ અને પતિત માનનાર સમાજ, આપણી સંસ્કૃતિ અને આપણો ધર્મ તૂટી ન પડે એની ચિન્તામાં હતો. એવે સમયે આવી સંસ્થાઓ આગળ આવી, પરન્તુ તેમાંની લગભગ પ્રત્યેકનો મૂર્તિપૂજા-વિરોધનો વિચાર જોઈ સામાન્ય પ્રજા તેથી દૂર રહેતી અને શિક્ષિત વર્ગમાં જ તેનો ફેલાવો થયો. ખ્રિસ્તી ધર્મનું આ માત્ર વેશાન્તર છે એવું તે દરેક વિષે સામાન્યતઃ તો મનાતું. આવા વર્ગને નવેસર દોરનારાઓમાં શ્રીમન્નૃસિંહાચાર્ય, શ્રીમનસુખરામ શર્મા, વગેરે થયા. વિધવાવિવાહનો પ્રચાર કરતા, લગ્નાદિ પ્રસંગોના કુરિવાજોને નિર્મૂળ કરવાનું કહેતા, જ્ઞાતિની સંકુચિતતા સમજાવતા અને પરમાત્માની નિરાકાર વિભૂતિ પ્રબોધતા સુધારકોમાંના કેટલાક ખ્રિસ્તી ધર્મ સ્વીકારતા અટક્યા, એના કારણમાં કંઈક અંશે આ નૂતન સ્વરૂપની આધ્યાત્મિક

પ્રવૃત્તિઓએ સર્જેલું વાતાવરણ પણ ખરું જ. એક રીતે તો આ પ્રવૃત્તિઓ આપણને આપણા ધર્મના ઉજ્જવલ માર્ગો પરનાં ઝાંખરાંઓ-માંથી દૂર કરીને મૂળ માર્ગે જ આપણું અનુસંધાન કરી આપવા પૂરતી હતી.

ઓગણીસમા સૈકાનું ગૂજરાત અંધકારમાંથી અજવાળામાં સરતું ઇતિહાસના અભ્યાસીને લાગશે. આપણી સામાજિક, ધાર્મિક, આર્થિક અને રાજદ્વારી પરિસ્થિતિ પણ કંઈક સુધરતી લાગે છે. આ સમયમાં પ્રજાઐક્યની લાગણી જાગી, મંડળીઓ રચાતી થઈ, વ્યાખ્યાનો—વર્તમાનપત્રો વગેરે દ્વારા લોકમત કેળવાઈ રહ્યો, પરદેશ જવાની હિંમત બતાવાઈ, એટલું જ નહિ પણ વિધવાવિવાહનું સાહસ કરનાર સ્ત્રીપુરુષો પણ ગૂજરાત સૌરાષ્ટ્રમાં બહાર આવ્યાં. માધવદાસ-ધનકોર, દામોદર માણેક, લલ્લુ ખુશાલ-જડાવ જેનાનાં નામો ભૂલી ન શકાય. એ જમાનામાં સુધારકો તેમની પડખે રહેતા.

રાજદ્વારી જાગૃતિનાં ચિહ્નો પણ આ કાળે વર્તાયાં. સૂરત, ભરૂચ જેવાં સ્થળોમાં પ્રજાસમાજ નીકળી તેવી શમી પણ ખરી, છતાં સ્વદેશીની હિલચાલે તો દલપતરામ, હરગોવિન્દદાસ કાંટાવાળા, અંબાલાલ સાકરલાલ, આદિની સેવાઓ મેળવી મીઠાવેરા સામેની લાગણી અને દુર્ગારામ મહેતાજીની તે વેળાની પ્રજાધિકારની હિમાયત કે દલપતરામ જેવા રાજ્યનિષ્ઠનો ય મીઠાવેરા સામેનો વિરોધ, આ બધું ઘણું જ સૂચક છે.

ઈસુનો ઓગણીસમો સૈકો આપણા આધુનિક જમાનાના ઐતિહાસિક પુરુષાર્થનો સમય કહી શકાય એ પુરુષાર્થ કરનાર વિદ્વાનો હતા, અલ્પશિક્ષિતો હતા, ધનિકો હતા, અલ્પસાધન જનો હતા, અધિકારધારી હતા, સામાન્ય સ્થાન ભોગવનારા હતા, પુખ્ત હતા, જુવાન હતા, દેશી હતા, અને પરદેશી પણ હતા જનસમાજને ઊંચે આણવો, એની આર્થિક, સામાજિક, નૈતિક અને રાજદ્વારી સ્થિતિ ઉત્કર્ષગામી કરવી, એ જ હતો એમનો નાદ. નિશાળો, છાપખાનાં, પુસ્તકાલયો, સભાઓ,—જે

સાધનો એમને મળ્યા તે સર્વનો આ પ્રયોજન અર્થે જ એમણે વિનિયોગ કર્યો.

(પરન્તુ સૈકાઓથી ઘડાએલા લોકાચાર અને મંદ લોકરુચિ એમ તરત વશે નહિ જ બને વીફરે, તોપણ નવાઈ શી? પુનર્વિવાહ—વિધવાનો, વિરોધ—ધર્માચાર્યનો, ગમન—પરદેશનું, સમાજ ખળભળી ઊઠે તેવું એ બધું હતું. મહીપતરામ, નર્મદ, આદિને એનો અનુભવ થયો. લોકો તો માનતા કે આ બધી ચળવળ અંગ્રેજોને ખુશ કરવા અને ખ્રિસ્તી ધર્મ અહીં ફેલાવવા માટે જ છે! ભણેલા તો નાસ્તિક અને ભ્રષ્ટ જ હોય, એવું ય મનાતું. રૂઢિવિરોધ સહવો સહાય કઠિન છે. આ જનમનને પ્રમત્ત બનાવે એવું કેટલુંક વાતાવરણે હતું. અર્ધદગ્ધ સુધારકો પૂરતા અભ્યાસ કે અનુભવ વિના માત્ર ઉત્સાહ અને દેખાદેખીમાં તણાઈ સુધારાનો રંગ ઢંગનો અતિશય પણ જીવનમાં ઉતારતા હતા. અને લોકમતની ઉગ્રતા જોઈ તેનો ત્યાગ કરી રૂઢિચુસ્તોના ટોળામાં પણ ઘૂસી જતા હતા.) સિદ્ધાન્તનિંદાના આવા અપાનન ઉપરાંત ખ્રિસ્તી પાદરીઓએ બાઈબલ—અંગ્રેજી ભાષાના માંડેલા પ્રચારના ટોળામાં આપણા ધર્મના અનેક અંગો પર તેમજ આપણા જીવનવ્યવહાર પર ઊડેન ધૂળે પણ લોકોને ચોંકાવી મૂક્યા. કેહરી, ડફ અને બીજા એવા અનેક ખ્રિસ્તી ધર્માચાર્યોની આવી ખંડનાત્મક પ્રવૃત્તિ સામે લોકમનમાં ભારે જાગ્રત થયો. સરકારી હદ પણ પરોક્ષ પ્રકારે આ પ્રવૃત્તિને મળતી હોવાનું જણાતા લોકમત વધુ સંરક્ષક બન્યો. સરકારી ઉત્તેજનની લાલસાએ પણ કેટલાક તે તરફ વળ્યા હશે! સૂરતના પારસી જુવાન નસરવાનજી આબુજીને ખ્રિસ્તી ધર્મમાંથી પાછો તેના મૂળ ધર્મમાં લાવવાનું કાર્ય દુર્ગારામ મહેતાજી જેવા સુધારકને ઉપાડવું પડ્યું અને દયાનંદ સરસ્વતીને પણ વિશુદ્ધિકરણની ઝુંબેશ ચલાવવી પડી. એનું રહસ્ય ઉપર્યુક્ત લોકમતના પ્રાબલ્યમાં જ છે. લોકમતની રૂઢિનિદ્રા જેમ ઘણી વાર નવા બળોમાંના વિઘાતક અથવા ક્ષણિક અંશોને ઉગાડી મૂકે છે, તેમ કેટલીક વાર તેની પડની એકરસાઈઓ પણ નવા બળોની સચ્ચાઈ આગળ ટકી શકતી નથી.

ઘણી વાર અધિકાર આગળ, ધન આગળ અથવા જ્ઞાન સમક્ષ તે નમી રહે છે ! ઈ. સ. ૧૮૭૦ના અરસામા વકીલ દામોદર દેવચદ અને વિધવા માણેકબાઈના પુનર્લગ્ન સામે વિરોધ ઊઠયો અને હિન્દુઓએ એ વકીલને મુકદ્દમા ન આપવાનો નિર્ણય કર્યો પરન્તુ દામોદર વકીલે હિન્દુઓના મુકદમા મફત લડવાનુ જાહેર કરતા ટપોટપ મુકદ્દમાઓ તેમને ઉંમરે પડવા માડ્યા ! આવી છે લોકશ્રદ્ધાની સ્થિતિ ! તેમ સુધારકો પણ ચેતીને જ ચાલતા—મહીપતરામને પત્ની પાર્વતીકુંવરે પરદેશપ્રવાસમા આહારશુદ્ધિ જળવાય તે હેતુથી મહિના એમનુ ભાતુ આપેલુ, એટલુ જ નહિ પણ રસોયો પણ સાથે જ હતો કરસનદાસ મૂળજીએ તો માસ ખાવાની ના પાડતા કેટલુક વેઠેલુ પણ ખરુ !

આમ સુધારાની નૌકાને સાવ સરળ માર્ગે જ જવાનુ ન હતુ સરકારની રહેમનજર કે મદદ હોય અથવા પડિતોનો ટેકો હોય તોપણ લોકમાનસને પલટવુ એ સાદુ કામ નથી ઓગણીસમા સૈકાની સુધારા પ્રવૃત્તિનો આપણા પ્રાન્તનો ઇતિહાસ મુખ્યત્વે તો પચાસ વર્ષોનો જ છે, પરન્તુ એમા આ છેડેથી તે છેડે આદોલનનો ઝોલા છે જ સુધારાનો ઉદ્દામ સેનાની વીર નર્મદ લડાયક મટી સરક્ષક થયો ત્યારે તો એમ પણ સહુ કોઈને લાગી રહ્યુ કે સુધારો પડ્યો ! તરત સુધારાનુ નાવ આગળ જ હકારાયાનુ ઇતિહાસ તો નોધશે સુધારાયુગની પહેલી પચ્ચીસી ઉદ્દામ હતી, પછીની પચ્ચીસી વિનીત અને સરક્ષક, છતાં ઓગણીસમી સદીનો એ ઉત્તરાર્ધ સરવાળે તો પ્રગતિકર્તા જ છે

લોકશિક્ષણના મહાન સાધનો—વર્તમાનપત્રો, સામયિકો, ચોપાનિયાઓ, અને પુસ્તકોએ આ વિકટ સફરને પાર કરાવી એમ કહી શકાય અમદાવાદમા 'બુદ્ધિપ્રકાશ' અને 'વરતમાન,' મુબઈમા 'મુબઈ સમાચાર' 'રાસ્તગોફતાર' અને કરસનદાસ મૂળજીવાળુ 'સત્યપ્રકાશ,' સૂરતનુ 'ડાડિયો,' રાજકોટનુ 'વિજ્ઞાનવિલાસ', કે 'શાળાપત્ર' ભાવનગરનુ 'મનોરજક રત્ન,' જૂનાગઢનુ 'સૌરાષ્ટ્ર

દર્પણ,' એમ આપણે ત્યા વર્તમાનપત્રોનો પ્રચાર થયો કરસનદાસ મૂળજી, મહીપતરામ રૂપરામ, દલપતરામ, નર્મદ, વલ્લભજી આચાર્ય, પંડિત નવલરામ, એના નેતાઓએ એ પત્રોમા વિચારના પ્રાણ પ્રગટા યા અને ભીમજી પારેખ કે ફેબુરાર કામરાજી જેવાઓએ આપણા આ મહાન આધુનિક ઉત્કર્ષસાધનની વિગ્રસ કથાના સ્થૂલ પાયા માડી આપ્યા લેખકો કે પત્રકારો જેટલી જ મહત્ત્વની સેવા છાપખાના સ્થાપનાર અને તેની સામગ્રીઓ ભેગી કરનારની પણ છે હોપ વાચનમાળાએ પણ સમાજને નવયુગનુ શિક્ષણ આપવામા કરેલી સહાય મૂલ્યવન્તી છે. ગૂજરાતમા ૧૮૫૭થી શરૂ થએના મુબઇ યુનિવર્સિટીના શિક્ષણથી અને હોપ વાચનમાળાથી સુધારાનો નવરસ સમાજને પ્રફુલ્લિત કરી ગયો હતો કવિ ન્હાનાલાલે એ સર્જનાત્મક બળોનો યોગ્ય પુરસ્કાર કર્યો છે જ. મુબઈ, અમદાવાદ, સૂરત અને પછી તો રાજકોટ આદિ સ્થળોએ પણ ગુજરાતી અને અગ્રેજી શાળાઓ, ટ્રેનિંગ કોલેજો, ઉચ્ચ શિક્ષણની કોલેજો, અને કન્યાશાળાઓ પણ સ્થપાતી અને વધતી જતી હતી એની ધુરાનુ વહન આપણા બુદ્ધિમન્ત અને ચારિત્ર્યશીલ પુરુષો અને લેખકોએ કરેલુ દુર્ગારામ, મહીપતરામ, દલપતરામ, ગોપાળજી સુરભાઈ, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, પ્રાણજીવન હરિવલ્લભદાસ, નવલરામ, નદશકર જેવા પ્રતિષ્ઠિત પુરુષોએ તેમા જ્ઞાન અને ચારિત્ર્યના તેજ ભર્યાં છે

ઉપર વર્ણવ્યા અનુસાર લોકમત વિરોધ કરતો તેમ રચનાત્મક પ્રવૃત્તિઓની પડખે પણ ઉત્સાહપૂર્વક રહેતો સુધારાની પ્રવૃત્તિ કરનારા ઓ પ્રત્યે આદરભાવ હતો જ એમના વ્યાખ્યાનો સાભળવા સમાજનો સમજુ વર્ગ એકત્ર થતો, હુન્નરોની રકમો સખાવત તરીકે તેમની પ્રેરણાએ મળી રહેતી, ઇનામી નિબન્ધોમા ઘણાને રસ પડતો, લેખકો અને કવિઓનો સત્કાર થતો, વર્તમાનપત્રો અને સામયિકોનુ વાચન વધતુ જતું હતું, લેખકો વધતા હતા અને સસ્થાઓની કામગીરી પણ વ્યવસ્થિત થતી જતી હતી અભ્યાસ અને કર્તવ્યનો ઉત્સાહ એ યુગના

લગભગ પ્રત્યેક પ્રગતિશીલ જનને પ્રેરણા પાતો હતો. લોકાચાર પણ પ્રગતિ પ્રત્યે અભિમુખ થતો જતો હતો. ફટાણાં જેવા સામાન્ય છતાં ૩૯ કુચાલ ઓછા થતા હતા, પરદેશગમન વધતું હતું, પુનર્વિવાહની ભડક હળવી થતી હતી, ધર્માચાર્યો અને ભૂવાઓ ચોંકીને ચાલતા થયા હતા, સ્ત્રીનું સન્માન અને શિક્ષણ શિક્ષિત કુટુમ્બોમાં વધતું જતું હતુ. ગોરાઓમાંના ઘણાની રંગદ્વેષી નીતિ સામે કચવાટ વધ્યો હતો. પોતાનાં દુઃખો જાહેર કરવાની હામ આવતી હતી. સ્વમાનનો ભાવ સળવળતો થયો હતો. ૧૮૫૭નો 'બળવો' ગૂજરાતમાં ભલે અવકાર ન પામ્યો; ભલે, એમ પણ લખાયું હોય કે, "હિંદુસ્થાનમાં લોકો બરીટીશ ગજમાં કેટલું છુટાપણું અને સુખ ભોગવશે? તેઓનાં હકને કેટલું માન મળશે? તથા તેઓનાં જાનમાલનો કેટલો સંભાળ છે? તે વિષે સર્વે કોઈ પોતાની નજરે હાલમાં જુએ છે અને અનુભવ મેળવતા જાએ છે," * તોપણ એટલું તો નિશ્ચિત જ કે ગૂજરાત પણ એમાંથી મળેલી અસ્મિતાની પવિત્ર ભસ્મથી વંચિત રહ્યું ન હતું. નવા શાસનને બિરદાવતા દલપતરામ જેવા પણ છેલ્વે છેલ્વે નવા શાસનની ક્ષતિઓ સામે લાલબત્તી ધરતા જ ગયા છે. નર્મદમાં તો પ્રા. પાઠક 'નર્મદ'માં દર્શાવે છે તેમ રાજદ્વારી પારતંત્ર્યનુ ભાન વિશેષ જાગ્રત હતું જ. સંઘશક્તિનું માહાત્મ્ય અને વ્યક્તિસ્વાતંત્ર્યનું ગૌરવ એણે જીવનભર દાખવ્યું છે. ૧૮૫૭ના 'બળવા'એ રાજસત્તાનું સ્વરૂપ તો બદલ્યું જ —ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીને બદલે રાણી વિક્ટોરિયા દ્વારા ઇગ્લંડની ધારાસભાની સત્તા અહીં સ્થપાઈ. રાણીના સુવિખ્યાત ઢંઢેરાએ જનતામા રાહત પેદા કરી તેમ આકાંક્ષા પણ પ્રેરી. સ્થાનિક આગ્ય રાજકર્તાઓ ઢંઢેરાની ભાવના મૂર્તિમન્ત કરવામા જેમ જેમ પીછે હઠ કરતા ગયા, તેમ તેમ પ્રજાના શિક્ષિત સમૂહનો અસંતોષ ઘેરો થતો ગયો. નિઃશસ્ત્રીકરણ અને ભેદનીતિએ પ્રજાને નિર્વીર્ય કરવાની કોશિષ કરી, છતા ભીનરથી પ્રજામાનસ મુક્તિ ઝંખતું થતું ગયુ. ઈસુની

---

* ડાહ્યાભાઈ દેરાસરી (અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન)

ઓગણીસમી સદીના અંત પૂર્વે પંદર વર્ષે તો આ અન્તસ્થના હિન્દી મહાસભાની સ્થાપનાના સ્વરૂપમા દૃષ્ટિગોચર પણ થઈ. 'બળવા'ના વર્ષોમા જે વિદ્યાપીઠો સ્થપાઈ એણે આપણી જાગૃતિને વ્યવસ્થિત કરી તો તે પછીની આધ્યાત્મિક નવી પ્રવૃત્તિઓ અને સુધારાની હિલચાલે આપણામા અસ્મિતા પ્રસારી. 'કાળાઓને વ્યાકરણ શા ?'—એવી ગોરી તુમાખીને તેજસ્વી બુદ્ધિમન્તોના કાર્યોથી જવાબ જાણે મળી રહ્યો. શિક્ષણ આપી લશ્કરમા લઈ જશે એવી જનભ્રમણાની જગાએ નવશિક્ષણની પરબોનો ઉપભોગ વધી ગયો.

'કવીશ્વર' દલપતરામ ડાહ્યાભાઈના આયુષ્યકાળને આવરતી આ ઓગણીસમી ઈસુસદીની તવારીખ આપણા દેશની અપૂર્વ કાયાકલ્પની કથા કહી જાય. નિષ્ક્રિય નિરાશા તથા નિર્વીર્ય ઉદ્વેગને સ્થાને વ્યાપક ઉત્સાહ અને વિચારશીલ કાર્યતત્પરતા પ્રજાજીવનની નિશાની બની. ઈંગ્લંડ અને ભારતનો આવો ઐતિહાસિક યોગ ઈશ્વરી શુભ સંકેતરૂપે એ સમયના દેશભક્તો માને, એ સહજ છે. બ્રિટિશ રાજ્યવ્યવસ્થામા જે ન્યાય, મુક્તિ અને શાન્તિનો પ્રજાને અનુભવ થયો એથી દેશી રાજ્યોમા પણ સુધારાની ઇચ્છા પેદા થઈ. ગૂજરાત નૂતન વાતાવરણને ઝીલવામા પાછું ન પડ્યું, તેના નેતાઓની દૃષ્ટિ પ્રગતિના માર્ગોએ વિનાવિલમ્બ વળી. એ આપણા ભાવિ વિકાસનું શુભ ચિહ્ન હતું. આંતરિક તેજોદ્વેષ, વિખવાદ અને અવ્યવસ્થાને દૂર કરતો એક સબળ રાજ્યસત્તાનો પ્રભાવ પથરાતા ખૂણે ખૂણે એકતાની હવા ફેલાઈ ગઈ. આપણી નવજાગૃતિના ગર્ભમા જીવંત પ્રકાશતી આપણી એક અખંડ અસ્મિતાની ભાવના જે સ્વરૂપમા આ સમયે પ્રગટ થઈ, એણે વિચારશીલ પરદેશીઓમા પણ આદર પ્રેર્યો. આપણું પ્રજામાનસ, આપણું કલા સાહિત્ય, આપણો લોકાચાર, આપણો ઇતિહાસ, આપણો ધર્મ, આદિને સહૃદયતાપૂર્ણ સમજનાર, એનો અભ્યાસ કરીને જગત સમક્ષ તે રજૂ કરનાર અને તેના પુનરુદ્ધારના કાર્યમા જોડાનારા તેમ દોરનાર પરદેશી સ્ત્રી પુરુષો ગૂજરાતે અને દેશે પણ જોયા. વ્યાકરણથી માંડી હિન્દી મહાસભા સુધી

આવી વ્યક્તિઓએ નોંધાવેલી સક્રિય સેવા વિદાય થયેલી આંગ્લ રાજસત્તાના જમા પાસાની ઉજ્જવલ હકીકત છે. શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટે સુંદર રીતે સૂચવ્યું છે તેમ દીવાસળીથી માંડીને આગગાડીની નવી દુનિયા એ રાજઅમલમાં જ આપણે અનુભવી. એ સાથે એમની સ્વાર્થી નીતિનાં કેટલાંક પાસાં તો આપણે ઉપર જોયાં છે જ; તેથી એ જ લેખકના આ કથનને આપણે સ્વીકારીશું કે, "નથી-તે કેવળ સુખપૂર્ણ સુવર્ણયુગ કે નથી તે કેવળ દુઃખપૂર્ણ કથીરયુગ." *

કવિ દલપતરામના જીવન અને કવનની સમીક્ષાની આ પશ્ચાદ્ભૂ તેમના સમયને જ નહીં પરંતુ તેમને પોતાને સમજવા માટે પણ પાયાના મહત્ત્વની છે. એ શાણા સજ્જને સમયમૂર્તિ બનીને પ્રજાસેવા દ્વારા જીવનને તેમ ગૂજરાતને પણ ધન્ય કર્યું. એમનું કાર્ય પાયો પૂરવાનું હતું. એમણે કૃતજ્ઞભાવે, ધીરતાથી, અવિરામ રીતે, પોતાનું એ કર્તવ્ય સિદ્ધ કર્યું.

## : ૨ :

"તેમનું સ્થાન લેનાર કોઈ નથી."

—મણિલાલ દ્વિવેદી ( સુદર્શન-ગદ્યાવલી )

*"He remained a devoted and a broad-minded worker* **in the field of literature, reform and education."**

**—K. M. Munshi ( Gujarat & Its Literature ).**

"નવયુગના મંડાણને અવસરે એક ધર્મશીલ, ગંગાજળનિર્મળ, કવિતાકોડામણો, જૂનાં ને નવાંનાં મહાસત્યો પ્રીછનાર ને પ્રિછાવનાર લોકહિતચિંતક દેશનેતા ગૂજરાતને સાંપડ્યો."

—કવિ ન્હાનાલાલ ( કવીશ્વર દલપતરામ )

"દલપતરામ દેશસેવક એટલે દેશપ્રીતિ, કોમળ સાચદિલી, દૂરદર્શીપણું અને અનહંકાર."

—વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી ( 'ક. દ. ડા.'—વિવેચના ).

*

આવા ઐતિહાસિક સૈકાના દલપતરામ ડાહ્યાભાઈ ત્રવાડી એક ઐતિહાસિક પુરુષ છે. ઈસુની ઓગણીસમી સદી જેમ પ્રાચીનના અથવા મધ્યકાલીનતા તજીને અર્વાચીનતાથી મંડિત થતી હતી, તેમ કવિ દલપતરામ પણ પ્રાચીન અને અર્વાચીનના સંયોગરૂપ જીવન જીવનાર મહાપુરુષ છે. મર્મજ્ઞ વિવેચક નવલરામે લખ્યું છે તેમ તેઓ, સાચે જૂના અને નવા વચ્ચેના સેતુ જેવું જીવન જીવી ગયા. કવિ ન્હાનાલાલે વર્ણવ્યું છે તે પ્રમાણે, "એમને તો પ્રાચીનતાના થડ ઉપર અર્વાચીનતાની વેલીઓ ચઢાવવી હતી."

કવિ દલપતરામનું ૭૮ વર્ષોનું પ્રવૃત્ત આયુષ્ય એટલે પુરુષાર્થની ગરવી કથા. એમના જીવનની સિદ્ધિઓ માટે એમ કહી શકાય કે એને અનુકૂલ વાતાવરણ સર્જવામાં એમનો પોતાનો જ બહુધા ફાળો છે. નૈસર્ગિક શક્તિઓનો એમણે દાખવેલો ચમત્કાર દૃષ્ટાન્તરૂપ ગણી શકાય. સાદી અને થોડી સાધનસામગ્રીનો એ સવિવેક વિનિયોગ જ એમને માટે વિકાસસાધક નીવડ્યો. લગભગ એંસી વર્ષો સુધી ત્વરિત ગતિએ વિકસતા જતા પ્રજાના ઇતિહાસમાં અગ્રણીપદ સેવવું એ નાનીસૂની વાત નથી. લગભગ શૂન્યમાંથી એમણે પોતા માટે અને તે દ્વારા સમસ્ત ગૂજરાત માટે એક ભવ્ય સર્જન કર્યું એમ નિઃસંકોચ કહેવું જોઈએ.

વિરલ એવું એ કાળપરિવર્તન હતું. અપરિચિત બળોનો એ અપૂર્વ સંઘર્ષ હતો. યોગ્ય કહેવાયું છે, "ભારતનો ઇતિહાસ વિશાળ છે, પણ સંસ્કૃતિઓનું આવું જબરૂ સંઘટ્ટન એણે જવલ્યે જ જોયું હશે." * જીવન બાહ્યાન્તર મંથન અનુભવતું હતું. દાયકે દાયકે નવાં જ મોજાં ઊછળતાં, ચડતાં અને પડતાં ય હતાં. દલપતરામની સિદ્ધિ તો એ છે કે આ સમસ્ત સમયમાં એમનું કાર્ય અખંડ રહ્યું, એમનો યશ નિરંતર ઉજ્જ્વલ રહ્યો અને એમના જીવનનું વહેણ એકસરખા ઉત્સાહ અને તપ વચ્ચે વ્યતીત થયું. પ્રગતિશીલ થવા કરતાંય પ્રગતિશીલ રહેવું કઠિન છે; 'કવીશ્વર'—ક. દ. ડા. એ સિદ્ધ કરી શક્યા.

આજે દલપતરામની જે પૂરી છબી સુપ્રાપ્ય અને પ્રચલિત છે, તે એમના આયુષ્યના લગભગ સમાપ્તિસમયે ધરોલ દરબારે લેવરાવેલી છબી છે. સુશોભિત ખુરશીએ સ્વસ્થતાથી એમાં કવિ છબી પડાવવા બેઠા છે. માથે પ્રભાવશાળી શ્વેતવર્ણી પાઘ, ભાલમા સ્વામીનારાયણી તિલક અને વચ્ચે આકર્ષક ચાંલ્લો, ઢળતી મૂછ, દરબારી ઢાઢનુ અંગરખું અને ઉગ્રપ્રદેશે બ્રિટિશ સરકારે એમને એનાયત કરેલો 'સામ્રાજ્યના સાથી'ના પ્રતીકરૂપ ચન્દ્રક, ખભાઓ પરથી ઢળતી ગૂંથેલી શાલ, જમણો હાથ

* 'વીર નર્મદ,' પૃ. ૪ (શ્રી. વિ. મ. ભટ્ટ.)

બાજુના મેજને ટેકવેલો અને ડાબા હાથમા એમની પ્રખ્યાત ' પિત્તળ પકડાળી શ્યામ સીસમ લાકડી,' * શાન્ત ગૌરવભરી અને અતૃપ્ત સુખમુદ્રા, ' અદગની કોમળતા અને અદારનુ ગાભીર્ય અને પ્રભુત્વ દાખવતા ઓઠ અને દડપચી ' + —કવિની આ તસ્વીર પરથી પણ એટલુ તો સ્પષ્ટ જણાય છે કે માગ મુનવે એવો પ્રભાવશીન દેહ નવિએ કેળવ્યો હતો કવિ ન્હાનાલાલે વર્ણવ્યુ છે તેમ એમનો દેહ આરસવર્ણો ઊજળો હતો પ્રા વિષ્ણુપ્રસાદ કહે છે, " કવિની તનની ઊજળી જેવા જેવી ખરી " ગૌર, પડછંદ અને નીરોગી શરીર એમની આતરિક નિર્મળતા અને પ્રસન્નતાનુ જ મા ( બાહ્ સ્વરૂપ હતુ જેમ જેમ એમનુ શરીર કર્તવ્યની ભોગી પર ઘસાતુ ગયુ તેમ તેમ એમની એ આતરિક દ્યુતિ ગૂજરાતે પણ અનુભવી એમણે સચુ સ્વસ્થતાથી, એમણે ઝીલ્યુ પણ નમ્રતાથી દુ ખ અને સુખમા દલપતરામનુ જીવન એકસરખુ અડોલ રહ્યુ છે ગૂજરાતી અસ્નાગ્તિાના તેઓ એક સાચા પ્રતિનિધિ હતા. પોતાની મૌલિકતા સાચવીને નવીન અસર સવિવેક અપનાવનાનુ એમનુ વલણ ગૂજરાતી ગુણ છે સાચો સુધારો આના ત્યાગવીટોના મયોજનમા જ છે દલપતરામે સુધારો એવો કેવન નહીં, ઠવી પણ બતા યો,— એવો સુધારો જેનુ રહસ્ય વિવેકમા છે

વઢવાણ દલપતરામની જન્મભૂમિ છે, અને અમદાવાદ, કહો કે ગૂજરાત સમસ્ત, તેમની કર્મભૂમિ નીવડ્યુ વઢવાણ એટલે સૌરાષ્ટ્રનુ જૂનુ પ્રવેશદ્વાર આજે ય વઢવાણ કવિમુનુ નથી ઇતિહાસશાસ્ત્રીઓ કરતા જનતૈયામા એનુ સ્થાન ગગુમ્ના સમાધિધામ તરીકે પ્રતિષ્ઠિત છે મહાવીરસ્વામીના સમયની એ પ્રાચીન નગરી જૈનો અને બ્રાહ્મણોના સસ્કારથી સુશોભિત થઈ છે વઢવાણનુ અર્વાચીન સભારણુ તે કવિ દલપતરામ

* ' પિતૃતર્પણ '—કવિ ન્હાનાલાલ.
+ ' ક દ દા '—વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ( વિવેચના )

ડાહ્યાભાઈ ત્ર્યમ્બક વેદિયાને ઘેર અમૃતબાની કૂખે દલપતરામનો જન્મ થયો ઈ. સ ૧૮૨૦ની ૨૧મી જાન્યુઆરીએ. એમના પિતાની જન્મભૂમિ તો હતી જામનગર પરન્તુ દલપતજન્મ પૂર્વે સાત વર્ષે વિધુર ડાહ્યાભાઈ વઢવાણ આવી વસેલા અને ત્યા જ બીજે વર્ષે અમૃતબા સાથે લગ્નગ્રન્થિથી જોડાયા હતા. દલપતરામના જન્મ પહેલા જેકોર અને રળિયાત નામની બે પુત્રીઓ પણ ડાહ્યાભાઈને ઘેર અવતરેલી, પરન્તુ દલપતરામને તો બ્હેનનું સુખ રહ્યું જેકોરબાનુ. રળિયાત થોડું જ જીવ્યા. દલપતરામ જન્મ્યા વઢવાણમા અને એની વધાઈ ઊજવી લીંબડીની બ્રાહ્મણજ્ઞાતિએ, કારણ મકરસક્રાન્તિની દક્ષિણા અર્થે ડાહ્યાભાઈ તે વેળા ત્યા હતા.

કવિ ન્હાનાલાલે દલપતકુળની એક વિશિષ્ટતા દાખવી છે, તેની ગૂર્જરતવ્યાપકતા મૂળ સુપ્રસિદ્ધ નગરી શ્રીમાળના બ્રાહ્મણો ગૂજરાતમા આવ્યા. દલપતકુળના વેલાના પ્રાપ્ય ઉદ્ભવરૂપ મહીધર તરવાડી પાટણમા આવ્યા ઈ. સ. ૧૪૫૯મા એમના પૌત્ર બત્તો તરવાડી કાઠિયાવાડમા આવ્યા ઢોળ ગામે ઈ સ ૧૫૪૫મા, લગભગ એક સૈકામા ડાહ્યાભાઈના દાદા દેવરામ જામનગર આવ્યા ઈ સ ૧૭૨૪મા, સુમારે પોણી બસ્સો વર્ષોને અતરે દલપતરામ પોતે અમદાવાદનિવાસી થયા ઈ સ ૧૮૪૮મા આજે ય એમના નાનામા નાના એક માત્ર હયાત પુત્ર શ્રી ચમનલાલ અમદાવાદમા નિવૃત્ત જીવન ગાળે છે કવિ ન્હાનાલાલે પણ પોતાનુ જીવન અમદાવાદમા જ ગાળ્યુ ગણાય. દલપતરામે અને ન્હાનાલાલે લગભગ એક સૈકા લગી ગૂર્જરતના સસ્કારવિધાનમા એવી સેવાઓ અર્પી છે, કે દલપતકુળના પ્રવાહની આ ટૂકી રેખા દોરતા દોરતા ય એટલુ તો ઉમેરવુ જ રહે છે કે પિતા પુત્રના આ યુગ્મે સ્થૂલ અર્થમા જ નહીં, સૂક્ષ્મ સ્વરૂપે પણ પોતાના કુળની ગૂર્જરત-વ્યાપકતા સિદ્ધ કરી છે.

દલપતરામના નાના ભાઈ તે દિનકરરામ, તેમનાથી ત્રણ વર્ષ નાના.

એમનું જીવન વઢવાણમાં વીત્યું. ગુજરાત-સૌરાષ્ટ્રમાં ઘૂમતા દલપતરામ દિનકરરામને મળવા અનેક વાર વઢવાણ જતા આવતા અને સુદીર્ઘ આયુષ્યને આરે આવતાં નાના ભાઈ વિનાના થઈ ગયેલા દલપતરામને જીવન સૂનું લાગતું.

ડાહ્યાભાઈ વેદિયા એટલે જૂના જમાનાના નિર્મળ બ્રાહ્મણ, વેદનિષ્ઠ, કર્મકાંડી, સંતુષ્ટ. વૈદિક અગ્નિની ઘરઆંગણે સ્થાપના કરનાર એ અગ્નિહોત્રી બ્રાહ્મણના જીવનની બ્રાહ્મણત્વની જ્યોતિ તો દલપતરામમા પણ ઊતરી અને ન્હાનાલાલે ય એ જ્યોત અખંડ એવી, પરંતુ વિધિવૈચિત્ર્ય તો એમાં છે કે ડાહ્યાભાઈના અસુખનું નિમિત્ત થયા દલપતરામ, તો દલપતરામનો અર્જંપો હતા ન્હાનાલાલ! બે દીકરીઓ પછીના પ્રથમ પુત્ર લેખે દલપત ડાહ્યાભાઈને વહાલા તો હતા જ, નહીંતર લીંબડીમા દલપતજન્મનું નાનજમણ શાનું હોય? એ વાત્સલ્ય તો જીવનના અન્ત લગી ડાહ્યાભાઈના જીવનપ્રવાહની ભીતરમાં વસતું હતું. પરન્તુ જીવનની કરુણના ઘણી વાર એમાં હોય છે કે મન વ્યક્ત થવા ઇચ્છે તેથી નિરાળી જ રીતે એ વ્યક્ત થઈ જાય છે!

ડાહ્યાભાઈનો એક ગુણુ સંસ્કારપાલનનો અત્યાગ્રહ. શિસ્તની એમની દૃષ્ટિ મૂળ તો ગુણરૂપ જ. એની અતિશયતા અવગુણરૂપ નીવડી; પણ એમાં દોષ નથી ડાહ્યાભાઈનો કે નથી દલપતરામનો ય જીવનના શિલ્પમાં માનનારનો માર્ગ સરળ નથી હોતો. એ અધીર બને, ઉગ્ર થાય, પોતાના મૂળ પ્રયોજનને ય મિથ્યા કરે એવાં આંધળિયાં પણ કરી બેસે! દલપતરામના જીવનને ઘડવા જતાં ડાહ્યાભાઈનું ય એમ થયું. બ્રાહ્મણપુત્ર દલપતરામને નાનપણમા જ પિતાના પ્રતીક થવુ હતું! પિતાને સામમન્ત્રો ઉચ્ચારતા જોઈ એમણે ય હઠ લીધી એ જાણવાની. ડાહ્યાભાઈનું વાત્સલ્ય પ્રસન્ન કેમ ન થાય? એમણે બાળ દલપતને કાકા હાઉ, ફઇ હાઉ, ચોવા હાઉ, ચીમડીનો વેગે હાઉ,—એવી બાળગિઝામણી ઋચા શીખવી. કંઈક સમજ ઊગતાં, અનુષ્ટુપમાં કંઈક

અર્થયુક્ત ઋચા પણ ડાહ્યાભાઈએ દલપતને શીખવી. અરે, બાળ દલપતની જનોઈ પહેરવાની હઠને ય ડાહ્યાભાઈએ તો બનાવટી જનોઈ પહેરાવીને પૂરી! ઉગ્રતાની જ્વાલા જેવા મનાયલા ડાહ્યાભાઈનું માંહ્યલું પડ કેવું વાત્સલ્યશીતલ હશે!

બળેવ ઊજવવા વઢવાણની ભોગાવાને કાંઠે બાળ દલપત પણ પિતા સાથે ગયેલા, અને ત્યાંના દળમાં સોનેમઢી હાંસડી પડી ગઈ! પાંચ-સાત રૂપિયા સાથે લઈને ફરવું એ ય જોખમ હતું એ જમાનામાં, દસ-પંદરથી નોકરીની શરૂઆત પણ ગૌરવપ્રદ ગણાતી એ સદીમાં, અલ્પધન બ્રાહ્મણ ડાહ્યાભાઈ એ ઘટનાને મહત્ત્વ પણ આપતા નથી.

છતાં, આઠ વર્ષના દલપતને જ્યારે સાચું ઉપવીત ધારણ કરાવાયું, બેએક વર્ષ ગામઠી નિશાળમાં ભણ્યા પછી વારાવાળા પંડ્યા પરગામવાસી થતાં નિશાળ વસાઈ ગઈ અને દલપત પિતા પાસે વેદ ભણતા થયા ત્યારથી, ડાહ્યાભાઈ પિતા કરતાં ય શિસ્તઆગ્રહી ગુરુ—નાયક બન્યા. ઉપવીત ધારણ કરનાર બ્રાહ્મણ બટુક જીવનને ખેલ ન માની શકે, બ્રાહ્મણત્વનાં આધાર-આભૂષણ સમાં વેદજ્ઞાન અને કર્મકાંડ પરત્વે હળવું ન જીવી શકે, એ ડાહ્યાભાઈનો વિચાર. દસ વર્ષનો દલપત વેદમંત્રોના ઉચ્ચારણમાં વ્યવસ્થા કે શુદ્ધિ ન સંભાળે એ ડાહ્યાભાઈને અસહ્ય થતું. વેદાભ્યાસની એ નિષ્ઠાએ વ્હાલસોયા પુત્રને પણ ક્ષમા ન આપી! સિદ્ધાન્તને જીવનારાની એ જ કરુણતા છે, એ જ મહત્તા પણ છે. અમૃતબા આડાં પડે તોપણ ડાહ્યાભાઈની લાકડી દલપતને બરડે વીંઝાતી જ. જીવનની સંધ્યાએ પણ ગૂર્જરાતખ્યાત દલપતરામને બાપાનો માર સાંભરી આવતો! એક વાર તો છુટ્ટા ફેંકાયેલા તરભાણાએ બાળક દલપતરામનો ડાબા હાથનો અંગૂઠો કાયમનો ખોટો કરી દીધો. વેદમંત્રોના ઉચ્ચારણમાં ગોટાળા? વેદોચ્ચારમાં અટકચાળાં? કેમ સહેવાય એ? અગ્નિહોત્રીનો ઉપવીતધારી પુત્ર એ દોષ કરે જ કેમ?

મુસલમાન થઈ જાય એટલે પોતાને ખોટું લાગ્યું " ડાહ્યાભાઈ અમિ હોની ગૃહસ્થી મટી, ઘર તજી, સન્યાસી થઈ ગયા ! માધવાનંદ નામે સાધુજીવન તેઓ જીવ્યા અને દલપતરામ ૨૪ વર્ષના થયા ત્યાં જીવનયાત્રા પૂરી કરીને, કુટુમ્બ વતનથી દૂર, વિદાય પણ થયા

રંક રાય, સ્ત્રી પુરુષ, દેશી પરદેશી, બાળક વૃદ્ધ, સહુને પોતાના શાણા શીતળ સ્વભાવે અને મીઠા શબ્દે લોકપ્રિય નીવડ્યા એ દલપતરામ એક જપ ન આપી શક્યા સમ્નારી પણ ઉગ્ર પિતાને અને નરીઝવી શક્યા અસંતુષ્ટ પ્રથમ પત્ની મૂળીમાને ! પિતાને સન્યાસ લેવો પડ્યો, ચોપને વર્ષોના સૌભાગ્યસહ પોઢેના મૂળીમાને ત્યક્તા થઈ દૂર દસ્છમા રહેવું પડ્યુ,—સૌમ્ય અને શાણા દલપતરામને કારણે ! માનવીનું મન કોણ સમજી શક્યુ છે ?

પરન્તુ પિતાએ વર્ણેલ અને શ્રેષ્ઠ ગણેલા દલપત જીવનની કસોટીએ સફળ પુરવાર થયાનું એમનો જમાનો કહે છે. મામાને ઘેર પણ વિદ્યા સેવન બાળ દલપતે અખંડ રાખેલું—સંસ્કૃત, જ્યોતિષનું પિતા સાથે દક્ષિણા અર્થે જનોઈ પછીથી દલપત ગઢડા ગયેલા, ત્યાથી પગપાળા કુંડલા લગી પણ જઈ આવેલા, વઢવાણના રાજમાતાના બ ચરાજી અને અંબાજીના સંઘમા પણ પિતા સાથે દલપત હતા, અને પછી તો અનેક પ્રવાસો દલપતરામે કર્યાં. ખડતલ દલપતરામ ગુજરાતના જીવનના રંગો સમજી શક્યા, એ આ અનુભવમયમાં. અમદાવાદ આવ્યા પૂર્વેના દલપત પ્રવાસોનું સ્મરણ એમના જીવનને પણ કઈક સમજાવે તેમ છે. મૂળીના સ્વામીનારાયણ મંદિરમાં પાળિયા તરીકે વસતા જતા આવતા દલપતરામ એમની ચૌદથી એકવીસ વર્ષની વયમાં છૂટું છૂટું, પૂર્વાશ્રમે ગઢડી પણ પછી વિરક્ત થઈને દેવાનંદસ્વામી રૂપે રહેતા કાવ્યન કવિ પાસે પિંગળાદિનું શિક્ષણ લઈને વ્રજભાષાના કાવ્યશાસ્ત્રનો પરિચય કેળવે છે. બ્રાહ્મણ તરીકે કર્મકાંડે જતા આવતા દલપતરામ કવિત્વશક્તિને ભરોસે વળા, લીંબડી, ગુંદિયાળાના દરબારોમાં પણ ફરતા

થાય છે. ધ્રાંગધ્રાના રાજવી તો તેમના વ્રજકાવ્યે રીઝી એમને શાલ-પાઘડી પણ પહેરાવે છે. કૌટુમ્બિક પ્રસંગોએ પણ કચ્છ સુધી જઈ આવે છે દલપતરામ.

પરન્તુ કવિના શૈશવકાલનાં એક-બે ચિત્રો વિનાનું તેમનું જીવનદર્શન સંપૂર્ણ ન થઈ શકે. ઘરમાં નાનપણથી જ આ નૈસર્ગિક કવિત્વવાળા બાળકની શક્તિએ સહુ રાજી થતાં. ઉખાણા અને હડૂલામાં દલપતરામ સહુને મુગ્ધ કરતું કૌશલ્ય દાખવતા. ઉખાણા પૂરવામાં અન્ત્યપ્રાસની ચોટ તેમને મુખે અનાયાસ ઊતરતી. "હડૂલો એટલે", કવિ ન્હાનાલાલ સમજાવે છે તેમ, "હડડડડડડ કરતો છોડેલો કાવ્યગોળો. એને ન હોય મો કે ન હોય માથું. અન્ત્યાનુપ્રાસ મળે, પાદપૂર્તિ સચોટ સચવાય, કલ્પનાને ધમધમ કરતી જગાડે, એવી સાખી તે હડૂલો." દલપતરામ આવા હડૂલા ગડગડાવતા:

"તોપમાં તો ગોળા જોઈએ, બંદૂકમા હોય ગોળી;
ભોજો ભગત તો એમ ભણે જે, ફાગણ મહિને હોળી."

અથવા

"છાયાં એટલાં છાપરાં, ને માળ્યાં એટલાં ઘર;
ભોજો ભગત તો એમ ભણે જે, વાંઢા એટલા વર"

દલપતનો નૈસર્ગિક વિનોદ, પ્રાસની અનાયાસ મેળવણી, ગતિશીલ પદ્યરચના, શીઘ્ર પૂર્તિ,—અહીં પણ જાણે કે ઘડાતાં જતાં હતાં.–પછી તો ગરબી અને પદ પર પણ હાથ અજમાવતા આ બાળકવિ શામળભટને રંગે રંગાઈને 'હીરાદન્તી' અને 'કમળલોચની' દોહરાચોપાઈબદ્ધ પદ્યવાર્તાઓ પણ રચે છે. મૂળીમાંથી ભૂમાનંદ સાધુને હસ્તે સ્વામીનારાયણી પંચવર્તમાન ધારીને દલપત ચૌદ વર્ષની વયે જ ઘેર આવીને આ શૃંગારરસની પદ્યવાર્તાઓને અગ્નિમાં હોમી દે છે! સદાચરણ—સદ્‌વિચારની ઉત્કટ ભાવનાએ ઘેરાઈને આ કૃતિઓ ભસ્મ થઈ, એમાં કંઈ નહીં તો તે સમયની ગૂજરાતી કવિતા સમજાવતી એક કડી તો લોપ

થઈ છે જ. જીવનભર કલાની નિયામક આવી સંકુચિત જીવન-વિચારણાને સ્થાપના દલપતરામે પોતાની કવિતાને એ દિશામાં મોકળી ન વહાવી !

સ્વામીનારાયણ સંપ્રદાયે કવિને જીવનનું એક માલાસૂત્ર અર્પ્યું: સદાચરણ અને સદ્ધર્મ વિના જીવનની કોઈ પ્રવૃત્તિ ઉત્કર્ષસાધક ન નીવડે. સાહિત્યમાં પણ તેથી જ કવિએ તેનો બોધ કર્યો, એ આચર્યું. આ ધ્યેયલક્ષિતાએ કલાની એક દિશાની મુક્તિ અવસ્ય રુંધી, પરન્તુ સ્વામીનારાયણ સંપ્રદાયે જ કવિની કલાયાત્રાનું સાત્ત્વિક પાથેય પૂરું પાડ્યું છે, એ ય યાદ રાખવું ઘટે. મૂળીમાં દેવાનંદ સ્વામી અને પ્રતર તો અમદાવાદમાં આચાર્ય અયોધ્યાપ્રસાદજી વ્રજ અને સંસ્કૃતના કવિના અલ્પ છતાં સંગીન અધ્યયનને અવકાશ અર્પે છે. અયોધ્યા-પ્રસાદજી અને વડતાલના વિહારીલાલજી સાથેનાં ધર્મપર્યટનોમાં જીવનના ઉઘાડ પ્રસંગે તેમ સન્ધ્યાકાળે પણ દલપતરામને અખૂટ પ્રેરણા અને અનુભવ પ્રાપ્ત થાય છે. સંપ્રદાયના કવિ લેખે દલપતરામને જે પ્રોત્સાહન મળ્યું એ એમના જીવનની મહત્ત્વની ઘટના ગણવી જોઈએ. સંપ્રદાયે કવિની શક્તિને ખીલવી અને ફળવી પણ ખરી. પ્રારંભમાં સ્વામીનારાયણ સંપ્રદાયના પ્રણેતા શ્રીજીના મહિમાની અને પછી આચાર્યશ્રીનાં વિવિધ વર્ણનોની ચમત્કૃતિજનક રચનાઓ દલપતરામના કવિત્વવિકાસની આકર્ષક ઉદયકલા છે. વઢવાણના વાક્પટુ પરન્તુ અભિમાની ગઢવી કુસુમકવિને આચાર્ય અયોધ્યાપ્રસાદજી સંમુખ, ગઢવીએ યોજેલા રૂપકાત્મક શ્લોકમાં વ્યાજસ્તુતિનો દોષ ગર્ભિત રહ્યાનું દર્શાવીને તેમને પાછા પાડનાર દલપતરામ સંપ્રદાયમાં જાણીતા થયા. એ પ્રસંગ પછીથી જ અમદાવાદના સ્વામીમંદિરમાં તેઓ સંસ્કૃત ભણવા રહ્યા અને ભોળાનાથ દિવેટિયાને એ અરસામાં ભણાવવાની તક મળી, તેમાંથી જ તેમનો ભાવિ માર્ગ ખુલ્લો થયો,—એ હકીકત ગુજરાતી સાહિત્યના અભ્યાસીએ નોંધ્યા વિના ચાલે એમ નથી. વઢવાણના લાલચંદજી ગોર, મૂળજી મેઘજી શાહ, જેવા સજ્જનોને ત્યાંથી

ગ્રન્થો મેળવી મેળવીને દલપતરામે સંપ્રદાયે તેમને માટે રચેલી અભ્યાસની ભૂમિકાના પાયામાં થોડી વધુ ઈંટો મૂકી.

અભ્યાસ ઉપરાંત શીઘ્ર કવિતાના ચમત્કાર પણ સંપ્રદાયની સભાઓમાં ઝગઝગાવવાના દલપતરામને અવસરો મળ્યા. શીઘ્ર કવિતાની કવિને વરેલી નૈસર્ગિક શક્તિએ કવિની સંપ્રદાયમાં -અને -બીજે પ્રસિદ્ધિ સર્જી.

સંપ્રદાય અને સંપ્રદાયનાં મન્દિરોમાં જ માત્ર દલપત ન રહ્યા એ એમની મહત્ત્વાકાંક્ષા સૂચવે છે. એ સંપ્રદાયઋણ એમણે વિનમ્રપણે જીવનભર શિરે રાખ્યું, છતાં જીવનના પ્રારંભકાળમાં પણ રામલીલામાં હડૂલો ગડગડાવી (કા. ૧)ની બક્ષિસ જીતવાથી માંડીને વઢવાણના સામંતસિંહ રાજભાયાતને એકના એક શ્લોકને કાનામાત્ર ફેરવીને ચમત્કૃતિ કવિ નીપજાવી શકે તે બતાવી (કા. ૫૨)નું ઇનામ પામનાર દલપતરામ પોતાની શક્તિની કસોટીની કોઈ તક જતી કરતા નહિ.

અમદાવાદમાં સ્વામીમંદિરમાં ઈ. સ. ૧૮૪૫માં આચાર્ય અયોધ્યાપ્રસાદની સહાયે સંસ્કૃત કાવ્ય શાસ્ત્ર ભણનાં ભણતાં પણ, રોજ એક વાલ સોનાનું દાન કરીને જ જમતા મણુકીવાળા છોટાભાઈ શેઠ, ગિરધરલાલ ધ્રુવ, સારાભાઈ દિવેટિયા, આદિનો સંપર્ક સાધી, તેમને પોતાની કવિત્વશક્તિથી પ્રસન્ન કરીને દલપતરામ જીવનના વિકાસની ભૂમિકા તો બાંધતા જ હતા.

અમદાવાદ આવ્યા અયોધ્યાપ્રસાદજીની ભલામણે ઈ. સ. ૧૮૪૫માં, અને ૧૮૪૭માં પાછા વઢવાણ આવ્યા એ ગાળામાં દલપતરામે સંસ્કૃત સાહિત્યના કેટલાક ગ્રન્થો જાણ્યા એટલું જ નહીં પરન્તુ ચિત્રબન્ધોની રચના પણ એ કરવા માંડ્યા. કવિ ન્હાનાલાલ કહે છે કે તેમનો અભ્યાસ પંડિત બનવા જેટલો નહીં તેમ શુકન વેદિયા થવા કરતાં વિશેષ હતો. સહુથી મોટી વાત તો દિવેટિયા કુટુમ્બમાં પ્રવેશ, જે દ્વારા એમનો ભાવિ જીવનમાર્ગ તેમને રુચ્યો, એ છે.

આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદના પ્રમાણપત્રરૂપ શાન પાઘડી અને બક્ષિસ પામીને સસ્કૃતનો અભ્યાસ કરીને દલપતરામ વતન પાછા ફર્યા અને એમના જીવનનો ટૂકો મથનકાળ શરૂ થયો કીર્તિ તો ઊગતી હતી, પરન્તુ જીવનભોમે હજી કનકકિરણ પ્રસર્યા ન હતા જીવનમા ક્યાક સ્થિર થવાની, જીવનનો કોઈ ચોક્કસ માર્ગ ગ્રહણ કરવાની દલપતરામની ઉત્કંઠા એમની વય જોતા સમજી શકાય તેમ છે પચીશીની આ પાર આવતા એ મહત્ત્વાકાંક્ષી શક્તિમન્ત કવિની પાખો ફફડાટ કરતી હતી, પરન્તુ વાયુ જોઈએ એટલો અનુકૂળ નહોતો, સહાયપ્રેરક કોઈ ડાળ નજીકમાં ઝૂકતી ન હતી વ્રજભાષાના સસ્કાર રુધિરમા વહેતા થયા હતા અને સૌરાષ્ટ્રના વાતાવરણમા ઉછરેલા એટલે સાપ્રદાયિક સભાની જેમ કોઈ રાજસભાને ગજાવવા, કોઈ રાજ્યના કવિપદને પ્રાપ્ત કરવા દલપતરામ ઉત્સુક હતા

બીજી બાજુએ કૌટુમ્બિક જવાબદારીઓ વધી હતી ભાવનગર રાજ્ય તરફ તેમની નજર વળી. શિહોર ગયા પણ ખરા, પરન્તુ રાજકુટુમ્બના કોઈક માઠા પ્રસગને લીધે દલપતરામ ગયા તેવા પાછા ફર્યા ! લીંમડીમા નાત તેડવાની હતી એની કકોત્રીઓ આપવા દલપતરામ ફર્યા ધોળકા, અમદાવાદ, સોજીત્રા, ખભાત, ભરૂચ શુકતીર્થ, બગસરા, વડોદરા, ઉમરેઠ, વડતાલ,—પગપાળા લગભગ ગુજરાત એમણે જોયુ વડોદરે તો શેઠશાહુકારોમા ઉત્તેજન અર્થે ફર્યા પણ ખરા—મહેરાળ, હરિભક્તિ અને શામળ બહેચરવાળાને ત્યા પણ નસીબનુ પાદડુ હજી પડેલુ હતુ આ ભ્રમણે પચાસેક રૂપિયા રળાવ્યા, જે લાવચ દજી ગોરને ત્યા કવિએ દેવા પેટે ભર્યા ! રાધનપુરના નવાબ અને કચ્છના રાવની મુલાકાતો માટે પણ પ્રયત્નો તો થયા પણ એમા ય સાફલ્ય ન મળ્યુ આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદ સાથે સૌરાષ્ટ્રના કેટલાક સ્થળોએ ફરીને દલપતરામને ફરી કચ્છ જવાનુ થયુ કચ્છની ભુજ ગામની પોશાળ કવિતાશિક્ષણ માટે તે સમયે ખૂબ પ્રતિષ્ઠિત હતી. એ પોશાળના ભટ્ટાર્ક જીવણગામજી અને અન્ય કાવ્યરસિક વર્ગમા દલપતરામની કવિત્વશક્તિનો આદર

થયો. આ ધર્મયાત્રામાંથી જે કંઈ રળાયું તે પણ દેવામાં ભરાયું. દક્ષિણા, ક્રિયમાણ, આદિનું ઉપાર્જન પણ એ જ પ્રકારે ગયું. કીર્તિની ઝરમર સાથે સાથે આવતું આછુંપાતળું કનક આ પ્રમાણે કવિનું પેલું બસેં રૂપિયાનું દેવું વાળવામાં જ પુરાયું. પંદરેક રૂપિયાની સીલક કવિના હાથમાં રહી. કવિ કર્મકાંડી વેદપાઠી ન થઈ શક્યા તેમ વેપારી પણ ન બની શક્યા. પંદર રૂપિયામાંથી ધીરધાર શરૂ કરનાર કવિને દસ રૂપિયા ઉછીના લઈ પાછા પણ માંડમાંડ આપનાર એક વઢવાણી બાવસાર મળ્યો અને પરિણામે કવિએ લખ્યો 'અંગ ઉધારનો ઝઘડો'.

અમદાવાદના પ્રથમ નિવાસ અને પછીના કાયમી વાસ વચ્ચેનો આ મંથનસમય! ઠાકોરજીને જ ઘીવાળો રોટલો ધરી શકાય એવી કવિની ગૃહસ્થિતિ! દલપતરામ લખાવી ગયા તેમ તેમને સ્વપ્નમાં પણ ધૂળમાંથી કાકરા જડે તેમ પૈસા જડ્યાનું જ સૂઝતું! તેમાં વળી, મૃત્યુ પામેલાં અમૃતબા, પતિથી છૂટાં પડી પોતાને પોષનાર અને સ્વામીનારાયણી સંપ્રદાયના પોતાના સ્વીકારે નારાજ થયાં છતાં એય નભાવી લેનારાં અમૃતબાને પણ છેલ્લી વાર પોતે દૂર હતા તેથી મળી ન શક્યા; એવા એવા કૌટુમ્બિક પ્રસંગોએ પ્રેરેલાં લાગણીમંથનો!

ઘેરી વાદળઘટા વચ્ચે દલપતરામના અધીર કદમ માર્ગ શોધતા મૂંઝાતા હતા. આર્થિક સંકડામણે આત્મપ્રકાશની જાણે પરીક્ષા માંડી હતી! પિતાનું છત્ર ન હતું, માતાએ પણ વિદાય લઈ લીધી હતી, મોટો પુત્ર પુરુષોત્તમ પણ શૈશવે જ કાળનિદ્રા પામ્યો હતો, દેવું ભરાઈ જવા છતાં નિત્યના જીવનનિર્વાહની ચિન્તા હજી માથે ઝળુંબતી હતી, પરિચય વધ્યા હતા, પ્રયત્નો પણ અનેક કર્યા હતા, પરન્તુ અર્થપ્રાપ્તિનો એકાદો સ્થિર માર્ગ હજી આંખે ચઢ્યો ન હતો. ત્યાં તો વાદળાં ખસેડતી વીજળી ચમકી અને પછી તો ધીમી ઘેરી ઝરમર અને વર્ષાએ કવિના આયુષ્યક્ષેત્રને લીલુંછમ કર્યું, માંડના રસકસ પ્રગટ કર્યાં.

દલપતજીવનકથાનો બીજો ભાગ આ પરિવર્તનથી જ પ્રારંભ પામ્યો કહી શકાય. એ હતો દલપતરામની ચડતીનો કાળ, એમની લોકહિતૈષી પ્રવૃત્તિઓનો પરિણામ-કાળ. ગૂજરાતની જાગૃતિનો એ હતો વહેલો પ્રભાતકાળ.

ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીનો એક અધિકારી અને ગૂજરાતની નવ-જાગૃતિનો એક વંદનીય જ્યોતિર્ધર, સંસ્કારસેવી નર એલેક્ઝાન્ડર કિન્લોક ફોર્બ્સ (ઈ. સ. ૧૮૨૧–૧૮૬૫), ગૂજરાતનો ઇતિહાસ જાણવા અને તેની સંસ્કૃતિનો પરિચય કરવા ભોળાનાથ સારાભાઈ દિવેટિયાની ભલામણે વઢવાણથી કવિ દલપતરામને તેડાવે છે. ફોર્બ્સ કવિની અર્ધપ્રચ્છન્ન અસાધારણ રચનાત્મક શક્તિને બહલાવીને તેનો ગૂજરાતના નવસર્જનમાં વિનિયોગ કરે છે.

ઉમરાવ કુટુમ્બનો એ નબીરો શિલ્પશાસ્ત્રી થતાં થતાં ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના એક અમલદાર તરીકે અહીં આવી ગયો ઈ. સ. ૧૮૪૩માં. અમદાવાદ એની બદલી થઈ ઈ. સ. ૧૮૪૬માં. હિન્દી અને મરાઠીના સંસ્કાર પ્રાપ્ત કરીને અહમદનગર-ખાનદેશ-મુંબઈ રહીને આસિસ્ટન્ટ જજ, મદદનીશ ન્યાયાધીશ તરીકે એલેક્ઝાન્ડર ફોર્બ્સ અમદાવાદને આંગણે આવે છે અને તેના સંસ્કારવાંચ્છુ આત્માને અહીંના વાતાવરણ અને બારોટાદિના પરિચયે જે પ્રાન્તમાં એને નિર્વાહ અર્થે વિધાતાએ સ્થાપ્યો એ પ્રાન્તની સંસ્કૃતિનાં ગૂઢ પડો ઉકેલવાની મહેચ્છા જાગે છે. કોઈ સાથીદાર ગૂજરાતી ભોમિયાની શોધ એણે માંડી. અમદાવાદના નાગર કવિ ઉત્તમરામજી, વિજાપુર અને નડીઆદના બારોટ કવિઓ, ફોર્બ્સ કોઈથી ન રિઝાયો. ન્યાયાલયમાં જ મુનસફ તરીકે કાર્ય કરતા ભોળાનાથભાઈએ દલપતરામ, અમદાવાદ આવીને જેમણે તેઓને પિંગળજ્ઞાન અર્પેલું એ કવિ દલપતરામનુ નામ સૂચવ્યું અને ફોર્બ્સની ઇચ્છાનુસાર એક ખાસ ખેપિયો વઢવાણ મોકલીને કવિને તેડું મોકલ્યું.

કવિ દલપતરામની ત્યારે વય અઠ્ઠાવીસ વર્ષની અને ફૉર્બસ હતા તેમનાથી એક દોઢ વર્ષ નાના. ગોરા સાહેબને ગુજરાત જાણવું હતું, તેની કવિતા સમજવી હતી, તેની સંસ્કૃતિનાં અજવાળાં ઉકેલવાં હતાં! દલપતરામ વિચારે ચઢ્યા, 'એ વળી કેવું?' જ્ઞાનક્ષેત્રે ભોમિયા વઢવાણના મૂળજી શેઠે આશિષ આપી, સંશય ટાળ્યો. દલપતરામ પાછા પગપાળા નીકળ્યા અમદાવાદ આવવા! રસ્તે સહપ્રવાસીઓને પાણી પાતા બ્રાહ્મણ જુવાન દલપત લીંબડી ધોળકા માર્ગે અમદાવાદ આવ્યા, લગભગ નિષ્કિંચન દશામાં આર્થિક દૃષ્ટિએ, પરન્તુ આત્માની ઠીક ઠીક સંપત્તિસહિત. એમની બુદ્ધિ અને એમનું હૃદય અગ્નિહોત્રી બ્રાહ્મણ ડાહ્યાભાઈ વેદિયાના, સ્વામીનારાયણી સાધુવરો ભૂમાનંદ-દેવાનંદ અને આચાર્ય અયોધ્યાપ્રસાદજીના, ભોગપુર-કચ્છ અને ગુજરાતના વિશાળા પ્રવાસના અનુભવસંપદના સંસ્કારોથી પૂર્ણ હતાં. વ્રજ અને ગીર્વાણ ગિરાના કાવ્યશાસ્ત્રોના મહત્ત્વના ગ્રન્થોના પ્રમાણભૂત અધ્યયને એમનું જ્ઞાનપાથેય સજ્જ હતું. મામા પ્રેમાનંદ, લાલચંદજી ગોર, મૂળજી ગોર, અને પ્રાંગધ્રાનરેશ સભાઓનું પ્રોત્સાહન એમના કદમમાં હતું. હુલાઓ?, ગરબીઓથી માંડીને શ્રીજીના માહાત્મ્ય અને આચાર્યશ્રીની સેવાઓની છૂટક તેમજ સળંગ ગુજરાતી વ્રજમાંની પદ્યકૃતિઓ તેમજ શીઘ્ર કવિતા એમની શ્રદ્ધાને સ્થિર કરવા પૂરતી હતી. નિસર્ગદત્ત જ્વલંત? સ્મરણશક્તિ, ભાષાપ્રભુતા, બુલંદ કંઠ, વિનય અને જીવનસમજ દલપતરામને વર્યાં હતાં.

મુનશી અને શિષ્ય ભોળાનાથ દિવેટિયા જેવા કવિ દલપત પોતાના આદિ પ્રિય મિત્ર અને શિષ્ય ગણાયા ફૉર્બસને ગમ્યા. એ મિલન રોમાંચક હતું; ઐતિહાસિક નીવડ્યું. દિવેટિયા કુટુંબનો ગુર્જર ભાષા-સાહિત્ય પર ઉપકાર ઓછો નથી. ફૉર્બસ અને દલપતરામના સંયોગરાગ? પડખા ગુજરાતને ભોળાનાથની આ સેવા સદાય સાંભરે એવી છે. ગુજરાતી નાટિકાઓ?, ગુજરાતી પ્રબન્ધની કેટલીક રેખાઓ દલપતરામને શબ્દે શબ્દે ફૉર્બસને સમજાઈ. મરાઠાઓની કેટલીક

ચમત્કૃતિમય પદ્યરચનાઓ દલપતરામે ફોર્બ્સને બુલંદ ગંભીર નાદે સંભળાવી. શ્રીકૃષ્ણ અને તેમની પત્નીઓ—પટરાણીઓ વચ્ચે ટીખળી નારદ ટંટો પેદા કરવા તો મથ્યા પરન્તુ ફાવ્યા નહીં એ દર્શાવતાં કાવ્યમુક્તકો દલપતરામે લલકાર્યાં. આઠે પટરાણીઓના જુદા જુદા પ્રશ્નોના શ્લોકાન્તે આવતા એકાદ અનેકાર્થ શબ્દથી જ ઉત્તર આપતા અને વળી નારદચઢાવ્યાં સત્યભામા કૃષ્ણને પોતા પ્રત્યેના વહાલને પુરવાર કરવા ન બોલવાનું જણાવે છે ત્યારે બીજાં જુદા જુદા પટરાણીઓના પ્રશ્નોને જુદી જુદી ચીજો તરફ આંગળી કરીને ઉત્તર સૂચવતા શ્રીકૃષ્ણનું એમાં વિનોદગર્ભ ચિત્ર હોય છે. ફોર્બ્સને દલપતરામની ગૂઢ શક્તિઓની ઝલક વર્તાઈ ગઈ. એ તેજસ્વી બુદ્ધિ, એ ભાવનાભર્યું હૃદય, એ પ્રૌઢ નિર્મળ સુખભાવ, એ ઘેરો મીઠો કંઠ, સમજાવટની એ કુશલ છટા, વસ્તુપસંદગીની એ સમુચિત દૃષ્ટિ, અનુભવની એ સમૃદ્ધિ, પ્રથમ પરિચયે પણ ઊંડેઊંડેથી ઉછળી આવેલી વિનોદની એ આહ્‌લાદક છાપ, એ સ્વસ્થ સંસ્કારી વિનય, એ ઉમંગ,—દલપતરામ ફોર્બ્સની નજરે વસી ગયા.

ફોર્બ્સે પૂછ્યું, 'પગાર શું લેશો ?' દલપત વઢવાણથી નીકળ્યા ત્યારે દિનકરરાય લહિયા લેખે સ્વતંત્ર નિર્વાહ ચલાવતા થયા હતા. પોતાને શિરે પત્ની મૂળી મા અને એક પુત્રી રાયકુંવર સિવાયની અન્ય કૌટુમ્બિક જવાબદારી ન હતી. પ્રથમ વાર અમદાવાદ સંસ્કૃત ભણવા આવેલા ત્યારે જ ઘર-મિલકતના ભાગ તો બે ભાઈઓએ વહેંચી લીધા હતા જ. માતા પણ પિતાને પગલે સંસાર તજી ગયાં હતાં. જીવન બ્રાહ્મણને શોભે એવું સાદું અને સંતુષ્ટ હતું. અમદાવાદ જેવું નગર અને પ્રતિદિન ગોરા સહૃદય અધિકારી માનપૂર્વક તક આપતા હતા, તેડું આપતા હતા. દલપતરામે વિચાર કરી કહ્યું કે 'સવાસોએક આપો તો ઠીક !' ફોર્બ્સ ચોંકી ગયા. એમણે નિખાલસપણે પોતાની શક્તિની મર્યાદા દાખવીને ડરતાં ડરતાં સવિનય વીસ રૂપિયાનો દરમાયો સૂચવ્યો. દલપતરામે સવાસો સૂચવ્યા હતા તે વર્ષ હિસાબે ! ફોર્બ્સસાહેબે વીસ

કહ્યા તે મહિનાને હિસાબે એ નિરાળી સંસ્કૃતિઓના તરંગોનું એ મિલન હતું. દલપતરામે દુભાષિયા ભોળાનાથ દ્વારા ખુલાસો કર્યો. ભોળાનાથે પણ ફોર્બ્સને આ દેશની વ્યવહારરીત સમજાવી. નવે મુક્ત થઈ કરના દલપતરામ હવે ફોર્બ્સના ઇતિહાસશોધિયા અને કવિતાગુરુ લેખે વીસ રૂપિયાના એ જમાનાના આકર્ષક દરમાયે વઢવાણ તજી અમદાવાદનિવાસી થયા.

દલપતરામ અને ફોર્બ્સનો યોગ વિધિનિર્મિત ચમત્કાર કહીએ તોપણ અતિશયોક્તિ નથી. ગાજતી પરદેશી પ્રજાના સુશિક્ષિત ઉમરાવ પ્રતિનિધિ સમો એલેક્ઝાન્ડર કિન્લોક ફોર્બ્સ અને મધ્યકાલીન સૌરાષ્ટ્રના બ્રાહ્મણત્વથી અંકિત ઘરઘરાઉ ભણતરવાળા અને અકિંચન દલપતરામ જાણ્યાભાઈ ત્રવાડી અન્યોન્ય પૂરક પ્રેમક નીવડીને નવા ગુજરાતના સંસ્કારસર્જનમાં સહયોગી બન્યા, મૈત્રીમિલન સુમેળને અખંડિત તાંતણે ગૂંથાઈ રહ્યા, એ અર્વાચીન ગુજરાતનો એક સુખદ વિધિયોગ જ છે. સવારના બે એક કલાકના શિક્ષણે એ બન્નેના સહપ્રવાસોની પરંપરા નિર્મી અને એમાંથી સર્જાઈ ગુજરાતની અનેક સાંસ્કારિક પ્રવૃત્તિઓ. ફોર્બ્સે દલપતને અર્વાચીનતામાં દોર્યો, દલપતે ફોર્બ્સને આપણા દેશની પ્રજાજીવનની વાડીમાં ફેરવ્યા. બન્ને વિદ્યાનુરાગી, બન્ને લોકહિતૈષી, બન્ને કર્તવ્યપરાયણ, બન્ને ભાવનાનિષ્ઠ અને બન્ને માનવતાપ્રકાર. એ સહયોગ જેવો સહજ થયો તેવો જ સફળ પણ થયો.

ફોર્બ્સની પ્રેરણા, સહાયથી કવિ દલપતરામને ન્હાનાલાલ કહે છે તેમ જીવનની દિશા જડી ગઈ. ફોર્બ્સનો અભિલાષ હતો ગુજરાતનો અસ્તવ્યસ્ત અને ગૂંચવાયેલો તેમ જૂના મન્દિરો ડેરાઓમાં જ પડેલો ઇતિહાસ એકઠો કે સંકલિત કરી જગત સમક્ષ ધરવાનો. દલપતરામ એ અભિલાષને સફળ કરવા પ્રવૃત્ત થયા. અમદાવાદમાંથી 'કુમારપાળરાસો' અને 'વસ્તુપાળતેજપાળરાસો' મેળવ્યો. તેમજ લીંબડી, સાયલા, મૂળી, વઢવાણ, એમ ઇતિહાસની સામગ્રી એકત્ર કરવા તેઓ ગયા. 'પ્રબન્ધચિન્તા

મણિ,' 'શ્રીમાળનો રાસ' 'શ્રીમાળપુરાણ,' 'પ્રબન્ધચતુર્વિંશતિગ્રન્થ,' સોનકી વાઘેલાના વંશની કથા, 'રત્નમાળ,' 'પૃથુરાજરાસો,' 'શત્રુંજય-માહાત્મ્યગ્રન્થ,' અને 'દ્વયાશ્રય' સમા જૂના ઐતિહાસિક આધારરૂપ ગ્રન્થો ધીમે ધીમે દલપતરામે અન્તત્ર પર્યટનોમાં તેમ ફોર્બ્સ સાથે ફરી-ફરીને મેળવ્યા. સંગ્રહનું કાર્ય મોટે ભાગે દલપતનું છે, એ ન્હાનાલાલનું કથન સ્પષ્ટ જ છે.

ફોર્બ્સે કવિ દલપતરામના સહયોગના પ્રારંભિક આઠ વર્ષોમાં જ 'રાસમાળા' પ્રગટ કરી. ફોર્બ્સની ઓથ વિના, એમની પ્રેરણા વિના દલપતરામના જીવનનો આ મહાન પુરુષાર્થ કયાં હોત? દલપતરામના કુશળ સહૃદય શ્રમ વિના ફોર્બ્સનો આ અપૂર્વ યશસ્વી ગ્રન્થ કયાં હોત? એ કલ્પનાઓ જ નિરર્થક છે, વિધિનિર્મિત હતું એ.

દીવે દીવો પ્રગટે તેમ ફોર્બ્સ દલપતરામનું આ સહકાર્ય બીજી અનેક શુભ પ્રવૃત્તિઓના મંડાણમાં નિમિત્ત બન્યું. લોકહિતૈષી ફોર્બ્સને જૂના ગ્રન્થોની પ્રાપ્તિ સાર્વજનિક લાભ પ્રેરે એ અભિલાષ જાગ્યો અને એના ગ્રન્થાલયના સ્વપ્નમાંથી આજની ગૂજરાત વિદ્યાસભા અને તે કાળની ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીની રચના થઈ. ઇતિહાસના સંશોધન સંગ્રહમાં તેમ સોસાયટીની સ્થાપનાના મંગલારંભમાં પણ કવિ દલપત સહાયકરૂપે પાછળ રહ્યા. દેશના કેટલાક ભાગમાં વિદ્યોત્તેજનના ધ્યેયને સાકાર કરતી આવી સંસ્થાઓનું દૃષ્ટાન્ત ફોર્બ્સ સમક્ષ હતું. ગોરા અધિકારીમંડળના સક્રિય સહકારથી ઓગણીસ અંગ્રેજો અને એક ગૂજરાતી (રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ)ની સોસાયટી સ્થાઈ.

ગૂજરાતી પ્રજામાં વિદ્યાપ્રીતિ પ્રસરે, એના ભાષા-સાહિત્ય નવપલ્લવિત બને, એ આશય સ્થાપીને ફોર્બ્સે ઈ. સ. ૧૮૪૮માં જ ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થાપી અને એનું મંત્રીપદ પણ ધારણ કર્યું. ફોર્બ્સ એકાદ વર્ષ અમદાવાદમાં આ કાર્યના જાણે શ્રીગણેશ માંડવા પૂરતા જ રહ્યા અને પછી તો ગૂજરાત બહાર અને ગૂજરાતભરમાં સ્થળે સ્થળે જવું

કહ્યા તે મહિનાને હિસાબે! એ નિરાળી સંસ્કૃતિઓના તરંગોનું એ મિલન હતું. દલપતરામે દુભાષિયા ભોળાનાથ દ્વારા ખુલાસો કર્યો. ભોળાનાથે પણ ફોર્બ્સને આ દેશની વ્યવહારરીત સમજાવી. ત્રણે મુક્ત થઈ હસ્યા. દલપતરામ હવે ફોર્બ્સના ઇતિહાસશોધિયા અને કવિતાગુરુ લેખે ત્રીસ રૂપિયાના એ જમાનાના આકર્ષક દરમાયે વઢવાણ તજી અમદાવાદનિવાસી થયા.

દલપતરામ અને ફોર્બ્સનો યોગ વિધિનિર્મિત ચમત્કાર કહીએ તોપણ અતિશયોક્તિ નથી. રાજકર્તા પરદેશી પ્રજાના સુશિક્ષિત ઉમરાવ પ્રતિનિધિ સમો એલેક્ઝાન્ડર કિન્લોક ફોર્બ્સ અને મધ્યકાલીન સૌરાષ્ટ્રના બ્રાહ્મણત્વથી અંકિત ઘરઘરાઉ ભણતરવાળા અને અકિંચન દલપતરામ ડાહ્યાભાઈ ત્રવાડી અન્યોન્ય પૂરક-પ્રેરક નીવડીને નવા ગુજરાતના સંસ્કારસર્જનમાં સહયોગી બન્યા, કૌટુમ્બિક સુમેળને અખંડિત તાંતણે ગૂંથાઈ રહ્યા, એ અર્વાચીન ગુજરાતનો એક સુખદ વિધિયોગ જ છે. સત્તાવના બે એક દાયકાના શિખરે એ બન્નેના સહપ્રયાસોની પરમ્પરા નિર્મી અને એમાંથી સર્જાઈ ગુજરાતની અનેક સાંસ્કારિક પ્રવૃત્તિઓ. ફોર્બ્સે દલપતને અર્વાચીનતામાં દોર્યા, દલપતે ફોર્બ્સને આપણા દેશની પ્રજાજીવનની વાડીમાં ફેરવ્યા. બન્ને વિદ્યાનુરાગી, બન્ને લોકહિતૈષી, બન્ને કર્તવ્યપરાયણ, બન્ને ભાવનાનિષ્ઠ અને બન્ને માનવતાસભર. એ સહયોગ જેવો સહજ થયો તેવો જ સફળ પણ થયો.

ફોર્બ્સની પ્રેરણા, સહાયથી કવિ દલપતરામને ન્હાનાલાલ કહે છે તેમ જીવનની દિશા જડી ગઈ. ફોર્બ્સનો અભિલાષ હતો ગુજરાતનો અન્ત-બ્યરત અને ગઢ કીર્ત્યાગ્રહો તેમ જૂના ગ્રન્થભંડારોમાં જ પોઢેલો ઇતિહાસ એકસૂત્રે સંકલિત કરી જગત સમક્ષ ધરવાનો. દલપતરામ એ અભિલાષને સફળ કરવા પ્રવૃત્ત થયા. અમદાવાદમાંથી 'કુમારપાળરાસો' અને 'વસ્તુપાળ-તેજપાળરાસો' મેળવ્યો. તેમ જ લીંબડી, ધ્રાંગધ્રા, મૂળી, વઢવાણ, એમ ઇતિહાસની સામગ્રી એકત્ર કરવા તેઓ ઘૂમ્યા. 'પ્રજાચિન્તા-

ફોર્બસ દલપતની હૃદયગ્રન્થિ ગાઢ થતી હતી એવે સાથે ખભાત અને મુબઈ જાય છે ઈ. સ ૧૮૫૦મા મુબઈમા પણ જુવાનિયાઓ અગ્રેજ પ્રાધ્યાપકોની પ્રેરણાએ શિક્ષણ સુધારાના ક્ષેત્રે આંદોલન ચલાવતા હતા કન્યાશાળા, સસ્થાસ્થાપના, આદિમા પારસીઓ, મહારાષ્ટ્ર, ગૂજરાતના તેજસ્વી હિન્દુ વિદ્યાર્થીઓ પ્રથમ એકત્ર અને પછી ભિન્ન ભિન્ન મડળ રચીને કાર્ય કરતા થઈ ગયા હતા બેલગાડી અને વહાણમા બેસીને દલપતકુટુમ્બ ફોર્બસકુટુમ્બ ભેગુ મુબઈનો આ નવઉઘાડ અનુભવવા આવી પહોચ્યુ સ્વામીનારાયણી મદિરમા દલપતરામના મિત્ર ફોર્બસ અમદાવાદ હતા ત્યારે ગયેલા, દલપતરામનુ નિર્વ્યસનીપણુ જાણતા સન્માનતા ફોર્બસ આ મુસાફરીમા તાપીના બાગ આગળ પારસીઓની તાડી નથી સ્વીકારતા, દલપતરામને નાચ આવતા જોઈને પછીથી તો નિધિસ્થાથી રજવાડાની રામજણીઓની નાચમિજલસમા પણ ફોર્બસે જવુ બધ કરેલુ ' વાત એટલી ફેલાઈ કે ફોર્બસ દલપત સગે સ્વામીનારાયણી બની ગયાની લોક અફવા નિવારવા ફોર્બસને જાહેર શિકાર ગોઠવવા પડેલા ' બદલી અગાઉ દોઢેક માસ ફોર્બસને બગલે દલપતરામ મુબઈનિવાસી બને તેવ સહકુટુમ્બ અને ફોર્બસની સૂરત બદલી થતા ત્યાય વરસ સવા વરસ સાહેબ ભેગા જ રહે, ઘરોબો તો એવો વધે કે તમના કુટુમ્બને નળતી સવલતોમા દલપતકુટુમ્બનો પણ ભાગ પાડે અને મેવામીઠાઈ કે ૨૫૦૦થી દલપત સતાનને રીઝવે,—એ સર્વ દલપત ફાર્બસના દ્રએક વર્ષોના સાન્નિધ્યનુ ઉદ્દયગમ મૈત્રીદશ્ય રચે તમ છે સૂરતથી મરવાઈને અમદાવાદ જિલ્લામા અને પછીથી મહીકાંઠા નિરનામા ફાર્બસની બદલી થઈ ત્યારે ય દલપત સાહેબની સાથે ન્યાય કર્યા એ પ્રવાસો વેળા ફોર્બસની દલપતરામ પ્રત્યેની સહૃદય પ્રીતિ અનેક પ્રસગોએ પ્રત્યક્ષ થાય છે અમદાવાદમા પ્રથમથી જ કવિને કવિતાદ્વારા અન્યને રોજરી ધનપ્રાપ્તિ અને પરિચયવૃદ્ધિની તક ફોર્બસે ખુશીથી આપેલી હવે ગા રજવાડામા દલપતરામને મોખરે રાખીને તેમની કદર ફાર્બસે

પડ્યુ એમને એક અધિકારી લેખે પરન્તુ જન ની વત્સલતા ફૉર્બ્સને હૈયે ઊડી હતી. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી માટે વેતનની ફંડમાથી અર્ધી રકમ જુદી રખાવનાર અને તેથી ય વિશેષ તો શિથિલ થતી સોસાયટીના ડગતા પાયામા અખૂટ શક્તિ રસ પૂરના દલપતરામને પોતે જ અપાવેલી સરકારી નોકરી તજાવી સોસાયટીમા લગભગ પચીસ વર્ષો સુધી સ્થિર થવામા પ્રેરણા પ્રોત્સાહન અર્પીને સોસાયટીને ચિરંજીવ કરવામા ફૉર્બ્સ, સોસાયટી અને તે દ્વારા ગુજરાતનો સાચો નેતા થયો એ સોસાયટીને સદ્ધર કરવામા લગભગ બે એક દાયકાની સેવા અર્પી ટી બી કર્ટિસે અને એ જ મંત્રીપદ પછીથી ભોગવનાર રા બ ગોપાળ હરિ દેશમુખ અને રા સા મહીપતરામ નીલકંઠ જૉર્જ સીવર્ડ, રા સા ભોગીલાલ એમ એચ સ્કૉટ સમા સોસાયટીના મંત્રીઓ તેમ રા મગનલાલ વખતચંદ,[1] વ્રજલાલ શાસ્ત્રી[2] રણછોડરામ ઉદયરામ[3] સમા સહમંત્રીઓની સેવા પણ સ્મરણીય ખરી પરન્તુ સોસાયટીના મૂળ રોપનાર અને તેની સભાળ લેનાર ફૉર્બ્સ એને પોષનાર અને સફળ બનાવનાર કર્ટિસ તેમજ એ બેઉને અપ્રગટ અને પછીથી તો પ્રગટ પણ જીવનભરની સહાય ધરનાર કવિ દલપતરામનું કાર્ય તો સોસાયટીનું પરમ ગૌરવ જ છે

સોસાયટીની સ્થાપના પછી તરત જ પુસ્તકાલય, કન્યાશાળા આદિની વ્યવસ્થાઓ પણ રોપાઈ હિમાભાઈ નગરશેઠ અને શેઠ બી હરકુંવર સમા ધનાઢ્યોની લક્ષ્મીને સાંકળી ।। પ્રોત્સાહને દલપતરામ કવિએ આ પ્રવૃત્તિઓના ક્ષેત્રમા વાળી શિલાછાપનું છાપખાનું અને 'વર્તમાન' (જનતામા જાણીતું 'બુધવારિયું') અને પછીથી 'બુદ્ધિપ્રકાશ' પણ પ્રગટ થયા સોસાયટી દ્વારાની એ પ્રવૃત્તિઓએ ગૂજરાતી જનતામા નવું વાતાવરણ પ્રસાર્યું ફૉર્બ્સ અને દલપત આ સર્વ કાર્યોમા સાથે હતા.

---

૧ ઇતિહાસકાર ૨ ભાષાંતરી ૩ નાટકકાર

યોગ્ય છે. સુરતને એક પ્રસંગ નોંધવો જોઈએ. ફૉર્બ્સની બદલી થતાં પાછળ રહેલા કવિ તેઓના બંગલાનું રાચરચીલું એક નાદાર નવાબી ‘નબીરા’ને આપે છે! કવિ એની નવાબી જાણે છે, નાદારી નહિ! એનું નાણું તો પાછું શાનું જ આવે? દલપતરામને આ બીજો વ્યવહારમાંની નિષ્ફલતાનો પ્રસંગ છે. એક પહેલો પ્રસંગ ‘અંગઉધારનો ઝઘડો’ની પ્રેરણા આપી ગયેલો! દલપતરામને કપાળે સ્વામીનારાયણી તિલક તો રહેતું જ. એક વાર તે ન દેખાતાં ફૉર્બ્સને ચિંતા પેઠી કે ‘કવિ સુધર્યા!’ ફૉર્બ્સે સલાહ પણ આપી કે જનવિરોધ કરી સુધારો ન આણવો. કવિ તિલક કરવું ઉતાવળમાં ભૂલી ગયા હશે; પણ ફૉર્બ્સની લાગણી સતત જાગ્રત જ રહેતી.

અમદાવાદ જિલ્લામાં અને મહીકાંઠા વિભાગમાં ફૉર્બ્સ તથા દલપતરામના સહચારની થોડીએક વિગતો લક્ષપાત્ર છે. ભાવનગરના રાજવીએ કવિને બરસોતું વર્ષાસન બક્ષ્યું, સો રૂપિયાની ભેટ આપી, ડમણી ઘોરી આપ્યા અને રાજમહેમાનીનો અધિકાર પણ આપ્યો; રાજકવિપદ પણ ધર્યું તો ખરું પરન્તુ દલપતઉત્તર હતો, “સાહેબ આપશે તો હું આપનો છું.” વીરમગામ, વઢવાણ, લીંબડી, ધંધુકા, પાલીતાણા,—દલપતરામ સાહેબ સાથે ફર્યા, ઠેરઠેર જાગૃતિનાં કાવ્ય, ભાષણો કર્યાં અને રાજ-પ્રજાનું સન્માન પામ્યા. વઢવાણ, વળાનાં રાજ્યમાન—ભેટ રચ્યાં. ‘દ્વયાશ્રય’ની શોધમા દલપતરામ ફૉર્બ્સ સંગાથે પાટણના અપાશરાઓમાં ફર્યા, જ્યાં ફૉર્બ્સને પુસ્તક સાટે ગામ માગનારો ભાટ મળ્યો! સિદ્ધપુર, કટોસણ, મોઢેરા, ખેરાળુ, દાંતા, ઈડર,—એમ અનેક સ્થળોએ ફૉર્બ્સની સાથે મુસાફરીમાં રહેલા કવિને ચાર સવાર મળતા એ ય નોંધવું ઘટે. એક વાર આશ્રય ઝંખતા દલપત ગુજરાત આખું પગપાળા ખૂંદી વળતા હતા; હવે ભાવનગરનરેશે બક્ષેલી મારાફમણીમાં ફરતા ‘સાહેબના કવિ’ વઢવાણમાં બેઠીઓ— પોતાની તેમ નાનાભાઈની ય—ચલાવી શકે છે. દલપતરામે ફૉર્બ્સ સાથેના આ સુખદ અને પ્રવૃત્તિપૂર્ણ સહપ્રવાસની પછી વિગતા જાતે જ

કરાવી પ્રવાસમા કવિનાં ઉતારા અને ભોજનાદિની વ્યવસ્થા જાતે જ જોઈ લે અને વિશ્વાસની જવાબદારી તેમને જ સોંપે સભાઓ વ્યાખ્યાનોમાં કવિ દલપતરામની શક્તિઓને પ્રગટ ઉત્તેજન અર્પે. ગૂજરાત સૌરાષ્ટ્રમા ઘૂમતા ઘૂમતા ભૂવા-ડાકણના કિસ્સાઓ તેમ રાવણા અને રાસડાઓમાથી પ્રતીત થતા લોકજીવનના મર્મ સમજવા ફોર્બ્સ કવિને સાથે જ રાખે દલપતરામ પણ ફોર્બ્સના મનોરથ સમજીને ઉત્સાહ અને નિષ્ઠાપૂર્વક "હું સાહેબનો છુ" કહેતા ફોર્બ્સની પડખે જ રહે સૂરતમા સુધરાઈના વેરાની લોક-ચળવળ વેળા સરકારે ફોર્બ્સને સોંપેલી ખાસ કામગીરીમા, દલપતરામ કવિ દુર્ગારામ મહેતાજીને સાથે રાખીને સૂરતની શેરીએ શેરીએ શહેરસુધારણાનુ ઉદ્બોધન કરીને સહાય અર્પે. અન્યોન્ય સમભાવે દલપતરામ અને ફોર્બ્સે આદર્શ મૈત્રી સર્જી.

ફોર્બ્સ દલપતનો સૂરતનિવાસ યાદગાર નીવડ્યો છે દુર્ગારામ અને દલપતરામનો સમ્બન્ધ ત્યા ઉદ્ભવ્યો પરહેજગારમડળીની વહેમવિરોધી પ્રવૃત્તિમા રસ લેતા મહીપતરામ પણ દલપતરામને અહીં પ્રથમ જુએ જાણે છે નર્મદ કવિ દલપતરામ પ્રત્યે કૈક આશ્ચર્યથી અને કઈક દુર્લક્ષથી આ વેળા જુએ છે, અને તેમની કવિતા સાભળે છે * ફોર્બ્સ સાથે રહીને સૂરતમા દલપતરામે સૂરત અકાદમી સભા અને પુસ્તકાલયાદિ પ્રવૃત્તિઓ ખેડી, એટલુ જ નહીં પણ એમનુ સ્વદેશીની હિમાયત કરતુ કાવ્ય 'હુન્નરખાનની ચડાઈ' પણ અહીં રચાયુ અને લખાયુ બીજી કેટલીક મહત્ત્વની ગદ્ય પદ્યકૃતિઓ પણ એમણે સૂરતવાસ સમયે જ રચી છે સૂરતથી વિદાય લેતી વેળા દલપતરામનું સૂરતની પ્રજાએ બહુમાન કર્યું. સૂરતમાથી જ દલપતરામ દ્વારા નવીન ગૂજરાતી કવિતાનુ પ્રથમ દર્શન ગૂજરાતે અનુભવ્યુ એ ન્હાનાલાલ કથન

* "દલપતરામ કવિ સુરતમા હતા અને ત્યારેથી (૧૮૫૧) હું એને ઓળખતો કે આ દ કવિ છે—નહીં એવા કઇક આશ્ચર્યથી તેની તરફ હુ જોતો ખરો, પણ કોઇ દહાડો તેની પાસ ગયો નથી તેના ઓળખાણની કઇ ગરજ ધરેલી જ નહીં" —"મારી હકીકત," પૃ ૪૦ (નર્મદ)

ગૂજરાતીમા કવિ મન્યભાપણો આપતા થઈ જાય છે ગૂજરાતી કવિતા અને કવિઓનો પરિચય સેવવાની ફૉર્બ્સની ઇચ્છા સદા ય જાગ્રત હતી ઇતિહાસનો અને વિદ્યાનો એનો ઊંડો અનુરાગ પણ એમા કારણરૂપે હશે ઇડરમા દિવાળીના દિવસોમા કવિઓને ફૉર્બ્સ આમત્રણ આપે છે, એઓને સમભાવથી સાભળે છે અને બક્ષિસો પણ આપે છે પદરવીસ કવિ ગઢવીઓ એ સમેલનમા આવેલા ઇડરના ગજવીએ મહેમાની કરેલી તેમની અને 'સાહેબે' બક્ષિસો આપેલી દલપતરામ 'કવીશ્વર' એમા સૂત્રધારરૂપ છે તમને ઇડરરાજ વર્ષાસન અને રાજમહેમાનીનુ માન બક્ષે છે ઇડરનુ એ કવિમિલન ફૉર્બ્સના જીવનની એક યશકલગી છે, 'કવીશ્વર'ના જીવનની એક ધન્ય પળ છે, 'ફાર્બસવિલાસ'ને સ્વરૂપે ગૂજરાતી કવિતાના રસિયાઓનુ સદાનુ મનરજન છે

ઈ સ ૧૮૪૮મા ફૉર્બ્સે દલપતરામને વઢવાણથી બોલાવીને પોતાના ભોમિયા મિત્ર કર્યા ત્યાથી પોતે ઈ સ ૧૮૫૪મા ઇગ્લડ રજા પર ગયા ત્યા લગીની આ ટૂકી કથા એક રીતે એ બન્નેની મૈત્રીની અને ગૂજરાત સેવાની એક સળગ કથની સમાપ્ત થાય છે પછી ફૉર્બ્સ પાછા આવ્યા, ગૂજરાત સૌરાષ્ટ્ર મુબઈમા રહ્યા, દલપતરામને બોલાવીને મહેમાની કરી, ૧૮૬૫ના શેરબજારના વટોળિયાએ સાધુચરિત કવીશ્વરને પણ બે ચ્યા અને તેમના ઘરને પડતુ તણાઈ જતુ અટકાવવાની ફૉર્બ્સે માગીને બિછાનેથી પણ જબ્બર સફળ કોશિશ કરી,—એ સર્વમા ઉભયનો સ્નેહ તતુ અખડપણે ગોચર થાય છે જો કે તેમનો સાચો સ્થૂલ સહચાર તો ફૉર્બ્સ પહેલી વાર ઇગ્લડ જાય છે, ત્યાથી જ અટકતો જણાય છે

પરદેશ જતા પૂર્વે ફૉર્બ્સે મહી કાંઠામા સાદરે રા રપ)ને દરમાયે કવિને સરકારી નોકરી અપાવી હતી ફૉર્બ્સે પ દેશમા દલપતરામની સહાયથી એકત્ર કરેલી ગૂર્જર ઇતિહાસની સામગ્રીઓમાથી 'રાસમાળા' રચી અને પ્રસિદ્ધ કરી વિષે તમને ત્યા 'દ્વયાશ્રય'ની પ્રત મોકલી આપેલી સાગમા રચની રચના કવિએ રાખ્યાનાકી ના એક ગગી

લખી છે નાણાની કોથળી, મોટી અને નકશા પિસ્તોલ સાથે મુસાફરી કરતા ફૉર્બ્સ વટેમાર્ગુઓ સાથે ગુજરાતીમાં મીઠાશથી તેમના જીવન વ્યવહાર વિષે વાતચીત કરે છે, ગણુગડે ભાર ઉનાળાની નાદ જોતી કોઈ બાઈને માથેથી ભાર પણ ઉતારે છે, આ માટેની યાત્રામાં પોતાના હાથ નીચેનાઓને કુટુમ્બ બોલાવી લાવવાની જોગવાઈ કરી આપી સંઘની જેમ યાત્રા કરવા કહે છે, વેઠ ન કરાવાય તેની દેખરેખ જાતે રાખે છે, રુશવત ન થાય માટે નાણાં ચૂકવવાનું દલપતરામને જ સોંપે છે, અને કોઈ ભૂખ્યા બ્રાહ્મણની દુર્દશાથી દાઝીને પોતાના પગારના અમુક ભાગમાંથી સદાનું સદાવ્રત શરૂ કરે છે આવા સજ્જનની દલપતરામને ઓથ હતી. દલપતરામમાં શક્તિ હતી, મહત્ત્વાકાંક્ષા હતી, સચ્ચાઈ હતી. જીવનના રાજમાર્ગ પર આવી પહોંચતાં તેમને વિલમ્બ ન થયો.

ઈ સ ૧૮૫૪માં ફૉર્બ્સ લાંબી રજા લઈને પોતાને વતન ગયા ત્યાં લગીમાં ફૉર્બ્સ દલપતની સ્નેહગ્રન્થિ અને પ્રવૃત્તિઓ ગુજરાતજાણીતી થઈ ગઈ હતી. બન્ને શાણા સજ્જનો હતા અને મધુરતા બન્નેની રગેરગે વહેતી. તેથી તેમની અભિલાષાઓનું વાવેતર સર્વત્ર અનુકૂળતા વધ્યું. તેમની પ્રવૃત્તિઓની સૌરભ ગુજરાતભરમાં વ્યાપી ગઈ. તેમની કારવણીમાં સહુની શ્રદ્ધા સ્થિર થઈ ગઈ.

ફૉર્બ્સ અને દલપતના સહવાસ અને સહચારના એક વિશેષ દૃષ્ટાન્ત વિનાનું એનું ચિત્ર અપૂર્ણ રહે તેમ છે. એ ઘટના તે હિંદમાં ફૉર્બ્સે ભેળવેલ અને કવીશ્વર દલપતરામે મિરદાવેલો કવિઓનો મેળો. વ્રજ અને સંસ્કૃત ભાષાના અધ્યયનકાળમાં પણ સ્વામીનારાયણ સંપ્રદાય સમ્બન્ધી કેટલીક છૂટી કવિતા, 'બાપાની પીંપર' સમી વનવર્ણનની અને 'અંગઉધારનો ઝઘડો'ની અનુભવજનિત કવિતા, દલપતરામે ગુજરાતીમાં રચી હતી જ. ફૉર્બ્સની મીઠી સૂચના અને પ્રેરણાએ દલપતરામ હવે ગુજરાતીમાં અવિરત ગદ્ય પદ્ય લખાણો કરે જતા છે

ગુજરાતીમા કવિ કાવ્યભાષણો આપતા થઈ જાય છે  ગૂજરાતી કવિતા અને કવિઓનો પરિચય સેવવાની ફોર્બ્સની ઇચ્છા સદા ય જાગ્રત હતી ઇતિહાસનો અને વિદ્વાનો એનો ઊંડો અનુરાગ પણ એમા કારણરૂપે હશે ઈડરમા દિવાળીના દિવસોમા કવિઓને ફોર્બ્સ આમત્રણ આપે છે, એઓને સમભાવથી સાભળે છે અને બક્ષિસો પણ આપે છે  પદર વીસ કવિ ગઢવીઓ એ સમેલનમા આવેલા ઈડરના રાજવીએ મહેમાની કરેલી તેમની અને 'સાહેબે' બક્ષિસો આપેલી દલપતરામ 'કવીશ્વર' એમા સૂત્રધારરૂપ છે  તેમને ઈડરરાજ વર્ષાસન અને રાજમહેમાનીનું માન બક્ષે છે  ઈડરનું એ કવિમિલન ફોર્બ્સના જીવનની એક યશલ્લગી છે, 'કવીશ્વર'ના જીવનની એક ધન્ય પળ છે, 'ફાર્બસવિલાસ'ને સ્વરૂપે ગૂજરાતી કવિતાના રસિયાઓનુ સદાનુ મનરંજન છે

ઈ સ ૧૮૪૮મા ફોર્બ્સે દલપતરામને વઢવાણથી બોલાવીને પોતાના ભોમિયા મિત્ર કર્યા ત્યાથી પોતે ઈ સ ૧૮૫૪મા ઇગ્લડ રજા પર ગયા ત્યા લગીની આ ટૂકી કથા એક રીતે એ બન્નેની મૈત્રીની અને ગૂજરાત સેવાની એક સળગ કથની સમાવી લે છે  પછી ફોર્બ્સ પાછા આવ્યા, ગુજરાત સૌરાષ્ટ્ર મુબઈમા રહ્યા, દલપતરામને બોલાવીને મહેમાની કરી, ૧૮૬૫ના શેરબજારના વંટોળિયાએ સાધુચરિત કવીશ્વરને પણ બેસ્યા અને તેમના ઘરને પડતુ ત્તણાઈ જતુ અટકાવવાની ફોર્બ્સે માગીને બિછાનેથી પણ જરમાર સફળ કોશિશ કરી,—એ સર્વમા ઉભયનો સ્નેહ તતુ અખડપણે ગોચર થાય છે  જો કે તેમનો સાચો સ્થૂલ સહચાર તો ફોર્બ્સ પહેલી વાર ઇગ્લડ જાય છે, ત્યાથી જ અટકતો જણાય છે

પરદેશ જતા પૂર્વે ફોર્બ્સે મહીકાંઠામા સા રે ગા ૨૫)ને દરમાયે કવિને સરકારી નોકરી અપાવી હતી ફોર્બ્સે પરદેશમા દલપતરામની સહાયથી ગોત્ર મેળવી ગુર્જર ઇતિહાસની સામગ્રીમાથી 'રાસમાળા' રચી અને પ્રસિદ્ધ કરી  કવિએ તમને ત્યા 'કથાશ્રય'ની પ્રત મોકલી આપેલી સામગ્રી પહુચી ત્યા કવિએ રાયજાવાળી કરવા એન્ગ્રેજી

સાઈ જાદૂગરને ઉઘાડો પાડ્યો, બાળવિવાહનો સ્પર્ધાનિબન્ધ લખીને ઇનામ મેળવ્યું, ફોર્બ્સે સાદરામાં સ્થાપેલી તાલુકદારોના કુંવરોની શાળાની સંભાળ રાખી, અમદાવાદની હાઈસ્કૂલના મુખ્યશિક્ષક અને ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રી મી. કર્ટિસના આમંત્રણથી 'રાજવિદ્યાભ્યાસ' કાવ્યવ્યાખ્યાન અમદાવાદની સભામાં વાંચી બતાવ્યું.

અમદાવાદમાં ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીની આર્થિક સ્થિતિ અને પ્રતિષ્ઠા પણ ડગતી થઈ હતી. તેની પ્રવૃત્તિઓનું સંચાલન એકધારું રહ્યું ન હતું. કર્ટિસની મૂઝવણને છેવટ ગયેલા ફોર્બ્સે દૂર કરી. સરકારી નોકરી છોડવા નારાજ દલપતરામને ઉભે સોસાયટી પ્રત્યે મમત્વ તો હતું જ. ફોર્બ્સની મીઠી આજ્ઞા આવી અને કવીશ્વર દલપતરામ ઈ. સ. ૧૮૫૫ના જૂન માસથી સોસાયટીના મદદનીશ મંત્રી નિમાયા. હિતેચ્છુ સરકારી વડાને એ ન ગમ્યું, પરન્તુ ગૂજરાતને રાજી રાખવાનો બીજો માર્ગ પણ ન હતો.

સોસાયટી, એનું ગ્રન્થાલય, એનું મુખપત્ર 'બુદ્ધિપ્રકાશ' તૂટું તૂટું થતાં હતાં. સ્થાપનામાં હાથ આપનાર કવીશ્વર દલપતરામને હાથે જ એને ઉગારવાનું કર્ટિસને શક્ય લાગ્યું. રૂ. ૩૦)ને દરમાયે દલપતરામ સોસાયટીમાં આવ્યા, આવતાવેંત સોસાયટીની તિજોરી અને એની 'બુદ્ધિપ્રકાશ' આદિ પ્રવૃત્તિઓમાં નવું ચેતન પ્રેર્યું. "મારા દેશના કલ્યાણ વાસ્તે મેં સરકારી નોકરી છોડી છે," એવું જાહેર કરતા કવિ ગૌરવપૂર્વક લખે છે, "સોસાયટીના 'કવીશ્વર'ની જગો એ સરવથી મોટા દરજ્જો સમજીને આ જગો મેં કબૂલ કરી." કર્ટિસનો ઉમંગ પણ 'બુદ્ધિપ્રકાશ'ને પાને વ્યક્ત થાય છે, "અમારા વાંચનારાઓને બહુ ખુશીથી ખબર આપિયે છિયે જે કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈને વર્નાક્યુલર સોસાયટીના આસિસ્ટન્ટ સેક્રેટરી તથા 'બુદ્ધિપ્રકાશ'ના ચોપાનિયાના એડિટર ઠરાવ્યા છે."

ફૉર્બ્સને સહારે દલપતરામ મોભો પામ્યા, અધિકાર અને લક્ષ્મી પામ્યા, 'કવીશ્વર' લેખે જ્યાં ત્યાં આવકારાયા, ફૉર્બ્સને આદેશે જ દલપતરામે એ બધું તજી સોસાયટીની સેવા સ્વીકારી. એ સેવાની સુવાસે આપણો ઓગણીસમી સદીનો ઉત્તરાર્ધ મઘમઘી ઊઠ્યો, તેમજ કવિનું જીવન પણ કીર્તિ અને લક્ષ્મીથી મંડિત બની ગયું. "મિત્રવચન અને દેશઉદ્ધારને ખાતર 'ગવસામ', 'ગવસામ' કહેતી દુનિયા તજી 'ખુદાવંદ ખડેરાવ' કહેવડાવતી સોસાયટીની દુનિયાનો સ્વીકાર કર્યો," એ ન્ચિ દલપતરામના 'સ્વાર્થત્યાગ'ને અપાયેલી અંજલિ* સર્વાંશ સાર્થ નથી ?

'કવીશ્વર' દલપતરામની જીવનકથનીનો ત્રીજો ખંડ અહીંથી જ શરૂ થયો આપણે જોઈ શકીશું. ફૉર્બ્સસાહેબે અમદાવાદ તેડ્યા અને લગભગ આઠેક વર્ષો લગી મગાથે રાખીને એમને જાણીતા કર્યા એ ખંડના દલપતરામના જીવનથી આ ખંડનું દલપતજીવન એ રીતે વિશિષ્ટ ગણાય કે અહીં દલપતરામ સ્વતંત્ર રીતે પોતાની કારકિર્દી ઘડે છે, સ્વતંત્ર વ્યક્તિત્વ સર્જે છે, અને પોતાની વિશિષ્ટ શક્તિઓ વડે લગભગ એકલે હાથે સોસાયટીના સુકાનને સાચવે છે. એ જમાનામાં ગોરા સાહેબના મિત્ર અને સાહિત્યગુરુ તરીકે બધે ફરતા દલપતરામને માન મળેલું, હવે તેઓને તેમની શક્તિની સ્વતંત્ર પરીક્ષાના અવસર પ્રાપ્ત થાય છે અને તેમાં તેઓ પાર ઊતરે છે

ફૉર્બ્સ અને કર્ટિસ બન્ને વિદ્યાનુરાગી અને ગુણજ્ઞ હતા. ફૉર્બ્સની રસિકતા અને પાંડિત્ય વિશેષ, તો કર્ટિસમાં વ્યવહારદક્ષતા વિશેષ હતી પ્રારંભમાં આવશ્યક એવું પ્રગટ પ્રોત્સાહન ફૉર્બ્સે દલપતને આપ્યું, જાતે જ સાથે રહીને ગૂજરાતમાં કવિની કીર્તિ જમાવી. કર્ટિસે પાછળ રહીને દલપતરામને આગળ રાખ્યા. કર્ટિસની પ્રેરણાનું મૂલ્ય ઓછું નથી વડોદરાના ખંડેરાવ ગાયકવાડ, ભાવનગરના જસવન્તસિંહજી, અમદાવાદ

* 'દ ૬ ડા '—શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ('વિવેચના'–પૃ. ૨૭.)

મુબઈના શેઠસોનગરો દ્વારા સોસાયટીની પ્રવૃત્તિઓ તથા એની આર્થિક સ્થિતિ સદ્ધર કરવાની યોજના અને દિશાદાખવણીમા ટી બી ફર્ટિસની બુદ્ધિ અને દષ્ટિ છે, પરન્તુ એના સફળ ઉકેલમા તો કવીશ્વરની વાણી અને દક્ષતાની જ કસોટી હતી. નર્મદ જેટલુ એકહાથે સાહસ દલપતરામે કરવાનુ ન હતુ, છતા ઈ સ ૧૮૫૫મા પડુ પડુ થતી સોસાયટીને સ્થિર અને ભવ્ય બનાવવા આવેલા દલપતરામ સમક્ષ સ્વત ત્ર કાર્યશક્તિનુ મૂકી નાખે એવુ ક્ષેત્ર હતુ જ.

અમદાવાદમા વિદ્યાભ્યાસક મડળી* વિશાળ સ્વરૂપની કરાઈ તે વેળા ફર્ટિસના આમત્રણે દલપતરામ 'રાજવિદ્યાભ્યાસ' કાવ્યભાષણ આપી આવેલા એ મડળીએ પુનર્જીવિત કરેલા 'બુદ્ધિપ્રકાશ'ને હવે સોસાયટીએ સ્વહસ્તક લીધુ સરકારી વહીવટની ટીકા કરવાને કારણે અને પછીથી તો નિંદાવગોવણીમા ઊતરી પડવાને કારણે સરકારમા તેમ પ્રતિષ્ઠિત નગરજનોમા 'બુદ્ધિપ્રકાશ'નુ માન ઘટયુ હતુ સરકારી નોકર તરીકે ફાર્બ્સને ય તેમા લખવાની સરકારે બધી કરેલી! પછી તો પુસ્તકાલયનું મકાન પણ સોસાયટીએ ખાલી કરવુ એવુ સરકારે જણાવી દીધુ, કારણ સોસાયટીના મકાનમાથી તેના નોકરે બાજુની જેલમા તમાકુનુ પડીકુ કોઈ કેદી માટે નાખ્યુ! કવિ દલપતરામે આવીને એ નામોશી અને એ પરવશતામાથી 'બુદ્ધિપ્રકાશ' તેમજ સોસાયટીને નિ સ્પૃહ કાર્ય અને મધુર હિતકારક વાણીથી ઉગારી લીધા એટલું જ નહિ પર તુ ઉત્કર્ષગામી પણ કર્યા નગરશેઠ હિમાભાઈ સાથેની કવિની મુલાકાતનું વર્ણન કવિએ આપ્યુ છે, એ સ વાદ રસિક છે તેમ ઐતિહાસિક પણ છે 'અરે! સરકારી નોકરી છોડી તમે કયા આ પાપમા પડ્યા? તમે ભલુ માણસ! તમને બુધવારિયુ ફાવશે?' એવુ કહેતા હિમાભાઈ શેઠ અને બીજા ધનિકો ઉપરાત શિક્ષિતોમા પણ ધૈર્ય, નિસ્વાર્થ અને કર્તવ્યકુશળતાથી કવીશ્વરે સોસાયટીના નામ આદેની

* મૂળ હાઈસ્કૂલના વિદ્યાર્થીઓનુ મડળ હતુ

ઝાખપ ટાળી, તેને તેજસ્વી બનાવ્યુ. સોસાયટી સ્થપાવી એ કરતા ય સોસાયટીને પડતી અટકાવી પ્રતિષ્ઠિત બનાવવી એ કાર્ય વિકટ હતુ. કવિ એમા પૂરુ સાફલ્ય પ્રાપ્ત કરે છે.

"આપણા દેશના સુધારા અર્થે મારા તન, મન, ધનથી હુ ખૂબ મહેનત લેવા ચાહુ છુ," એવો પ્રામાણિક કોલ આપતા દલપતરામને જનવિશ્વાસ અને આદર મળતા ગયા. એમની કવિતા, એમના નિબન્ધ, એમના નાટકાદિમા સ્ફુટ થતી એમની ઐક્ય અને પ્રગતિની ભાવનાએ સહુનુ લક્ષ સોસાયટીની પ્રવૃત્તિઓમા વાળ્યુ. હિમાભાઈ નગરશેઠે પુસ્તકાલયના સ્વત ત્ર મકાન માટે સાત હજાર ભેટ આપ્યા અને 'હિમાભાઈ ઇન્સ્ટિટ્યૂટ' તૈયાર થયુ હરકુ વર શેઠાણીએ કન્યાશાળા માટે કવિને શબ્દે પ દર હજાર કાઢી આપ્યા નગરશેઠે કવિને અમદાવાદી પાઘડી બધાવી સાદરાની ફોબ્સરથાપી શાળામા ઇનામસમારભમા કવિને તેડુ મળ્યુ હોપસાહેબના આગ્રહથી સુપ્રસિદ્ધ હોપવાચનમાળાની કવિતા કવિ પાસે જ લખાવાઈ પ્રાચીન ગૂજરાતી કાવ્યોના સ પાદનનુ કાર્ય હોપદ્વારા મુ બઈ સરકારે 'કવીશ્વર'ને સોપ્યુ મુ બઈમા નર્મદ સાથે કાવ્યસ્પર્ધા થતા બન્નેની કવિતામા વેગ—ચમક આવ્યા મુ બઈમા જાહેર ખાનગી સન્માનસમારભો થયા સોસાયટીના સહમત્રીપદની પહેલી પચવર્ષીમા આવુ આવુ થતુ ગયુ સોસાયટીને સદ્ધર કરતા કવિની કીર્તિ પણ વધુ પ્રભાવ ધારે છે આ અરસામા પાચેક વર્ષોમા તો અમદાવાદની સરકારી પ્રવૃત્તિઓન કેન્દ્ર, કહો કે ગૂજરાતની વિદ્યાવિષયક પ્રવૃત્તિઓનુ પ્રેરણાધામ, સોસાયટી વળી બની રહે છે 'બુદ્ધિપ્રકાશ'ની લોકપ્રિયતા કવિયુગને વર્ષે વર્ષ વધતી જ જાય છે દલપતરામ કવિ સોસાયટીમા સરકારી નોકરી છોડીને આવી ગયા હતા ગૂજરાત જાણે એની વધાઈ ગજવતુ હતુ કવિઓને, અભ્યાસીઓન, કલાજ્ઞરના રસિકોઓને, સુધારો ઝ ખતા સજ્જનોન, વ્યવહારનૈપુણ્યની કેડીઓ ખોળતા જનોને—સહુને 'બુદ્ધિપ્રકાશ'ના લખોએ અને સોસાયટી ગ્રન્થમાળાઓએ પ્રગતિઉ સુ કર્યા

ઈ. સ. ૧૮૫૭માં બે 'બળવા' થયા—એક દેશને ખળભળાવતો, બીજો દલપતનું ઘર ડગમગાવતો! બીજો તે પત્ની મૂળીમા સાથેનો ગૃહક્લેશ. પડોશીને વાદે તીખા મૂળીમા કંકાસે ચડે છે અને દલપત મૂળીમાનું દામ્પત્ય તૂટે છે. દલપતરામે કાશીબા સાથે નવો સંસાર માંડ્યો. મૂળીમા પાસે રહેતી દીકરીઓને વઢવાણ લઈ જઈ પરણાવી દીધી! મૂળીમા પિયર વઢવાણમાં જઈ વસ્યા. દુઃખદ ઘટના છે એ. બાળ દલપત અને તેમના પિતાના દુઃખદ પ્રસંગ પરત્વે દલપતપક્ષે કદાચ ન્યાયની દાંડી વળે ખરી, પરન્તુ તીખા મિજાજવાળા મૂળીમા સાથેના આ ઝઘડામાં દલપતરામ નિર્દોષ નથી જ લાગતા. મૂળીમાને ત્યાગીને તેઓ આનંદસુતાના કાશીબા સાથે સંસાર માંડે, શાણા ધર્મપરાયણ કવીશ્વર દલપતરામ એમને આધારે રહેતા મૂળીમા સામે આમ પુનર્લગ્નનું શસ્ત્ર વાપરે, એ ઘટનામાં ચારિત્ર્યનો એક દુઃખદ અપવાદ પ્રસંગ છે. કોણ સંપૂર્ણ બની શક્યું છે? નિરપવાદ જીવન કોનું હશે?—એ પ્રશ્નો ઠીક છે, વસ્તુતઃ દલપતરામનો આ પત્નીત્યાગ અને તેમનું આ બીજું લગ્ન તેમના વ્યક્તિત્વની દ્યુતિમાં દુઃખદ અપવાદ જ છે. મૂળીમા જુદા રહેતા હતા. એ ઘર બહાર હશે ત્યારે દલપતરામ મિત્રસખાને સંતાનોને વઢવાણ 'ઉપાડી જઈને' પરણાવી પણ દે છે! મૂળીમા ક્ષયમાં ચાલ્યા જાય છે! કાશીબા—બીજા પત્નીનું સૌભાગ્ય ટૂંકું નીવડ્યું. ધોળકાના રેવાબા વેરે દલપતરામનું લગ્ન થયું. ઈ. સ. ૧૮૬૩માં એમને પગલે કવિનું ઘર વસ્યું—વિખરાયું ગણાય. કવિએ અમદાવાદમાં ઘર કર્યું. રેવાબાની સંતાનવેલીમાં ગુજરાતને કવિતાથી નવપલ્લવિત કરનાર ન્હાનાલાલ પણ જન્મ્યા. વિધિવૈચિત્ર્ય અહીં પણ નોંધવું ઘટે છે કે સૌથી [illegible] સૌભાગ્ય ગયું મૂળીમાનું—ચોપન વર્ષનું. કાશીબાએ તો આઠ પાંચ વર્ષ સૌભાગ્ય માણ્યું. રેવાબાએ બાવીસ વર્ષોનું સૌભાગ્ય જોયું. આ તો વિધિવૈચિત્ર્ય કે મનુષ્યનું વૈચિત્ર્ય! 'ધણીનું ધાર્યું થાય' એવું માનાર પણ ભૂલ્યા શું!

દલપતકુટુમ્બવેલને નિરખી લઈએ અહીં જ દલપતરામ મૂળીમાના સંતાનોમા ફોર્બ્સના લાડકા રામકુવર—હરિબા, નાની વયે જ મૃત્યુ પામેલો પુરુષોત્તમ અને 'મોહનવાણી'ની કવિતા આપનાર મોહનલાલ, કાશીમાએ તો વીજકુવર નામની દીકરીને જ દલપતરામને ભાળવીને વિદાય લીધી, રેવામા-દલપતરામના દામ્પત્યજીવનની પરમ્પરા રહી મણિમા—મગનલાલ—છોટાલાલ—ન્હાનાલાલ અને આજે ય હયાત ચમનલાલમા મગનલાલ કવિતા લખતા છોટાલાલ નાટક લખતા, પણ એ કલાના અખતરા જ રહ્યા ન્હાનાલાલે ગૂજરાતી કાવ્યસાહિત્યગગને "પ્રફુલ્લ અમીવર્ષણ ચન્દ્રરાજ" * નુ અર્વાચીન સમયમા અદ્વિતીય સાહિત્ય ગૌરવ મેળવ્યુ. દલપતરામનુ ગૃહજીવન તડકીછાયડીવાળુ છે પિતા તરીકે કવિશ્રી ન્હાનાલાલે એમને "વાત્સલ્ય ઝરતા પિતા, વ્યવહારનિપુણ વડીલ, કડક ન્યાય અને આર્દ્રકરુણાથી અન્તિ કુળઅધિષ્ઠાતા" + કહ્યા છે અદાલતે જવાની મૂળીમાને સોસાયટીના જ એક્ટિંગ સેક્રેટરી કારકુને ઉશ્કેરણી કરેલી અને વાર્ષિક એ શાની રકમ તથા પિયરવાસનો અદાલતી ઇન્સાફ મેળવેલો, એમ છતા કવિને ન્યાય માટે કહેવુ જ રહ્યુ કે સોસાયટીમાથી નિવૃત્તિ થતી વેળાની વિજ્ઞપ્તિમા પોતાના મૃત્યુ બાદ હયાત પોતાની પત્નીઓ માટે રૂા ૪ ૪ની રકમની જોગવાઈ કરવાની પણ કલમ કવિએ મૂકેલી સૌથી સુખી દામ્પત્ય રેવામાના લલાટે લખાયુ છે દામ્પત્યજીવન પરત્વે દલપતરામને હૈયે તો મિશ્ર લાગણી જ હશે મૂળીમાના પ્રસગનુ દર્દ ભીતર હશે જ તો? કવિની રહેણી સાદી, સયમી અને સતોષી હતી એમની દિનચર્યામા નિર્દોષતા અને લોકહિતકારકતા હતી અતિથિઓ, મિત્રો, સહકાર્યકરો, સગાઓ, સાહેબો, શિષ્યો અને પડોશીઓ માટે કવિનુ ઘર પ્રેરણા અને આનદનુ ધામ હતુ સોનાના મેહ ભલે ન વરસ્યા છતા એ જમાનામા

* કવિ મન્ત—પ્રથમ ગુજરાતી સાહિત્યપરિષદ ઈ સ ૧૯૦૭

+ કવીશ્વર દલપતરામ'—ભાગ રજો ઉત્તરાર્ધ—પૃ ૨૯૦

સુખી એવું એમનુ ઘર હતુ. કવિ ન્હાનાલાલે દલપતચરિત્રમા લખ્યું છે તેમ બબ્બે વરસનું ધાન્ય અને મહિને મહિને મણ ઘી દલપતરામના ઘરમા રહેતું. બાળકો સગાથે જ્ઞાન વિનોદ કરતા અને ન્હાનાલાલનું નામ 'મેજર' પાડેલુ તેમ બીજા સતાનોના ય હુલામણા નામ પાડતા દલપતરામનુ ન્હાનાલાલ કવિએ આલેખેલુ પિતા તરીકેનું શબ્દચિત્ર એમના વાત્સલ્યજળનો કલરવ સંભળાવે તેમ છે. સાધુ-સત્સંગીઓને આવકાર એ તો એમના ગૃહસ્થજીવનનો આજીવન સ્વધર્મ રહ્યો છે. મૂળીમાવાળી દુ ખદ ઘટનાનો અશ કોરે રાખીએ તો, દલપતરામના ઘરમા ભદ્રતા હતી, સહકારિતા હતી, સસ્કારિતા હતી

૧૮૫૭ના પરદેશી—આગ્ન રાજ્યસત્તા સામે જાગેલા લશ્કરી આદોલન અગે તો ઇતિહાસ કહે છે કે ગુજરાત એકદરે શાન્ત હતુ. ન્હાનાલાલે આ ઐતિહાસિક ઘટનાને પોતાની રીતે નિરૂપીને દર્શાવ્યું છે કે તેમા દુભાવનાઓની જ જમાવટ હતી, દેશવ્યાપી સ્વાતન્ત્ર્યયુદ્ધ એ ન હતુ ! હોપવાચનમાળા દ્વારા લગભગ અર્ધી સદીની ગૂજરાતી નવપ્રજાને આધુનિકતાનું શિક્ષણ મળ્યુ, પ્રાન્તિક શાળાપીઠો રચાઈ, એ બધાને કવિએ ગૂજરાત પ્રાન્તે ૧૮૫૭ના 'બળવા' કરતા વધુ મહત્ત્વના ગણ્યા છે 'બળવા'ની ચિનગારી ગમે તે હોય, બન્ધન ગમે તેટલા હોય, પણ એ કાળ દેશના અન્ત રણની હતી અને એની અસરે આપણી રાષ્ટ્રીય આકાક્ષાઓને વેગીલી કરી, એ નિર્વિવાદ છે રાણી વિક્ટોરિયાનુ રાજ્ય થતા નર્મદ અને દલપતના અભિનદન વર્ષ્યા છે એ વ્યક્તિગત કવિવાણી ન હતી, એ હતો પ્રજાઅવાજ. એવે પ્રસગે આવી કવિતા સુજનો પણ માગતા હતા કવિ ન્હાનાલાલ સૂચવે છે, "વસ્તુત ત્યારે રાજભક્તિ અને દેશભક્તિ એકરૂપ હતા" આ વિધાનમા સાચી ચિકિત્સા છે અગ્રેજોના ઉત્તમ પ્રતિનિધિ જેવા ફોર્બસ—ટિસ—હોપાદિનો પ્રત્યક્ષ પરિચય હતો તેથી જ નહીં, કિન્તુ દેશભરના જીવનમા આગ્લ રાજસત્તાને આગમને જે નવુ નૂર પ્રગટતુ હતુ એ કવીશ્વર દલપતરામ સ્પષ્ટ જોતા હતા, સાર્વજનિક

ન્યાયાની પ્રવૃત્તિઓના મગનાચરણ કવિને પ્રત્યક્ષ થતા હતા ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના વહીવટમા દોષો ન હતા એમ તો દલપતરામે પણ માન્યુ નથી અગ્રેજવહીવટમા પણ અન્યાય હતો, વેઠ જેવી પ્રથા પ્રવર્તતી હતી, તે જોઈ અમદાવાદની જાહેર સભામા કવિએ જ દુ ખનિવેદન કરેલુ આયુષ્યને ઉત્તરાર્ધે તો મીઠા પરના કર સામે એમણે જાહેર પોકાર ઉઠાવેલો અને સમ્મતિસમયનો લશ્કરી વર્તાવ અને મુંબઈ વિદ્યાપીઠની અધિકારી હદ પણ કવિને વિરોધયોગ્ય લાગેલા અન્યાય તો ઈશ્વરી અદાલતમા ય છે એવુ જણાવીને મુબઈની એક સભામા એમની લાક્ષણિક કટાક્ષકલાએ આગલ અમલને એમણે ટકોરેલો ફાૅર્બ્સે, વિક્રમરાજ સમુ આગલ રાજ ખરુ કે નહીં એવુ પૂછતા દલપતરામે કહેલુ—'ના' કવિએ કારણ ઉમેરેલ કે અગ્રેજે મેદાનને બદલે ગામો પર લડાઇ આણીને પ્રજાને પાયમાલ કરી છે નિ શસ્ત્રો પર થતા ગોળીબારમા કવિએ અનાર્યતા બતાવેલી ફાૅર્બ્સે એ સાભળી કહેલુ કે 'તમે ય એ જૂના રાજમાથી જ આવતા લાગો છો, કવિ' આમ છતા, સમગ્રતયા નવી રાજકર્તા પ્રજાના કેટલાક લક્ષણોના તેઓ મુક્ત પ્રશસક હતા જે રાજ સુરાજ્ય હોય તે સ્વતત્ર હો ના નહિ એ અગે એમની દૃષ્ટિ માત ન હતી! એવી રાજકારી દૃષ્ટિ વીસમી સદીમા જ લગભગ વિકસી કહેવી જોઈએ એ સમજને કે એના દૃષ્ટાતે આજને ધોરણે ન જ જોવાય.

'ઈશ્વર' દલપતરામ પ્રાપ્ત પરિસ્થિતિ વચ્ચે કઈક લોકોન્નતિનું કર્તવ્ય કરવામા માનનાર હતા અમારે તમારી આખોની સેવા જોઇતી નથી,'—એવુ કહીને કવિને વીનવતા હોપસાહેબની વાચનમાળાની સમિતિમા જોડણી વ્યુત્પત્તિ અનુસાર અને પ્રાન્તીય અશોથી નિર્ભેળ હોવી ઘટે એવી ચર્ચાઓ અને તદનુકૂલ કાવ્યરચનામા દલપતરામ મગ્ન હતા ઈ સ ૧૮૫૬થી જ આખની પીડા ઊપડી અને પછી તો તીવ્ર વેદના કવિને પરેશાન કરી રહી એક દિવસ ગુજરાત વર્નાક્યુલર

સોસાયટીનું અને વળતે દિવસે વાચનમાળાનું કામ કરતા કવીશ્વર આંખની વ્યાધિ અંગે છેવટે મુંબઈ ગયા. કર્ટિસની ઇચ્છાને માન આપીને ભાવનગરની રાજસભામાં વિદ્યાવૃદ્ધિના કાર્યનો પ્રચાર કરતા ગયા. રાજ્યે શાલ-પાત્ર અને બસેં રૂપિયાની ભેટ આપી. થોથા ભાષણ આપી, સુરત થઈ ને મુંબઈ આવેલા દલપતરામ મુંબઈના જુવાન કાર્યકર્તાઓને સ્થિતિચુસ્ત લાગ્યા. પહેલી વાર કવિ મુંબઈ ગયેલા ફોર્બ્સ સાથે ત્યારે કવિપુત્રી રામકુંવરની દવા કરીને તેને સાજી કરનાર સુધારક દાક્તર ભાઉ દાજીએ કવિની આંખની પીડા મટાડી આપી, કવિનું બહુમાન પણ કર્યું. ડોસીબાઈ અને ધનબાઈ કામા, સર ખુરશેદજી, શેઠ મોગાજી, પૂનામાં ખાનબહાદુર જમશેદજી, શેઠ બહેરામજી જીજીભાઈ, આદિ પારસીમંડળે ભેટો આપી, મેળાવો કરાવ્યા અને માનપત્રો સાદર કર્યાં. સર મંગળદાસ અને બહેરામજી ફરદુનજી સમાઓએ તો આકર્ષક વ્યવસાય પણ ધર્યો,—કવિ તો વર્યા હતા સોસાયટીને; એમણે સવિનય ના જણાવી. મહારાજ જીવણલાલજીએ પણ કવિને સત્કાર્યા. પરન્તુ આ સર્વ સન્માન-સમારંભોને ગૌણ કરી દે એવી ઘટના તો નર્મદ-દલપતની આ વેળા પ્રગટ રીતે યોજાયેલી કવિતાસ્પર્ધાઓ!

મુંબઈમાં નર્મદની બોલબાલા જામી હતી. એનાં વ્યાખ્યાનો, એની કવિતા, એનો જોસ્સો, 'મહારાજ લાયબલ કેસ' જેવા પ્રસંગોની એની આગેવાની અને સૌથી વિશેષ તો એના ઉદ્દામ સુધારક વ્યક્તિત્વથી મુંબઈની જાગેલી નગરી મુગ્ધ હતી. દલપતરામના આગમને સાહજિક એવી કવિતુલના જનમાનસે પ્રવર્તી. કેટલાક શેઠિયાઓના બંગલાઓમાં બન્નેનાં કાવ્યોની જોડાજોડ 'સુનાવણી' થઈ! બન્ને કવિઓના મનમાં પણ પછીથી તો તેજોદ્વેષ અને ચડસાચડસી જામ્યાં. દલપતરામને મળતુ માનપાન નર્મદથી સહેવાતું ન હતું. દલપતરામ પણ કદાચ મનમાં નર્મદને આ દેખાવ માટે જવાબદાર માનતા હશે. દલપતકાળામાં નર્મદે બે રૂપિ[illegible] 'પ્રતાપપુત્ર' [illegible] દલપતરામને નર્મદે ભેટ

આપેલો. 'મારી હકીકત'માંના નર્મદ શબ્દોજ સાંભળીએ,—"હું ગાવાના ધ્યાનમાં હતો, તોપણ દલપતરામને ઝાંખા પડતા જોઈને મનમાં બહુ દાઝતો ને જ્યારે જ્યારે વિનાયકરાવ મને વા: વા: વા: વા: કહેતા ત્યારે ત્યારે હું પગવતી તેનું ખૂદ કાળતો—એમ જણાવવાને કે મને શાબાશી ન આપો," અને, "દલપતરામ તો સાગર છે ને ઘણાં વરસથી કવિતા કરે છે. ને હું ખાબોચિયાં જેવો ને નવો શિખાઉ છઉં." નર્મદ પોતે જ દલપતરામના ઉદ્દગાર ટાંકે છે, "જુઓની, ન્યુઝપેપરમાં મારે વિષે નઠારૂં નઠારૂં છપાવે છે; નર્મદાશંકર નહીં હો." કવિઓને મનઃસંતાપ થતો હતો પરન્તુ મુંબઈના કાવ્યભોક્તાસમૂહને તો બે કવિઓને ચોટલીઓ પકડીને લડતા બતાવતા કટાક્ષ ચિત્રમાં જ રસ હતો! "દલપતરામભાઈ, કવિતા સંબંધી તમારા અને મારા વિચાર જૂદા છે તે ઉપરથી તમારા મારા સ્નેહમાં કંઈ ઘટાડો થવો ન જોઇએ," એ નર્મદશબ્દો * પણ કવિનું આંતરમાનસ છતું કરે છે. બન્નેની રસદૃષ્ટિ ભિન્ન, બન્નેની શૈલી ભિન્ન, બન્નેનો ઝઘડો તેજોદ્વેષનો જ એવું સૂચવતા કવિ ન્હાનાલાલ આ ઝઘડાને સાહિત્યસ્પર્ધા કરતાં 'સંસારસુધારાના પદ્ધતિભેદનો ઝઘડો' ગણવો વધુ પસંદ કરે છે. દલપતરામની જીવન-નોંધમાંથી કવિ ન્હાનાલાલ આ પ્રસંગ અંગેનો દલપતરામનો તો આટલો જ પ્રતિભાવ રજૂ કરે છે કે દલપતરામ આ ઘટનામાં પોતાના પૂર્વજીવનના કવિ કુસુમને મૂળીના સામૈયા પ્રસંગે પરાજિત કર્યાના પ્રસંગનું જ ફળ જોઈ પસ્તાતા હતા.

આ વેળાના કવીશ્વરના મુંબઈનિવાસની બીજી બે-ત્રણ વિગતો ટૂંકામાં જોઇએ. 'બુદ્ધિવર્ધક સભા'મા એમણે ઉચ્ચારેલી આશિષાત્મક કવિતા નર્મદને ગમેલી કહેવાયું છે. દાક્તર ભાઉની ઇચ્છા દલપતરામનુ આરસનું બાવલું કરાવવાની હતી પરન્તુ નર્મદાદિને તે ન રુચતાં તે યોજના મનમાં જ રહી! 'બુદ્ધિવર્ધક સભા'માં પરદેશગમનનું આહ્વાન

* 'મારી હકીકત'—પૃ ૬૭.

દલપતરામે નમ્રપણે સ્વી કારી લીધેલુ પણ અગ્રેજી ભાષાના તેમના અજ્ઞાનનુ કારણ મુશ્કેલી તરીકે ગણીને પ્રમુખે કવીશ્વરની હિંમતને અ જલિ અર્પેલી ।

ઈ સ ૧૮૫૯ની આ બીજી મુબઈસફરમા ન્હાનાનાનકડો સાર છે કે નર્મદે દલપતરામને મુબઈ મશહૂર કીધા સુધારાના બે માર્ગો તેના જ્યોતિર્ધરો સહ જનતા સમુખ પ્રગટ થયા એક સાહસિકતાનો તો બીજો વિચારીને પગલુ ધરવાનો । આઠેક માસના એ મુબઈનિવાસમા હિન્દુ પારસી ધનાઢ્યો કવિ પર વર્ષ્યા, એમને અભિનદનો અપાયા વ્યક્તિઓ અને સભાઓ તરફથી બેએક હજાર રૂપિયાની ભેટ કવીશ્વરને મુબઈમાથી મળી સર્વથી વિશેષ તો અગ્રણી સુધારક દાજતર ભાઉએ એમની લગભગ ઓલવાએલી દૃષ્ટિ સતેજ કરી, એ મુખ્ય ગિના છે

મુ બઈમશહૂર દલપતરામે હવે અમદાવાદની હાઈસ્કૂલમા અને પછીથી ટ્રેનિંગ કોલેજમા ગૂજરાતી વિના શીખવવાનુ પણ શરૂ કર્યું સાક્ષર શ્રી નરસિંહરાવ પ ડિત કેશવ હર્ષદ ધ્રુવ સમા તેજસ્વી શિષ્યો કવીશ્વરના ગુરુપદનો લ્હાવો લઈ ગએલા એમનુ શિષ્યમ ડળ ગૂજરાતજાણીતુ નીવડ્યુ છોટાલાલ નરભેરામ રણછોડરાય ઉદયરામ ગણપતરામ રાજારામ છગનલાલ ગરબા જુનાખીદાસ કાળિદાસ, કાશીશ કર દવે, રણછોડરામ ગટુરામ નાનાશ ક ર કથારિયા —એ હતા એમના શિષ્યો મહીપતરામ રૂપરામ વિલાયતથી પાછા ફર્યા નાગરજ્ઞાતિમા પ્રાયશ્ચિત્ત પછી દાખલ થવાનુ ઠર્યું પ્રાયશ્ચિત્ત આપનારા બ્રાહ્મણો જ ન મળે ' દલપતરામ બ્રાહ્મણો અર્થે લડવાણુ ગએલા ' મહીપતરામને સ્થાને પોતે પરદેશ ગયા હોત તો આવો ઝઘડો ન જાગ્યો હોત એવુ દલપતરામે કહ્યાનુ શિષ્ય શ્રી કાશીશ કર દવેએ નોધ્યુ છે એમાથી જાણવા મળે છે દલપતરામની પ્રકૃતિ.

સરકારની દોઢેક હજારની મદદથી સરકાર આમ તણે 'કવીશ્વરે' આ સમયમા 'પ્રાચીન કાવ્યદોહન'ના બે ભાગોનુ સપાદન કર્યું

એમની ગૂજરાતના પ્રાચીન કવિઓ વિષેની લેખમાળા આ અરસામાં જ 'બુદ્ધિપ્રકાશ'મા પ્રગટ થઈ થોડા સમય ફાર્બસસાહેબની ગેરહાજરીમા દલપતરામે સોસાયટીનુ મંત્રીપદ પણ સભાળ્યુ અને ફૉર્બ્સના ભાવભર્યા આગ્રહને કારણે અમદાવાદથી સૂરત નવી શરૂ થએલી રેલગાડીમા અને સૂરતથી દરિયામાર્ગે મુબઈ પણ ગયા તેઓ ફાર્બસ-ઇચ્છાથી વડોદરામા વચ્ચે રોકાઈ ને ખડેરાવ મહારાજને મળીને 'ગુર્જરી વાણીવિલાપ' કાવ્યથી રીઝવી મહારાજને વડોદરામા નૂતન કેળવણીના મડાણ કરવા સમજાવ્યા ગૂજરાતી ભાષા પ્રતિની કવિની ઊડી સહૃદય ભક્તિ અને એમની ઉદાત્ત કર્તવ્યનિષ્ઠા—કુશનના આ ઐતિહાસિક પ્રસગમા છે

અમદાવાદની માફક જ મુબઈમા પણ ગૂજરાતી ભાષા—સાહિત્યની પ્રવૃત્તિઓ વેગીલી કરવા ઝખતા ફૉર્બ્સે 'કવીશ્વર'ને તેડાવેલા આ વેળા બન્ને સાથે રહ્યા વચ્ચે રુસ્તમજી શેઠના આગ્રહથી કવિ ખડાળા જઈ આવ્યા ફૉર્બ્સે ફાર્બસને લખ્યુ કે તેમની ઇચ્છા દલપતરામને મુબઈમા જ રોકી દેવાની હતી' ફાર્બસનો ઉત્તર સ્પષ્ટ આ યો 'તો હુ રાજીનામુ આપુ સોસાયટીમાથી'' ફૉર્બ્સ સમજ્યા દલપતરામે ય ફાર્બસવેણુને હૃદયથી માન્યુ કવિ પાછા અમદાવાદ આવી ગયા મુબઈમા પણ સન્માનાદિ અને હજારેકની બક્ષિસ તો કવિને મળી જ

અમદાવાદ આવીને 'કવીશ્વરે' બીજાઓ સાથે મળીને બીબા છપાઈનુ છાપખાનુ શરૂ કર્યુ 'બુદ્ધિપ્રકાશ' ઈ સ ૧૮૬૪થી બીબા છપાઈમા મઢાઈને પ્રગટ થાય છે ડૉ ભાઉએ કવિની છબી મુબઈમા ચિતરાવેલી હવે ફૉર્બ્સે એક ખાસ છબીકારને અમદાવાદ મોકલીને, પોતાના ગોરા મિત્રોને વતન મોકલવા, કવિની તસ્વીર ચિતરાવી નર્મદના સૌમ્ય ઉદાર પિતા લાલશકરનુ અવસાન થતા નર્મદ એ નિમિત્તે નર્મદાકાઠે થઈને અમદાવાદ પણ ગયો તેને સાભળવા મળેલી સભામા કવીશ્વર પણ હાજર હતા નર્મદમા જુવાનીના તરગ હવે પછીને ગભીરતા પ્રવેશતી દલપતરામે 'બુદ્ધિપ્રકાશ'મા નોધી એ

નોધની વાસ્તવિકતા તો નર્મદચરિત્ર જ દાખવે તેમ છે મુબઈવાળા શેઠ મોગજી, સોદાગર પ્રેમચદ રાયચદ તથા અમદાવાદના ધનિકોને રૂબરૂ મળીને અને સભાઓમા કવિતાથી રીઝવીને કવીશ્વર દલપતરામે પદર સત્તર હજાર રૂપિયા સોસાયટી, માટે આ ગાળામા મેળવી આપ્યા અમદાવાદમા આ સમયે પોતે ડગાવેલા ઘરના ખર્ચમા પણ એમને આવી મદદ મળેલી

ત્યા શેરનો સુવર્ણરંગી વંટોળ ચઢ્યો ! દલપતરામ એમાથી ફોર્બ્સના પ્રતાપે માડ માડ માનભેર બહાર આવ્યા અમેરિકાના આતરિક યુદ્ધે હિન્દી રૂના ભાવ એવા ચડાવ્યા કે "વાડી, ગાડી અને લાડીની લુટાલુટ થવા લાગી ચારે તરફથી નાણુ ઊછળવા લાગેલુ શખાવતના કામોનો પણ કાઈ શુમાર રહ્યો નહીં" * ૧૮૬૫મા યુદ્ધ બધ પડ્યુ, શેરના ભાવો ગગડ્યા અને ધનની ભરતી નાગફાળે ઓટમા પરિણમી ગીરે મુકાયેલા દલપતરામને ફોર્બ્સસાહેબે જાતના હજાર અને બીજાઓની મદદ મુબઈમાથી મેળવી આપીને ઘરના પાછા માલિક બનાવીને કવિને સ્નેહપૂર્વક પાછા અમદાવાદ વળાવ્યા દલપતરામ એ માટે ફોર્બ્સને રૂબરૂ મુબઈમા મળતી વેળા સકોચ તો પાર વિનાનો અનુભવતા હતા, પરતુ સોસાયટીની પવિત્ર કામગીરી તજીને આવા વિનાશક પવનને ન ચડવાની ફોર્બ્સની અને કર્ટિસની પણ સ્પષ્ટ સલાહ કવિએ અવગણેલી કવિજીવનના બે પ્રસગો, મૂળીમાનો પરિત્યાગ અને આ લક્ષ્મીમોહ, કવિના નિષ્કલંક વ્યક્તિત્વના બે ગભીર દૂષણો છે, એટલુ જ માત્ર કહી શકાય નર્મદ ફક્કડ હતો, ઉડાઉ હતો, નશાશોખીન હતો, છતા આ વેળાએ તો અમેરિકામા લાખો માણસ કપાય તે પર કોઈ વિચાર કરતુ નહતુ તેનુ જ દર્દ સહતો હતો વીરનુ એ ધીરપણુ વદનીય છે સુનાભેગુ સીસુ બળે એમ ફોર્બ્સની નિર્દોષ અનામત મૂડી પણ આ વટોળે જમીનભેગી કરેલી એક બેકમા ડૂબી ગઈ'

* 'અર્વાચીન [illegible] દર્શન—[illegible] અવતરણ

આ વંગોળમાથી થોડુ ક સહીને પણ કવિ બહાર તો આવ્યા, પણ એ જ વર્ષમા બીજો એક આઘાત એમને થયો એની કળ જીવનના અન્ત લગી ન જ વળી ફોર્બ્સ અનસાન પામ્યા ઈ. સ. ૧૮૬૫મા જ. કવીશ્વર પર મિત્રનુ અખૂટ અમી સિંચી ગૂજરાતને કૃતાર્થ કરનાર ફોર્બ્સનો આ કાયમી વિયોગ કવિને મર્મવિદારક નીવડ્યો. 'ફોર્બ્સ વિરહ'ની પક્તિઓમા એ દર્દ છતુ થાય છે જ.

પછીના પાચ વર્ષોમા દલપતરામની કેટલીક પ્રસિદ્ધ કૃતિઓ રચાઈ છે 'ફોર્બ્સવિલાસ,' 'શ્રવણાખ્યાન,' અને 'મિથ્યાભિમાન નાટક.' મુંબઈ માથેરાનની મુસાફરી અને કચ્છના મહારાવની રૂ ૭૦૦ની સોસાયટીને કવીશ્વરે અપાવેલી સહાય કવિજીવનની આ ગાળાની મહત્વની બિનાઓ છે. અમદાવાદની વિદ્યાવૃદ્ધિની સસ્થાઓને કુલ હજારોની મદદ ભાવનગરનરેશ પાસેથી મેળવી તેમને સોસાયટીના આજીવન સભાસદ દલપતરામે બનાવ્યા, આ જ સમયમા સાહિત્યસ્પર્ધાઓ જીતીને ઈનામો મેળવેલા, શેઠશાહુકારો અને રાજાઓની બક્ષિસો પણ ચાલુ રહી હતી, પરન્તુ એ સર્વમા ગર્વી ઘટના છે વઢવાણરાજ્યે કવીશ્વરને બાધી આપેલુ વર્ષાસન જોડણીની સમિતિ નવેસર સ્થાતા કવિએ તેમા ય કામ કર્યુ.

કૌટુમ્બિક અવસરોએ દલપતરામને સૂરત જવાનુ થતા સૂરતમા જ સ્થિર થઈને હવે જીવનની ગતિ દિશા બદલી ચૂકેલા ચિંતક નર્મદનું કવિને મિલન થયુ ઈ સ ૧૮૭૪મા અને ૧૮૭૫મા કવિ દલપતરામ વીર નર્મદના સરસ્વતીમદિરની સભામા માન્યઆશિષ વર્ષાવી આવેલા અને દલપતરામના પુત્ર (મોહનલાલ)ના લગ્નમા સાજનમડળીને મોખરે શોભતા નર્મદને જ વરપિતાની પાઘ પહેરાવાઈ હતી પચ્ચીસ વર્ષનો ગાળો થઈ ગયો એઓની સ્પર્ધાસ્પર્ધી અને આ ધન્ય યોગ વચ્ચે નર્મદ એ સમયમા કવિ મટીને અભ્યાસી, ચિંતક અને ગભીર દ્રષ્ટા બન્યો હતો દલપત એ સમયમા કવિ તરીકે સોસાયટી અને ગૂજરાતનો મોખરો જાળવી રહ્યા હતા બન્ને હતા મહાન ગુર્જર નેતાઓ પડી તો બન્ને મળી ગયા

લાગતા નથી. એકાદ દાયકો મોડો જન્મ લઈને એકાદ દાયકો વહેલી વિદાય લઈ ગએલા નર્મદની ખોટ દલપતરામને લાગ્યા જ કરતી

ગૂજરાતી જનતાને ખળભળાવે એવો એક પ્રસંગ આ સમયે થયો વડોદરાના ગાયકવાડ મલ્હારરાવને અંગ્રેજ સરકારે પદભ્રષ્ટ કર્યા લોકલાગણીને દલપતરામે વ્યક્ત કરી છે, એક રાસડામા

ઈ સ ૧૮૭૫ પછીના વર્ષોમા નેત્રવ્યાધિ વધતા આગલે વર્ષે જ હાઈસ્કૂલ અને ટ્રેનિંગ કોલેજના શિક્ષણકર્તવ્યનો ભાગ ઉતારી બેઠેલા કવીશ્વરે સોસાયટીને વિજ્ઞપ્તિ કરી કે એઓને નિવૃત્તિવેતન નિયત કરી આપવું આ વર્ષે જ ફોર્બસનું ચિત્રસ્મારક અમદાવાદમા સ્થપાયુ વળી બેએક વર્ષોએ આખના દર્દ માટે કવિ મુંબઈ ગયા, પરંતુ મોતિયા હજી પાક્યા ન હોવાનુ જણાવતા અમદાવાદ પાછા ફર્યા વળતે જ વર્ષે અમદાવાદમા જમણી આખનો મોતિયો નિષ્ફળ ઊતર્યો ! કવિનુ દર્દ અસાધ્ય બન્યુ દવાખાનામાથી જ ઈ સ ૧૮૭૯ના જાન્યુઆરિમા કવિએ સોસાયટીના મંત્રીને પોતાનું રાજીનામુ લખી મોકલ્યુ લગભગ ચોત્રીસ વર્ષની સોસાયટીની આવી મનમથતી સેવા અન્તે કવીશ્વરે સોસાયટીમાથી વિદાય લીધી અર્વાચીન ગૂજરાતનો એ સેવાપ્રસંગ એક ગરવો અવસર છે સામાજિક સેવાની આવી સુદીર્ઘ સહૃદય જીવનનિષ્ઠા તે સમયમા કે આજે ય કેટલી મળે તેમ છે ?

મુંબઈ પ્રાન્તના હાકેમ સર ટેમ્પલની ખાસ ઇચ્છાથી કવિને પાલખીમા બેસારીને અમદાવાદને સ્ટેશને લવાએલા અને એ મજાગત ગોરા ગવર્નરે બહુમાનપૂર્વક કવિની ભાગ સેવાનુ સહુને સૂચવ્યુ હતું એ ઘટના આ વર્ષની જ દુ:ખદ વાત તો આ છે કે ગૂજરાતમા અનેક તેજસ્વી સાહિત્યકારોને અમદાવાદની એ શિક્ષણસંસ્થાઓ દ્વારા દાયકાઓ શિક્ષણ અર્પનાર કવીશ્વર દલપતરામને, સરકારની બીજી કેટલીય પરોક્ષ સેવા કરનાર કવિને નિવૃત્તિવેતન આપવાની સરકારી કાનૂનને આધારે સરકારે ના પાડી ! ગવર્નર ભલે, સરકારી અધિકારીઓ નહિ, પરન્તુ

નિવૃત્તિવેતન ન મળે ! બહુ તો સરકાર પ્રજાને કવીશ્વરની સભાળ લેવાનુ કહે !—કે પછી C I E નો ખિતાબ આપે ! સોસાયટીએ રૂા ૩૦નુ નિવૃત્તિવેતન ઠરાવ્યુ પણ કવિએ સવિનય રૂા ૨૦)નુ જ નિવૃત્તિવેતન સ્વીકાર્યું અને પોતાની હયાતી ન હોય ત્યારે તેમની પત્નીઓ હયાત હોય તો તે બન્નેને ચાર ચાર રૂપિયા આપવા વિજ્ઞપ્તિ કરી

વઢવાણથી ફોર્બસને ત્યા આવેલા કવિ દલપતરામ રૂા ૨૦ના દરમાયે ગોઠવાઈ જાય છે અને નિવૃત્તિવેળા રૂા ૫૦નો દરમાયો પાળીને નિવૃત્તિ પછી રૂા ૩૦ની ના જણાવી રૂા ૨૦નુ જ વેતન માગે છે, એ બિના દલપતરામના વ્યક્તિત્વમા રહેલ વ્યવહારસમજ, સોસાયટીની લાગણી અને સતોષી પ્રકૃતિના માનસઅશો પ્રગટ કરે છે સરકાર અને પ્રજાનો આ લાડીલો 'કવીશ્વર' નિવૃત્તિમાનમા રાજ્યોના વર્ષાસનોના પાચસોએક રૂપિયા ઉપરાત સોસાયટીનુ વેતન મેળવે છે છૂટી છૂટી બક્ષિસો અને લખાણોના ઈનામો પણ મળ્યા હતા અને હજી મળતા હતા

નિવૃત્ત થએલા કવિને નિવૃત્તિને બીજે વર્ષે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી કીર્તિચન્દ્ર સમર્પે છે, મોટી સભામા માનપત્ર અર્પે છે, વઢવાણનરેશ તરફથી એ પ્રસગે ખાસ શાલ પાઘડી મળે છે એ જ વર્ષમા કચ્છ રાજ્યે લખાવેલી 'કચ્છગરબાવળી'ના પાચસો રૂપિયા અને બીજે વર્ષે (ઈ સ ૧૮૮૧) વઢવાણરાજ્યે લખાવેલી એમની એક હૃદયગમ નાટ્યરચના 'માગલિક ગીતાવલી'ના પણ કવિને રૂપિયા ચારસો મળ્યા હતા બન્ને રાજ્યોએ રાજકુટુમ્બમાના લગ્નઅવસરોની કરેલી ઉજવણીની આ બે કૃતિઓરૂપે ચિરજીવ રેખાઓ રહી છે આ લગ્નનિમિત્તે કવિને બીજી બક્ષિસો પણ મળી હતી વડોદરામા સર સયાજીરાવ ત્રીજાનુ રાજ્યારોહણ થયુ ઈ સ ૧૮૮૧મા કવિ અને પડિત ગટુલાલજીને રાજ્યઅતિથિ તરીકે સયાજીરાવે મળવાનુ થયુ સર સયાજીરાવે દલપતરામને કહેલુ કે એઓએ દલપત કાવ્ય વાચ્યા છે એઓને તે ગમેલુ ગાયકવાડ સરકારે શાલ પાઘડીથી કવિનુ સન્માન કરેલુ

ગૂજરાતના બે સમર્થ પ્રજ્ઞાચક્ષુ પુરુષો—ગટુલાલજી અને દલપત તથા ભવિષ્યમાં મહાન નરેશ પુરવાર થએલા ભાવનાશીલ સયાજીર આ મિલન આજે ય સંભાર્યા કરવું ગમે એમ છે પ્રાગમ્રામાં એ જ કવિને જવાનું થતાં ત્યાં જયપુરરાજવીએ રૂા. ૪૦૦ અને મોતીની ગૂજરાતના આ સર્વમાન્ય કવીશ્વરને ભેટ આપેલી ટૂંકમાં, સોસાયટી મદદનીશ મંત્રીપદેથી નિવૃત્ત થતાં કવિનું જીવન, આંખે અપંગ છ પ્રવૃત્તિશીલ અને કીર્તિસોહતું રહ્યું હતું.

એમના નિવૃત્તિજીવનની પ્રવૃત્તિઓ પણ યાદગાર છે ઈ સ ૧૮૮ મા જ પ્રાગમ્રારાજ્યના આમંત્રણે અમદાવાદ રહીને કવીશ્વરે પ્રસિ મજ કાવ્યગ્રન્થ 'પ્રવીણસાગર'નું ભાષાન્તર અને તેમાંના ત્રુટક શ્લોકોની પૂર્તિ બાર લ્હેરોરૂપે કરી આપી આ પ્રખ્યાત મધ્યકાલીન કૃ સૌરાષ્ટ્રમાં રચાએલી એના અનુવાદનું કઠિન પુરવાર થએલું કામ આગ્રહને લીધે કવિએ સફળ રીતે પાર પાડ્યું. પ્રાગમ્રાએ કવીશ્વરને આ સેવા બદલ હજારેકની રોકડ બક્ષિસ તેમજ શિરપાવ પણ અર્પ્યો કવિએ આંખો ગુમાવેલી એ હકીકત આ સર્વ ઘટનામાં વણાએલી છે તે નહીં વીસરીએ તો કવિના કાર્યનું દુષ્કરપણું સહેજે સમજાશે. ઈ સ ૧૮૮૨મા વળી બીજું તેડું આવે છે કાઠિયાવાડના લોધિકાના ગાજવીએ દરબારે કવિને સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક શ્રી સહજાનંદ સ્વામીનું ચરિત્રકાવ્ય વ્રજભાષામાં આલેખી આપવા રૂા ૫૦ને દરમાયે કવિને તેડ્યા કવિએ ત્યાં રહીને 'પુરુષોત્તમ ગ્રન્થ' રચી લખાવ્યો બીજાઓ પાસે એ કાર્ય કરાવવામાં અસંતુષ્ટ રહેલા દરબાર આ કાર્ય સુંદર રીતે પાર પાડી આપનાર 'કવીશ્વર'ને વિદાયવેળા હજારે રૂપિયાની ભેટ, સોનાવેલ—સોનાદોરો અને શાલદુશાલા આપે છે કવિ લોધિકે હતા ત્યારે મેંગણીના દરબારે અને ગાજાવદરના ખાને સત્કારેલા એમને એ જ અરસામાં જૂનાગઢ જવાનું થતાં કવિને ગામગામ આદરમાન મળ્યો હતો, જો કે કવિ મુસલમાન રાજ્ય. લોધિકા

દરબારે તો 'ચન્દ્રજ્યોત્સ્નાવતી'નું ભાષાન્તર પણ રૂા. ૨૫૦)ની ભેટ અને પોશાક એનાયત કરીને દલપતરામ પાસે કરાવ્યું હતું, પણ એ કાર્ય કવિએ લોધિકામાં રહીને કર્યું ન હતું. લોધિકાએ હવે વર્ષાસન બાંધી આપ્યું રૂા. ૨૫)નું.

અમદાવાદ પાછા આવતાં કવિ વતન વઢવાણમાં કોગાવાતટે ભેગા મળેલા બજેન્દ્ર ઊજળતા બ્રાહ્મણોને ઉપાકર્મમંત્રો સ્મૃતિબળે ઉચ્ચારીને મુગ્ધ કરે છે. ઈ. સ. ૧૮૮૪માં ડાબી આંખનો મોતિયો સફળ ઊતર્યાનો યશ ડૉ. ત્રિભુવનદાસ શાહને મળે છે. હવે કર્દક આછું પાતળું પણ કવિ ડાબી આંખે જોતા થાય છે. કવિ ન્હાનાલાલે 'પિતૃતર્પણ' કાવ્યમાં 'કવીશ્વર' પિતાની આંખોનું નૂર ગયું તેમ છતાં વર્ષો પર્યન્ત નિરંતર લોકહિતના કાર્યોની જ્યોત તો અખંડિત જ એમણે રાખી; અને વધુ અંતર્મુખ પણ થયા એ કવિત્વમય રીતે દર્શાવ્યું છે.

> "બહુ વર્ષો સુધી આપે મૂલવ્યા મોતી બહારના,
> પછી પારખવા પેઠા આત્મના દરિયાવમાં."

દલપતરામ કવિની એક મોટી સંપ્રદાયસેવા ઈ. સ. ૧૮૮૪ની સાલથી જ શરૂ થઈ અને લગભગ એક દાયકે તે સમાપ્ત થઈ. વડતાલના વિહારસિંહ સ્વામીનારાયણી આચાર્ય વિહારીલાલજીના આગ્રહે વડતાલ રહીને તેમ એઓની સાથે સ્થળે સ્થળે ફરીને શ્રી સહજાનંદસ્વામીના ચરિત્રને વર્ણવતો વિશાળકાય કાવ્યગ્રન્થ "હરિલીલામૃત—૧, ૨" કવિએ લખ્યો આ દાયકામાં. પ્રજ્ઞાચક્ષુની આચાર્યશ્રીએ કરેલી મનભર પરોણાગત, મો રૂપિયાનો માસિક પુરસ્કાર, શીઘ્રકાવ્યોના ચમકારા, અભ્યાસીઓને કવિતાક્ષેત્રે માર્ગદર્શન,—આદિ છે વડતાલવાસનાં દલપતજીવનના સંસ્મરણો. ઈડર અને ખંભાતના રાજ્યઆમંત્રણો તેમજ સન્માન સ્વીકારને એ વેળા મળ્યા. સાણંદ, વલ્લભીપુર, ભાવનગર, રાજકોટ અને આમંત્રણને આદર આપી ગયેલા કવિને ભાવનગર તરફથી હજારેક રૂપિયાની ભેટ અને પોશાક તો મળે છે જ, પરન્તુ પછીથી

કવિપુત્રો—મગનલાલ અને છોટાલાલને સારે અધિકારે એ રાજ્ય નીમે પણ છે. આચાર્યશ્રી સંગાથે સૂરત ગયેલા કવીશ્વરને નર્મદવિનાનું સૂરત નિસ્તેજ અને સૂનું તો લાગ્યું જ પરન્તુ ફોર્બ્સનો પુત્ર ત્યાં કવિને મળવા આવ્યો એ કવિનો મોટો સંતોપ હતો. અમરેલીમાં ડૉ. હરિહર્ષદ ધ્રુવે કવિને અર્પેલું જાહેર સન્માન પણ આ દસ વર્ષ દરમિયાન જ હતું. કુંડલામાં કેવળ લક્ષ્મીજીની નહીં પણ લક્ષ્મીનારાયણની મૂર્તિની પ્રતિષ્ઠા કરવાનો શ્રીમાળીઓને કવિએ બોધ આપેલો તેથી ત્યાંનું આમંત્રણ પણ કવિ સ્વીકારી આવેલા. ભાવનગરનરેશનું સન્માન કવીશ્વરને ફરીથી સાંપડ્યું. પંદરસો રૂપિયા અને રૂપે મઢેલી મૂઠવાળી સીસમની લાકડી ભાવનગરનરેશે કવિને માનપૂર્વક અર્પ્યાં. ગોંડલરાજ્યે પણ કવિનું સન્માન કર્યું. કવિ કલાપીના લગ્નમાં 'કવીશ્વર'ની હાજરી પણ લાડીમાં હતી. કવીશ્વર એ લગ્ન-અવસરે દષ્ટા હતા, એ ઘટના આ દાયકાનું એક આકર્ષક સંભારણું છે.

હોપન્સમિતિમાં તેમજ સોધિકા-વડતાલની આ ધર્મગ્રન્થોની રચના વેળા પણ 'કવીશ્વર'ને લહિયાઓ મળતા. પથ્થરપાટી પર કવિ પદ્ય-પંક્તિઓ ટપકાવતા કે ફરતાં ફરતાં મુખેથી ઉચ્ચારતા જતા અને લહિયાઓ સુન્દર કાગળો પર ચળકતી શાહીથી એ ઉતારી લેતા. વડતાલમાંનો તેમનો એક લહિયો ખોજો હતો. સાદું, નિયમિત અને સંતુષ્ટ જીવન આવા બહુમાન વચ્ચે પણ કવીશ્વર ગાળતા હતા. કવિ વસતા ત્યાં અનેક મુનુ કલાપ્રિય જનો અને પ્રતિષ્ઠિત સજ્જનો તથા મોટા મોટા અધિકારીઓ પણ એઓને મળવા આવવામાં માન સમજતા, એઓને આમંત્રણ આપવામાં કૃતાર્થતા માનતા. આજુબાજુનો વિસ્તાર એમની હાજરીએ પ્રસન્ન રહેતો.

'કવીશ્વર'નો અંતિમ પ્રવાસ છે ઈડરનો, જ્યાં સ્ત્રીઓનાં આજે સર્વત્ર દૃષ્ટિગોચર થતી પૂરી તસવીર સંઘરાઈ. મહારાજાઠાકોરે કવિને બસોની રોકડ ભેટ અને પચાસનું વર્ષાસન આપ્યું. એ સન્માન ભાવભર્યું હતું.

વડનાગરના ધર્મકાર્યમાં મગ્ન દલપતરામને એમના પ્રશંસકો અને મિત્રોએ અમદાવાદમાં ભવ્ય પ્રતિસન્માન આપ્યું ઈ. સ. ૧૮૮૭માં મુંબઈ નગરીએ પણ એ જ વર્ષમાં કવિનું સન્માન કર્યું. અમદાવાદના સર નવરોજજી પેસ્તનજીના પ્રયત્નો આ કાર્યમાં ધ્યાન ખેંચે તેવા છે. કવિને વર્ષના ... જેટલું વ્યાજ ઉત્પન્ન કરતી સાડા બાર હજારની રકમ ફાળામાં એકઠી કરી, કવિની તરફીની ગોઠી યોજના કરી, કવિના પુત્રોને આર્થિક લાભ મળે અને ગુજરાતના અન્ય કવિઓના કાવ્યોની પ્રસિદ્ધિની જોગવાઈ રહે એવી રીતે આ અવસરની વ્યવહારુ વ્યવસ્થા પાર પડી. ગુજરાતની લાગણી તો મહીપતરામના પ્રાસંગિક શબ્દોમાં જ વ્યક્ત થઈ શકે, "'કવીશ્વર' દલપતરામે કરેલા ઉપકારનો બદલો વાળવો મુશ્કેલ છે." આ પૂર્વે જ ઈ. સ. ૧૮૮૫માં હોપની ભલામણે અંગ્રેજ સરકારે કવીશ્વરને Companion of the Indian Empire—ભારતીય સામ્રાજ્યના સાથી—નો માનવંત ખિતાબ એનાયત કર્યો હતો જ, હવે હોપસાહેબ પોતે 'કવીશ્વર'ને મળવા અમદાવાદ આવી ગયા. મુંબઈએ માન આપ્યું એ પ્રસંગની મુંબઈની મુસાફરી કવિની છેલ્લી મુસાફરી નીવડી. તેઓના સન્માન અર્થેની સમિતિ તેમને કશી અર્થે મુંબઈ લઈ ગયેલી. મહારાણી વિક્ટોરિયાનો રાજ્યારોહણ સુવર્ણમહોત્સવ અમદાવાદમાં ઊજવાતાં 'કવીશ્વર'ને પાઘ ગેલુ ને શાલ પ્રતિષ્ઠિત નાગરિકોએ અર્પણ કરેલાં. મુંબઈમાં રાણીના જન્મોત્સવદિને મળેલી સભામાં 'કવીશ્વરે' સહુને ચોંકાવી દીધેલા—અંગ્રેજ અમલમાં પણ ભેદભાવ તો છે જ, એવું જાહેર કરીને! પોતાની વિલક્ષણ તર્કશક્તિદ્વારા આ કટાક્ષમાં કવિએ ઉમેરેલું કે ઈશ્વરી અમલમાં પણ ક્યાં ભેદ નથી? ઇન્દ્રને હજાર આંખો આપનાર ઈશ્વર ગટુલાલજી અને દલપતરામને એક આંખ પણ રહેવા દેતો નથી!' હસતાં હસાવતાં ધાર્યું નિશાન કવિએ પાડ્યું લાગતું નથી?

આવી ઉત્તરોત્તર ચડતી અનુભવતા 'કવીશ્વર' દલપતરામને હૈયે ઊંડે ઊંડે તો વેદના જ સળવળતી હતી. રાજરજવાડાં, પ્રજાકીય

સંસ્થાઓ, સજ્જનો, શ્રીમન્તો, અધિકારીઓ, ધર્માચાર્યો, સહુ ગૂર્જરાતના આ 'કવીશ્વર'ને સત્કારીને ધન્ય થતા હતા. દલપતરામ પણ જીવનને આરે દીનતા એ સાન્ધ્યરંગોની સુન્દરતા લીનતાએ કૃતાર્થતા અનુભવતા હતા. ન્હાનાનાનની નાસભાગથી કંઈક હેરાન થતા રહેતા દલપતરામ કુટુમ્બકુમને પણ પાળીપોષી હવે સંસાર વચ્ચેના સાધુ જેવું જીવી રહ્યા હતા, બના દલપતહૈયે વેદના હતી, એ-વતાની જાણે એમનો જમાનો જ એમને એના મૂકીને ચાલ્યો જતો હતો! ફૉર્બ્સ ન હતા, મર્ડિસ ન હતા, રાણી વિકટોરિયાનો સુવર્ણયુગ ન હતો. રાજદરબારના જળ સ્વસ્થ મટી ક્ષુબ્ધ થતાં હતા. સાહિત્યક્ષેત્રે ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી અને નરસિંહરાવ ભોળાનાથની સાક્ષરનામ ડિન પ્રતિભાના નવાં મિષ્ટ ફળો દૃષ્ટિગોચર થતા હતા. ભાઈ દિનકરરામ, વઢવાણના વહાલેસોયા વનરાજજી દાજીરાજજી, જેના વિના પોતે સદાય અધૂરા એવો નર્મદ, અમદાવાદ અને ગુજરાતની ભવ્ય અને સુદીર્ઘ દલપતસેવાઓના ઉદ્ભવમાં પ્રોત્સાહન કરનાર અને પછી પડખે જ રહેતા સરદાર ભોળાનાથ, પ્રિય શિષ્ય ભુલાખી કવિ, મનમાં કડુમધુર સ્મરણો દૂર રહે પણ પ્રેર્યા કરતા ત્યક્તા મૂળીમા, સુત સાથી મહીપતરામ, વડનાનવાળા ભન્ડારી આચાર્ય વિહારીલાલજી, શિષ્યભાવે વર્તતા વિદ્વાન ડૉ. હરિહર્ષદ ધ્રુવ,—દલપતરામ એ સર્વને વિદાય દેતા સંસારમાં એકલતા અનુભવી રહ્યા. સૌને વળાવવાનું કઠિન કર્તવ્ય એમને ભાગે આવ્યું. પોતાની પછીની પેઢીને પણ કરમાતી જોવાનું દુ:ખ એમને શિરે આવતા, એમનાથી ઉદ્ગારો નીકળી પડે છે, "દુખિયો દલપતરામ છે, હાલો દેખી હામ."

(અમદાવાદની ડો. હરિહર્ષદ ધ્રુવના નવી કવિતા પરના વ્યાખ્યાનની સભામાં પ્રમુખપદેથી કવિએ કવનમાં લોકકલ્યાણની દૃષ્ટિ તથા ધર્માધર્મની ભાવના વિષે કરેલો ખુલાસો, ગીતાના કરની વિરોધસભામાં કવીશ્વરે પોકારેલું કરુણનિવેદન, મરણના ઉપદ્રવમાંયે પણ મુંબઈ વિદ્યાપીઠ

પરીક્ષાના સ્થળને ફેરવવાની કે એનો સમય પણ બદલવાની જક્કી ના સમજાવે તે સામેની સભાનો મોરચો દલપતરામથી દીપી ઊઠે, મુંબઈના મનસુખરામાદિના ઉત્સાહી આમંત્રણના ઉત્તરમા કવિતા વિષે નિબન્ધ કવીશ્વર પચોતેરમે વર્ષે ય લખી મોકલે, કલકત્તાની કોંગ્રેસમા ગૂજરાતના પ્રતિનિધિ નિમાયા છતા અશક્ત શરીરે ન જઈ શકતા દલપતરામ જનારા પ્રતિનિધિને સક્રિય સહાય કરે, લાહોર અધિવેશનમા જતા પ્રમુખ દાદાભાઈ નવરોજજીના અમદાવાદ સ્ટેશને થયેલા પ્રજાસત્કારમા તોતેર વર્ષના આંખોનું નૂર ગુમાવી બેઠેલા કવીશ્વર પણ આવે, અમદાવાદની પ્રાન્તિક મહાસભામા સતત હાજર રહી છેવટે સર ફિરોજશાહને કહે સત્કારબોધક કાવ્ય પણ લલકારે,* કેફ અંગેના કમિશનમા જુબાની આપીને કવિ દારૂ અફીણની બંધીની માગણી કરે, સિદ્ધપુરી બ્રાહ્મણોને યજ્ઞમા હિંસા યુગવિરોધી હોવાની સ્પષ્ટ સલાહ કવિ આપે,—દલપતજીવનની આથમતી સન્ધ્યાના ઈ સ ૧૮૯૧-૯૨થી બે-ચાર વર્ષોના આવા કેટલાક વિશિષ્ટ કિરણો ઇતિહાસમાંથી જડશે

અમદાવાદની હાઈસ્કૂલના ઇનામી મેળાવડામા કવીશ્વર છેલ્લી વાર જાહેર કાર્યે કરવા ઘરબહાર નીકળ્યા જણાય છે ત્યા એમણે કવિતા ગાઈ પછી તો પક્ષાઘાતના જીવલેણ આક્રમણે અંધ દલપતરામને શરીરે ય અપંગ કરી મૂક્યા આ લાંબા મંદવાડમા પણ જોડણીકોશ અંગેની ગૂંચો ઉકેલવા આવનારને માર્ગદર્શન, દલપતપિંગળની નવી આવૃત્તિ અંગે સલાહસૂચન, જીવનના સંભારણાંઓની સ્વમુખે ઊતરાવેલી જીવનનોંધ, પોતાના ગ્રન્થોના સર્વાધિકારની ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને સોંપણી, વૃત્ત જાણ્યા વિના પણ ન્હાનાલાલની 'જ્ઞાનસુધા'મા પ્રગટ થયેલી પદ્યકૃતિમા પ્રાસના ફાંફા જોઈને—'બહુ થયું, ગમો, જોઈ તમારી નવી કવિતા' પ્રાસ મેળવવા મથે છે, પણ પ્રાસ

---

* "શો એ ડોસાનો પ્રભાવ એનું મુખ ન્હોતું બોલતું હૈયું બોલતું હતું"—નો ગજ્જર (ન્હાનાલાલકૃત 'કવીશ્વર દલપતરામ'—ભા ત્રીજો, પૃ ૨૯૭ ૨૯૮)

ભાઈ—સી. આઈ. ઈ., અર્ધાથી વિશેષ સૈકાના રાજા પ્રજાના સન્માન વરીને ઈસુની ઐતિહાસિક ઓગણીસમી સદીને અન્તે વિદાય પામ્યા. એ વિલીન થયેલા સુદીર્ઘ જીવનની આ ટૂંકી રૂપરેખા આપણને એક અવિરામ સાધના અને પ્રશસ્ત સિદ્ધિની ગૂંથણી પ્રત્યક્ષ કરે છે. દલપતરામ એટલે અથાગ પુરુષાર્થ અને સુભગ ઉત્સાહ.

દલપતરામનું ઓગણીસમી સદીનો લગભગ પોણો ભાગ રોકતું પ્રવૃત્તિમય જીવન આપણે જોયું. એમના વિકાસમાં—ઉત્કર્ષમાં એલેક્ઝાન્ડર કિન્લોક ફોર્બ્સ અને સ્વામીનારાયણપંથી સાધુકવિ દેવાનંદ, અયોધ્યાપ્રસાદજી, તેમ પ્રતિસ્પર્ધી મિત્રકવિ નર્મદાશંકર સમી વ્યક્તિઓ અને મૂળી અમદાવાદના સ્વામીનારાયણી મંદિરો અને ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઘણો ફાળો છે. સૌથી વિશેષ તો એ જમાનાના સર્જાતા અભિનવ વાતાવરણને જ એમના કાર્યની મહત્તાના પ્રેરક પોષક અંશ લેખે આપણે જોઈએ છીએ. જીવનભરના મહાપુરુષાર્થના ઉદ્ભવમાં પિતા ડાહ્યાભાઈ નિમિત્ત બને છે, સમભાવશીલ પ્રેમાનંદ મામા પણ એમાં વેગ આપનાર પૂરતું સ્થાન ભોગવે છે, એ વીસરવું ન ઘટે. સ્વતંત્ર તથા ફોર્બ્સ, અયોધ્યાપ્રસાદજી, બિહારીલાલજી વગેરે સંગાથેના કવિના પ્રવાસો પણ એમના વિકાસમાં અગત્યનો હિસ્સો આપે છે. દલપતરામનું એ સુભાગ્ય હતું કે એમની મહત્ત્વાકાંક્ષા અને શક્તિ પ્રવૃત્તિને પગલે પગલે એમને એ જમાનામાં અજોડ એવું રાજા-પ્રજા ઉભયનું પ્રોત્સાહન મળ્યું હતું. એમના જીવનમાં કેવળ પુરુષાર્થ નહિ પણ તેના સાફલ્યની સુભગતા પણ છે. પોતે વાવ્યું તે પોતે લણી શક્યા અને આ પોતાના વાવેતરનાં મિષ્ટ ફળ પણ પોતે જોઈ અનુભવી શક્યા. એવું વિરલ સૌભાગ્ય આપણા એ મહાન તો મેનને વરેલું છે.

એનો યશ અમુક અંશે એમને પોતાને પણ છે. એમનું વ્યક્તિત્વ જ એવું હતું. પ્રભાવયુક્ત પડછંદ ગૌરવર્ણો દેહ અને મોટો ઘુનન્ટ જ માત્ર નહિ પરન્તુ એમનું નિર્મળ, સૌમ્ય, વિચારશીલ અને જ્ઞાનતાપરાયણ

જાગ્રત માનસ પણ એમના વ્યક્તિત્વને સર્વમાન્ય અને સફલ કરે તેમ હતું. એમને પગલે ગૌરવ આવતું અને અજવાળું ઊગતું સહુએ અનુભવ્યું. એ ધૈર્ય, એ નિરંતર કર્તવ્યનિષ્ઠા, એ સાત્ત્વિકતા, એ માધુર્ય, એ નૈસર્ગિક આત્મલક્ષ્મી, એ પ્રગતિશીલતા, એ પ્રૌઢિ,—ગૂજરાતે વંદ્યાં અને બિરદાવ્યાં. જૂના અને નવા જમાનાઓએ એ પુરુષે જોયા અને બેઉમાં એમના વ્યક્તિત્વે આદર પ્રેર્યો. સ્વામીનારાયણ સંપ્રદાયના અનુયાયી એ કવિ હિન્દુ, મુસ્લિમ, પારસી અને પરદેશીઓના પણ 'લાડીલા કવીશ્વર' બન્યા. રાજાઓ, નવાબો અને શાહુકાર-શેઠિયાઓને કવિએ પ્રજાર્થે રીઝવ્યા, એમ કરતાં નિરહંકારની મૂર્તિ બન્યા, અને પ્રજાની તેથી અખૂટ પ્રીતિ પણ તેઓ વર્યા. એમનો વિનય અને એમનો સારાસાર વિવેક એમને આયુષ્યભર સર્વમાન્ય બનાવી શક્યો. પોતાની જાતને સુધારાની વેલીઓને પાળનાર-પોષનાર માળીરૂપે જ ઓળખાવના એ 'કવીશ્વરે' ઘણી રીતે સુધારાની નવી દિશાઓ આપણે માટે ખુલ્લી કરી આપી હતી. ગૂજરાતના સાહિત્ય અને સમાજના અર્ધી સદી પર્યન્ત તેઓ ધીર દીર્ઘદૃષ્ટિ અથાગ ભોમિયા હતા, તે કેવળ એમને મળેલા અનુકૂલ વાતાવરણને લીધે જ નહિ, એમના આંતરસત્ત્વે ય ખરા.

સર્વના હિતમાં જ પોતાનું પણ હિત એમણે જોયું અને અનુભવ્યું. કીર્તિ અને કનક એમને કર્તવ્યપરાયણતામાંથી જીવનભર મળ્યાં. લોકોન્નતિનું ધ્રુવધ્યેય દૃષ્ટિમાં સ્થાપીને એમણે પ્રવાસો કર્યા, પરિચયો કેળવ્યા, સંસ્થાઓ સ્થાપી—દૃઢ કરી, સભાઓ ઉદ્બોધી, શિક્ષણ આપ્યું, અને ગ્રન્થો લખ્યા. સંયમ અને ભદ્રતાનું સુકાન એ પુરુષે સદાય દૃઢ રાખ્યું. બાલ્યકાળે જ પિતાના રોષે ઘર તજવું પડે, આંખની પીડા પાંત્રીસ-છત્રીસની વયથી શરૂ થઈ ધીમે ધીમે આખોનું નૂર પણ ઓસરી જાય, અને એ પ્રતિકૂલતા વચ્ચેય વિદ્યાનુરાગ—સાહિત્યલેખન તથા લોકસેવાની નિષ્ઠા સક્રિય જ રહે, એ દલપતજીવનનું ગૌરવ છે. એ પોતે શોભ્યા સ્વાસ્થ્ય અને સંયમે; તેમ એમણે ઝડપથી નવો ઘાટ ધારણ કરતા ગુર્જર પ્રજાજીવનને ય અર્પ્યું સમત્વ. કવિ ન્હાનાલાલ કહે છે તેમ, "દલપત-

રામ હતા ચક્રાવાની ધરી—Axis." યોગ્ય કહેવાયું છે. અન્યત્ર કે એમણે આપણા દેશના સંસ્કારજીવનની દાંડી સમતોલ રાખી. * તેથી જ એમને માટે ઉચ્ચારાયું છે, "For character and work of Dalpatram, one can only speak with profound respect."

દલપતરામ મનુષ્ય હતા; મનુષ્ય પૂર્ણ થવા કોશિશ કરે, પૂર્ણ થઇ શકે નહિ. આયુષ્યના અંત સુધી કેટલાંક પ્રલોભનો, કેટલાંક પૂર્વગ્રહો, તેમ કેટલીક નબળાઈઓ સામે તેઓ ઝૂઝયા છે, એ જ એમને મહાન બનાવે છે. એમાં તેઓ સદાય પાર ન ઊતર્યા હોય તો એમાં અસ્વાભાવિક એવું કશું નથી. સમગ્રતયા "ઉચ્ચ ચારિત્ર, બુદ્ધિશક્તિ, ઉદ્યોગ-પરાયણતા"ના ગુણોથી અંકિત આપણા એ "સર્વાંશે પ્રજાવત્સલ સાહિત્યકાર," + એમની કાર્યકુશલતા, એમની સાત્વિકતા, એમની આદર્શનિષ્ઠા, અને એમની ઉદાત્ત સેવાઓ દ્વારા ગૂજરાતી પ્રજાનું સદાય સન્માન પામે એમ છે. પ્રા. વિષ્ણુપ્રસાદે યોગ્ય કહ્યું છે કે "દલપતરામ આજના ગૂજરાતના વિધાતા છે." એમના જીવનની આ પ્રકરણમાં આલેખાયેલી તસવીર એ શબ્દોની પૂરતી સમજૂતી છે.

---

* શ્રી વિશ્વનાથ મ. ભટ્ટ ('સાહિત્યસમીક્ષા').

+ "ગુજરાતી સાહિત્યની રૂપરેખા"—વિ. ર. વૈદ્ય.

## : ૩ :

"ગૂજરાતી સાહિત્યમાં અત્યારે દલપતરામની સ્થિતિ બહુ કફોડી છે. એને કોઈ વાંચતું નથી, છતાં સૌ નિંદે છે."

—વિશ્વનાથ મ. ભટ્ટ (૧૯૩૨)

"તમે જે ગ્રન્થ રચો છો તેમાં અલંકાર, રસ વગેરેની ખૂબીઓ કશી રહી જતી નથી. લોકોના મન પ્રમાણે તમારા ઉપર સરસ્વતી માતા પ્રસન્ન છે."

—રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ (૧૮૫૬).

*"વીશેક વરસ પહેલાં આપના પિતાશ્રીની લખેલી 'મિથ્યાભિમાન નાટક'ની બૂક મેં વાંચેલી તેમાં જે હુમર હતું તે આ નવી બૂકોમાં નથી."*

—કવિ ન્હાનાલાલ પર શ્રી. લક્ષ્મીદાસ કેશવજી
નામે ગૃહસ્થનો પત્ર (૧૯૩૪).

*

ઉપર્યુક્ત ત્રણે અવતરણો આ પ્રકરણના પ્રારંભમાં મૂકવાનો આશય કવિ દલપતરામ ડાહ્યાભાઈના ગદ્યસાહિત્યની અસર શી અને કેવી એ સમજવામાં સરળતા થાય એટલો જ છે. રા સા. ભોગીલાલ એટલે વડોદરા-સૌરાષ્ટ્ર અને ગૂજરાતમાં નવી કેળવણીનું અજવાળું લઈ ઘૂમનાર એક પ્રતિષ્ઠિત આચાર્ય અને શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટ આપણા એક આધુનિક વિવેચક. દલપતરામને જનતા સંભારે છે અનેક ન્હાનીમોટી બોધક અને આનંદપ્રદ કવિતાના આપનાર આદિઅર્વાચીન કવિલેખે. શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટનું ઉપર લખેલું

વિધાન કવિના ગદ્યને જ અનુલક્ષીને થયુ જણાતુ નથી એ ખરુ, છતાં કવિતા કરતાં ય ગદ્ય પરત્વે દલપતરામ માટે એ સવિશેષ લાગુ પાડી શકાય એવુ છે કવિનું 'મિથ્યાભિમાન' નાટક આગલી પેઢીઓમા તો અત્યંત લોકપ્રિય, છતા ગદ્યલેખક દલપતરામ વિષે આપણે ત્યાં ઘણુ ઓછું વિચારાયુ અને લખાયુ લાગે છે. આપણે આ પ્રકરણમાં દલપતરામની સાહિત્યસેવાનુ આ પાસુ, એમનુ ગદ્યલેખન, અવલોકીશુ.

દલપતરામે 'ભૂતનિબન્ધ' નામી નિબન્ધ તેણે ફોર્બ્સની સૂચનાથી ઈ સ. ૧૮૫૦મા પ્રસિદ્ધ કર્યો, જે એવો પ્રચાર પામ્યો કે ફોર્બ્સે સ્વય એનો અગ્રેજી ભાષામાં એ જ વર્ષે અનુવાદ પણ પ્રસિદ્ધ કર્યો, તેમ એના ઉર્દૂ-મરાઠી ભાષાન્તરો પણ કરવામા આવ્યા કવિશ્રી ન્હાનાલાલ આ કૃતિને આપણા સાહિત્યનુ 'પ્રથમ સ્વતત્ર ગદ્યલેખન' કહે છે. વિવિધ જાહેર ઇનામી લેખનને પરિણામે પછી તો દલપતરામની ઘણી ગદ્ય કૃતિઓ લખાઈ અને વ્યાપક સત્કાર વરી

એ જમાનો જનતાની સાહિત્ય દ્વારા નૈતિક અને બૌદ્ધિક કેળવણીનો હતો, એ વડે રાષ્ટ્રીયતા પાગરશે એવી ગૂઢ શ્રદ્ધા તેમા હતી જ. વિચારશીલ વર્ગ વ્યાખ્યાનો તથા લખાણો વડે જાગૃતિનો સદેશો પ્રજાને આપતો હતો આપણા એ સમયના મોટા ભાગના લોકસેવકો તેમજ નેતાઓ, દેશી તેમ પરદેશી, શિક્ષકો હતા. જેઓ શિક્ષણનુ સીધુ કાર્ય કરતા ન હતા, એમને શિરે પણ લોકશિક્ષણની પ્રવૃત્તિઓ જ આવી રહેતી. દુર્ગારામ, નર્મદ, દલપત, નવલરામ, મહીપતરામ, નદશકર, કર્ટિસ, હોપ, સમા શિક્ષકો ગૂજરાતને મળ્યા એમનુ વ્યક્તિત્વ સર્વત્ર અહોભાવ પ્રેરનારુ નીવડ્યુ હતુ તે તો આ નર્મદશબ્દોનુ સ્મરણ કરવાથી પણ વિશદ થાય તેમ છે કે, "આહા તે વેળા મિ નવરોજી ફરદુનજી, ડા ભાઉ દાજી અને મિ ભોગીલાલ પ્રાણવલ્લભદાસના રોફ કેવા હતા! ગુરુનુ ભવ્યપણુ કેવુ હતુ!" * આપણી સુધારાની

* 'મારી હકીકત'—પૃ ૨૮

પ્રવૃત્તિને સમાન આપણા એ સમયના શિક્ષકોને હસ્તક પ્રધાનત જણાય છે શિક્ષણદ્વારા આપણી જાગૃતિ અને મુક્તિની ઝાંખી એ કાળના વિચારકોને થઈ હતી જુઓ, ' ઈહાની પ્રજા દુ ખી છે . જે થયુ છે તે હિંદુ લોકોના નિર્બળપણાથી તથા વિદ્યાહિનપણાથી થયુ છે માટે હવે તો એ જ ઉપાય છે કે વિદ્યાભ્યાસમા જાણીતા થવુ નીતિમાન થઈને સરકાર પાસે પોતાનો ખરો હક માગવો " -

દલપતરામ તેમ બીજાઓની જેમ ગદ્ય લખતી કે પદ્ય, છતા તેનુ એકમાત્ર લક્ષ્ય આ હતુ—જનસુધારણા અર્થેનુ શિક્ષણ નવા યુગને ઓળખવા અને ઓળખાવવા સ_એ લખ્યુ, જડ રૂઢિ નિવારવા સહુએ શીખવ્યુ, હુન્નર કરો—વિદ્યા વધારો—અમલ તનો—એક થાઓ— એવી એવી ઘોષણા મોટા નાના સર્વ લેખકોએ કરવા માડી. દલપત રામના ગદ્યને આ દૃષ્ટિએ વિચારવુ ઘટે એ ગદ્ય લખાયુ છે જનતામા ઇષ્ટ વિચારો વ્યાપક થાય ત હેતુથી ગદ્યની લખાવટના તરફ તેમા જે દુર્લક્ષ ક, તે એ જમાનાનુ એક વ્યાપક લક્ષણ ગણવુ ઘટે એમા સૌન્દ, સૌન્દર્ય કે લય ઉમેરાય અથવા એની રચનાશક્તિનો ગૂઢ પાનાગકૂવો ઝમવા માડ્યો, એ તો ઇસ્વીની ઓગણીસમી સદીના લગભગ અન્ત ભાગમા જ—મુબઈ વિદ્યાપીઠના સ્નાતકોનુ તારુણ્ય ડળ આપણા સાહિત્યા શે પ્રગટ થયુ ત્યારે નવલરામ અને નર્મદાશકરના ગદ્યનો વિચાર અત્રે અવશ્ય આવે તેમ છે એ બન્નેમા ગદ્યની સાદી શોભા અને વિશ ગભીરતા છે ખરી પરન્તુ દલપતરામના ગદ્યસાહિત્યનો લગભગ ઘણો મોટો ખ - ' ક ણ્ણોનો 'ના ઉદ્ભવ પૂર્વે નો છે એ ભૂલવુ ન જોઈએ

કવિ દલપતરામનો સ્વત ત્ર ગદ્યગ્રન્થ છેલ્લો લખાયો છે ઈ સ ૧૮૭૦મા "દૈવનર્પણ ' ની એ કૃતિ જ એમનો છેલ્લો છૂટો ગદ્યલેખ,

* ' દુર્ગારામ ચરિત્ર 'નુ અવતરણ ' અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય '— વિ ર ત્રિવેદી—ગાથી—પૃ ૬

મુંબઈની 'બુદ્ધિવર્ધકસભા' માટે લખાયો છે ઈ સ ૧૮૯૪મા, એમની ચૂ વોતેર વર્ષની વૃદ્ધ વયે, અવસાન પૂર્વે ચારેક વર્ષે, અને આપણા ગદ્યના પરમ આભૂષણરૂપ 'સરસ્વતીચન્દ્ર'ના પ્રાગટ્ય પછી સાત વર્ષે દુર્ગારામ મહેતાજીને અજલિ અર્પતી એમની લેખમાળા 'બુદ્ધિપ્રકાશ' મા ઈ સ ૧૮૭૬ ૭૭મા પ્રસિદ્ધ થઈ અને ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીનો એમણે આલેખેલો અનુભવપૂર્ણ ઐતિહાસિક દસ્તાવેજી લેખ પણ એ જ માસિકમા ઈ સ ૧૮૭૮મા, પોતે નિવૃત્ત થયા એ અરસામા જ લખેલો છે સ્પષ્ટ થાય એમ છે કે એમનુ ગદ્યલેખન બહુધા ઈ સ ૧૮૫૦ ૭૫ વચ્ચેનુ જ હોવાથી એ પચીસીના ગદ્યસાહિત્યની દૃષ્ટિએ એને જોવુ ઘટે છે

એમના ગદ્યનમૂનાઓ—લેખો અને પુસ્તકોને સમયની દૃષ્ટિએ ક્રમવાર વિચારીએ તો તેની વિગત કઈક આવી આપી શકાય 'ભૂતનિબન્ધ' (૧૮૫૦), 'લક્ષ્મી નાટક' (૧૮૫૧), 'જ્ઞાતિનિબન્ધ' (૧૮૫૧-૫૨), 'પુનર્વિવાહપ્રબન્ધ' (૧૮૫૨ ૫૩), 'સ્ત્રીસભાષણ' (૧૮૫૪), 'બાળવિવાહનિબન્ધ' (૧૮૫૪), 'બાજોઠાભ્યાસ પ્રકરણ' (૧૮૫૫), 'શહેર સુધરાઈનો નિબન્ધ' (૧૮૫૮), 'ગુરુશિષ્યનિબન્ધ' (૧૮૫૭), પરદેશગમન વિશેનો લેખ (૧૮૬૦), ગુજરાતી ભાષાના જૂના કવિઓ વિશે લેખમાળા (૧૮૬૨) પ્રેમાનદશામળચર્ચા (૧૮૬૩ ૬૪), 'ગુજરાતના હિંદુઓની સ્થિતિ'નો લેખ (૧૮૬૩), 'તાર્કિક બોધ' (૧૮૬૫), ફોર્બ્સના મૃત્યુ અગેના સસ્મરણલેખો (૧૮૬૫ ૬૬), 'વિદ્યાબોધ (૧૮૬૮),' 'ખીમિયારચરિત્ર'—'સૌરાષ્ટ્રસમૃદ્ધિવર્ધક'—સસારી ધર્મ વિશે લેખ (૧૮૬૯), જોડણી સમિતિની ચર્ચાનોંધ (૧૮૬૯), 'મિથ્યાભિમાન નાટક' (૧૮૭૦), અતકાર વિશેનો લેખ (૧૮૭૩) પ્રાચીન વિવાદપદ્ધતિનો વ્યાખ્યાનલેખ (૧૮૭૫), દુર્ગારામ મહેતાજીને અજલિ અર્પતા ચરિત્રલેખો (૧૮૭૬-૭૭) અને કવિતા પરનો લખ (૧૮૮૪)

એ સમયના સમગ્ર ગદ્યને સમુચ્ચયે જેમ કે 'બુદ્ધિપ્રકાશ' અને એવાં એ સમયનાં બીજાં સામયિકોમાંનાં ગદ્યલખાણો વિશેના આપણે 'બુદ્ધિપ્રકાશ'નો આધાર લેવો ઘટે, કારણ એ છે કે આપણે પ્રથમ માસિક દુર્ગારામ, નર્મદ મહીપતરામાદિનું ગદ્ય પણ આ સમયનું ગદ્ય સ્વરૂપ દર્શાવે તેમ છે નર્મદ કરતાં દલપતરામની શૈક્ષણિક પશ્ચાદ્ભૂ ભિન્ન—જુદી છે એ હકીકત પણ આપણે વીસરીશું નહિ અંગ્રેજી સાહિત્ય અને ભાષાના સંસ્કારે નર્મદ અને મહીપતરામના ગદ્યને ઘણું ઘાટીલું કરવામાં મોટો ભાગ ભજવ્યો છે ગામઠી નિશાળના બે અઢી વર્ષની વ્યવહારલક્ષી કેળવણી અને પછીનાં વર્ષોમાં વ્રજ-સંસ્કૃતનું મર્યાદિત અધ્યયન, દલપતરામ પામે તો હતા, તેમ છતાં, આ જમાનાના બધા જ લેખકોના ગદ્યનું સ્વરૂપ કલાત્મક કરતાં બોધક જ છે એમાં વ્યવહારુ બોલીના સંસ્કાર છે, સુયોજિત શૈલીની તેમાં નવાવટ નથી એમાં પહેલ પાડેલું સુન્દર નિરૂપણ નથી, શિક્ષણ-સુધારાનો ઉત્સાહ છે

'બુદ્ધિપ્રકાશ'ના પ્રારંભિક સમયોમાં લેખકોનાં નામ નથી મળતાં દલપતરામના લેખો શોધવા જનારને મૂંઝવણ થાય એવું એકસરખાપણું, માત્ર ધ્યેયનું જ નહિ પણ પદ્ધતિ શૈલીનું પણ એકસરખાપણું એમાં જડે છે જાગૃતિની ચળવળની લગન તેમાં છે જે જરૂરનું એ લખ્યું એ નર્મદ દલપતનું તે સમયના સર્વ પ્રારંભિક ગદ્યલખાણોમાં છે સૈકાઓથી જામી ગયેલા પૂર્વગ્રહો અને અંધશ્રદ્ધાઓનાં જાળાં ભેદીને એ દ્વારા પ્રગટ થતા પ્રકાશમાં પ્રજાને લઈ જવી એ કાર્ય નાનું ન હતું એ સમયનાં ગદ્યલખાણોનું તેથી જ મૂલ્ય ઓછું આંકવું જોઈએ નહીં

આપણો સાહિત્યવારસો પદ્યરૂપે હતો એમ કહેવું જોઈએ એ સંજોગમાં સ્વતંત્ર ગદ્ય ઉદ્ભવે એ ય મહત્ત્વનું હતું એમાં શોભા સૌન્દર્યની અપેક્ષા અસ્થાને જ હોય ને ? ગદ્ય ઉદ્ભવ પામ્યા પછી પણ ઠીકઠીક સમય સુધી ગદ્ય-પદ્યના સીમાડાઓનો ભેદ સાહિત્યકાર કે સમાજ માટે અજ્ઞાત જ હતો. નવલરામ એ જમાનાના અપવાદરૂપ રસિક, શિષ્ટ, પંડિત

વિવેચક કે એમને પણ ભરૂચ કેળવણીખાતાનો ઇતિહાસ પદ્યમા લખાય એ રુચિકર નીવડયુ છે ! ઇસુના ઓગણીસમી સદીના ઉત્તરાર્ધની છસ્ટની પચીસીમા નદશ઼ંકર, મણિલાલ, ગોવર્ધનરામાદિને ક્રમે આપણા ગદ્યે અદ્ભુત વિકાસ સાધ્યો છે, તે એવો કે દલપત-નર્મદ સમા એ જમાનાના સમર્થ ગણાયેલા કવિઓની પણ અસખ્ય પદ્યકૃતિઓને આજે આપણે ગદ્યોચિત જ ગણીએ છીએ

આપણા ગદ્યનો જન્મ તથા વિકાસ અગ્રેજી ભાષા સાહિત્યની પ્રેરણાએ થયો છે, એ હકીકત ઉપર અપાયેલી ઐતિહાસિક રૂપરેખામા સૂચિત છે જ ફોર્બ્સને એ કાળની ગૂજરાતી ભાષા 'બજારુ' લાગેલી આપણા ગદ્યાવતારની પ્રથમ પચીસી ગદ્યના વ્યવહાર યાપક સ્વરૂપની ઘણી નિકટ છે એમા લાલિત્ય લાવણ્ય લગભગ અદૃશ્ય છે. નર્મદના ગદ્યની પા ટના, એની સ્વસ્થતા, એની શક્તિ એની કલ્પનાક્ષમતા અને એની ગભીરતા વિશેષત એની ઉત્તરાવસ્થાની ગદ્યનખાવટમા છે નર્મદ પ્રથમ એકાદ દાયકો પદ્ય પર કેન્દ્રિત કરે છે અને બાકી જીવનભર ગદ્ય તરફ જ વળે છે કવીશ્વર દલપતરામના ગદ્યલખાણોની ટૂકી તવારીખ આપશે જોઈ એ મુજબ તઓ પ્રથમનો દાયકો જ જાણે ગદ્ય આપે છે, બાકી જીવનભર તો તમનુ અપણ પદ્યમા જ છે 'મ ળી મળવાથી થતા લાભ' એ નર્મદ વિનુ પહેલુ ગદ્ય લખાણ છે એ થયુ છે ઈ સ ૧૮૫૦મા દલપતરામનુ પ્રથમ ગદ્ય લખાણ 'ભૂતનિબન્ધ' જ ગણવુ ઘટે, જેની સાલ પણ છે ૧૮૫૦ દેર આવલો જ છે કે તે પછીના દસ પદર વર્ષોમા દલપતરામ પદ્ય સાથે ગદ્ય પણ ખેડીને છેવટે તેને લગભગ છોડી દે છે જ્યારે નર્મદ એ દસપદર વર્ષોમા પદ્ય પર જ હાથ જમાવીને પછી ગદ્ય તરફ જ ધ્યાન આપે છે ગદ્યક્ષેત્રે નર્મદનુ ખેડાણ વધુ વ્યાપક, વધુ પ્રવીણ અને વધુ ઊડ છે દલપતરામ વિષે તો આજનુ વિવેચન એટલી હદે કહી શકે છે કે કવિને સુઘડ ગદ્ય લખતા ઠેઠ લગી આવડ્યુ નથી * નર્મદના ગદ્યમા અનવરભગી કે વ્યુત્ક્રમ શૈલીના

* 'સાહિત્યસમીક્ષા —શ્રી વિશ્વનાથ મ ભટ્ટ

પ્રયોગો છે દલપતનુ ગદ્ય ન્યૂન જ મ્ગતુ લાગે છે, નર્મદનુ ગદ્ય ચિર જીવી છે, દલપતગદ્ય દસ્તાવેજ છે,—આમ છતા આપણે બન્નેના ગદ્ય-લખાણોનો સમય તેમ જ બન્નેના ઘડતરમાની ભિન્નતા તરફ પણ લક્ષ આપવુ ઘટે જ

આપણે ત્યા ન મળે શબ્દકોશ, ન મળે જોડણીનિયમો કે વ્યાકરણ, ન મળે ભાષા સાહિત્યનુ વ્યવસ્થિત શિક્ષણ, પ્રસિદ્ધિ અને પ્રચાર અર્થે મુદ્રણાલય તો હજી હવે મડાતુ હોય, પરમ્પરા તો હોય મૌખિક તેમજ હસ્તલિખિત પ્રસિદ્ધિ—પ્રચારની જ, શિક્ષણનુ અને રજનનુ પણ પ્રજાસ્વીકૃત વાહન તો હોય પદ્યનુ જ, ગદ્ય છૂટુછવાયુ આવ્યુ હોય તો તે ભાષાન્તરરૂપે જ આવી પરિસ્થિતિમા 'ભૂતનિબન્ધ'ના લેખકની ભાષાને રસલક્ષી ધોરણે મૂલવવાને અવકાશ ભાગ્યે જ હોય દલપતરામનુ જ કેવળ શા માટે લગભગ એ સમયનુ સમસ્ત ગદ્યસાહિત્ય ઐતિહાસિક સ્વરૂપ પૂરતુ જ મહત્ત્વનુ છે એનુ ખેડાણ વિપુલ છે, એય સ તોષપ્રદ હકીકત ગણવી જોઈએ અ ગ્રેજી અને સસ્કૃત ભાષા-સાહિત્યનુ ખાતર એમા ભળ્યુ અને એની સમૃદ્ધિ પ્રગટ થતી ગઈ એ પછીની ઘટના છે

જાહેર સભાઓ ચોપાનિયા અને સામયિકો, નિબન્ધો નાટકો, વાચનમાળા, વ્યાકરણ, ઇતિહાસ, સામાજિક પ્રવૃત્તિઓનુ સામૂહિક સચાલન, આગગાડી, મુદ્રણયન્ત્ર આદિ આપણે ત્યા નવુ જ ક્ષેત્ર પ્રગટ કરતા હતા એ ક્ષેત્રની સભાળ તથા ખીલવણી નવી પદ્ધતિ, નવુ માનસ માગતી હતી વિલમ્બ દૃષ્ટ ન હતો સાહસ આવશ્યક હતુ પરદેશી પ્રજાનો સપર્ક પણ વ્યાપક ભૂમિકા ધરાવતો હતો આપણુ ગદ્ય ઉદ્ભવે અને વિપુલતા ધારણ કરે એ અનિવાર્ય તેમ સહજ હતુ. કેવળ પદ્ય સુગમ વાહન નીવડે તેમ ન હતુ. જીવન વ્યાપક અને સકુલ થતા વેત જ ગદ્ય પણ પ્રાગલ્ભ્ય પામી રહ્યુ

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈનુ ગદ્યલખાણ ફોર્બ્સની પ્રેરણાએ ઉદ્ભવ્યુ છે એનુ નિરતરપણુ તથા વિપુલપણુ 'બુદ્ધિપ્રકાશ'ના

તેઓના સંચાલનને મહદંશે આભારી ગણી શકાય. એમનો સુધારા માટેનો ઉત્સાહ તેમજ એમની મહત્ત્વાકાંક્ષા એમના ગદ્યલખાણોનું બીજું પ્રેરકબળ નીવડે છે. પોતાની કારકિર્દી ઘડી રહેલા દલપતરામ તે સમયની લગભગ સર્વ સાહિત્યસ્પર્ધાઓમાં ઉમેદવાર બનીને પારિતોષિકો જીતી જાય છે. જનસુધારણાનો સર્વોપરી આદર્શ તો ધ્રુવસ્થાને હતો જ. પોતાના અનુભવો તથા સામાન્ય જ્ઞાનનું બળ તેમનાં આ ગદ્યલખાણોમાં પણ ઊતરે છે. શિક્ષકનું ધૈર્ય અને સ્પષ્ટીકરણ, વ્યવહારવિદ્દનું મધ્યમમાર્ગીપણું અને બહુશ્રુતપણું, સુકાનીનું શ્રદ્ધાબળ અને શ્રમનું વલણ, તેમજ સુધારકનું ઔદાર્ય અને નેતૃત્વ તેમના ગદ્યલેખનમાં દૃષ્ટિગોચર થાય છે. લોકહિતની પ્રવૃત્તિ પ્રત્યેની કવિની ભાવના પવિત્ર છે; અને તેનું તેમના ગદ્યમાં પ્રતિબિમ્બ પડ્યું છે. અનુભવની સંપત્તિની સભરતા પણ તેમના ગદ્યનું વ્યાપક લક્ષણ છે. એ જમાનામાં, સુધારાની સેનાની ઉત્સાહી છતાં ગંભીર આગેકૂચના એ જમાનામાં વિરલ એવો મર્મીલો વિચક્ષણ વિનોદ અને કટાક્ષ પણ એ લખાણોમાં ઝળકે છે. એમાં સાદાં છતાં દૂરદેશી સંગીન સૂચનો છે, ઝીણું નહીં છતાં વ્યાપક પૃથક્કરણ છે, શાસ્ત્રનાં અવતરણ-વિવરણ છે અને વિચારસંપન્ન માર્ગદર્શક તેમ નિર્ભીક કથન પણ છે. એમાં નથી યુયુત્સા, નથી અધૈર્ય, નથી મનસ્વિતા કે નથી કટુત્વ. દલપતરામનાં ગદ્યલખાણો, સાહિત્ય કે સુધારાની દૃષ્ટિએ પણ, સત્ત્વ તેમજ પ્રભાવ પરત્વે, એઓની પદ્યરચનાઓની સિદ્ધિની તુલનામાં અવશ્ય ઓછી સિદ્ધિ ધરાવે છે; છતાં એમાં એમનો સ્વભાવ, એમનો અનુભવ, એમનો વિદ્યારાગ અને એમનો ઉત્સાહપૂર્ણ આશાવાદ તો વ્યક્ત થાય છે જ. એ જમાનામાં સર્વત્ર તેઓનું 'કવીશ્વર' પણું જ સવિશેષ સત્કારાતું એ સત્ય છે, તોપણ એમની ગદ્યકૃતિઓ પણ ઓછી લોકપ્રિય ન હતી એ ય હકીકત છે. એ કૃતિઓ પણ ઉચ્ચ કોટિની લેખાતી હતી એમાં શક નથી.

એ ય ભૂલવું ઘટતું નથી કે એમાંના લગભગ પ્રત્યેક ગ્રન્થની, કહો ગ્રન્થિકાની, ચારથી પાંચ આવૃત્તિઓ તો નીકળી છે જ. એ લોકપ્રિયતાની જ સૂચક ઘટના છે. એ પણ સ્પષ્ટ છે કે લોકશિક્ષણના એમાંના આશયનું એ રીતે સાફલ્ય થતું હતું. આપણા પ્રાન્તનું એ સમયનું વાતાવરણ, લોકવાણી—લોકવિચાર અને લોકાચારનું અનુભવયુક્ત દિગ્દર્શન એ ગદ્યલખાણોમાંથી આપણને આજે પ્રાપ્ત થઈ શકે તેમ છે. ફોર્બ્સ કે કેમ્પબેલ જેવા જિજ્ઞાસુ પરદેશીઓ જ નહિ, ઇતર પ્રાન્તના સુધારકો જ નહિ, ગૂજરાતના આધુનિક સમાજને પણ એમાંથી તળ ગૂજરાતને સમજવાના ઘણા અંકોડાઓ મળી શકે છે. જાગ્રત થતા ગૂજરાતનું એમાં ઐતિહાસિક રેખાંકન છે; એ રેખાઓ લાવણ્ય કે પ્રમાણકલા વગરની આજે લાગે એમાં નવું કંઈ જ નથી.

એ ગદ્યરચનાના કેટલાક અંશો એ જમાનાના સુજ્ઞ શિક્ષિતોને ય આકર્ષક લાગતા હતા. એમાં ગૂંથાયેલાં દૃષ્ટાન્તો કે કથાનકોની સચોટતા અને સરલતા, એમાં ક્યાંક ક્યાંક મળી રહેતા ચિત્રાત્મક પદબંધો, એમાં વર્તાઈ આવતું બહુશ્રુતત્વ, નિરૂપણની સાદી વ્યવસ્થા અને સાહજિકતા, વિચારવસ્તુની સ્પષ્ટ થતી યુગલક્ષી નવીનતા, પ્રૌઢ વ્યવહારુ માર્ગદર્શન, એમાંથી મળી રહેતી માહિતી તેમજ કેળવણી, આદિને કારણે એ ગદ્યલખાણો હોંસભેર વંચાતાં અને આવકારાતાં હતાં. તત્કાલીન મુંબઈ-અમદાવાદની જાહેર સાહિત્યસ્પર્ધાઓમાં લગભગ નિરપવાદ સાફલ્ય દલપતરામનાં ગદ્યલખાણોને પ્રાપ્ત થતું, પ્રથમ નામ તો એમનું જ જાહેર થતું—પ્રગટ થતું, એ બતાવે છે કે એમના ગદ્યનું વસ્તુ અને નિરૂપણ એ યુગના શિક્ષિત અગ્રણીઓમાં પણ અભિનંદનને પાત્ર મનાતું હતું—સ્વીકારાતું હતું.

દલપતરામની એ ગદ્યકૃતિઓમાં આજનો અભ્યાસી ઘણું ઘણું ખૂટતું કે ઘણું કંટાળો પેદા કરે એવું વધુ પડતું ય અનુભવે અવશ્ય; પરન્તુ ગદ્યના શ્રીગણેશ માંડવામાં યશસ્વી કાર્ય કરનાર એ ગદ્યસાહિત્ય

એ જમાનામા નિયમભેર વપરાતા હતા એમાની જોડણીની વિગતિ, શબ્દપ્રયોગોનુ સ્વચ્છાપણ, વાકયરચનાની ત્રુટિઓ, ભાવાર્થ ચિહ્નોનો વ્યાપક અભાવ તથા વિચાર-માહિતીની પ્રાથમિકતા આજે તો એ ગદ્યને માત્ર ઐતિહાસિક મૂલ્યનુ જ ઠરાવે તેમ છે એમા કવચિત્ ગુજરાતીના ચિ ામીનાઓ તો ભારે ગમ્મત પણ ઉપજાવે આજે ! ગ્રામ્યતાનો પણ અનુભવ થાય તો નવાઈ નથી ! એમાના શરૂઆતના પ્રકાશનોની છપાઈ પણ આજે તો કુતૂહલજનક થઈ પડે ! સાથે લીટી દોરેની ગૂજરાતી લિપિની એ શિલા છપાઈ છે અમદાવાદમા મુદ્રણયંત્રનો આરંભ ઈ સ ૧૮૬૪ના અરસામા થયો દલપતરામનુ કેટલુક મહત્ત્વનુ ગદ્ય સાહિત્ય તે પૂર્વે પ્રગટ થઈ ચૂકયુ હતુ

આપણે એ જમાનાના ગદ્યનો ખ્યાલ એ સમયના 'બુદ્ધિપ્રકાશ'ના અંકોના પાનાઓ ઉપરથી મેળવીશુ દર મહિને બે વાર બહાર પડતુ દોઢ આનાનુ 'ચોપાનિયુ' ઈ સ ૧૮૫૦ થી આપણને મળે છે જોડણીનુ એકધારાપણુ એમા નથી, અને અનુસ્વારપ્રયોગ તો આશ્ચર્ય ઉપજાવે એટલો છે ! અવગત (અવગત્ત), એ હમ (એ દમ), મહત (મ હ) ઉપાય (ઉપાવ), ગ્હીઅત (કૈવત), ન્ફ (મર્યું), નાહાન પણ (નાનપણુ) જવાપ (જવાબ), વગેરે શબ્દપ્રયોગો ધ્યાન ખેંચે છે એ મુખપત્રનો હેતુ 'દીબાચા' (પુરોવચન)મા સ્પષ્ટ કરાયો છે, "લોકોના વેહેમ જાએ ને વિદ્યા ભણ્યા તરફ ચીત લાગે લોકોની આંખ્યો ઊઘડે કે વિદ્યા ત શુ છે પથરા કે ઢેખાળા છે શુ ?" નોંધ પણ છે, "આ ચોપાનીઊ અમદાવાદમા રાએપરમા આકાશેઠ કુવાની પોળમા મગનલાલની તરફથી બાપુભાઈ અમીચંદે છાપીઊં વાચકો પણ લખી જણાવે છે, 'નીતિ જ્ઞાનના ફાએદા જરૂર બતાવના જોઈએ '" એ મુખપત્ર પ્રસિદ્ધ કરનારાઓના ધગશ-ઉત્સાહ પણ ઓછા નથી પોતાના વસ્તુવિસ્તારની એમની જાહેરાત જુઓ,—નામીચા પુરુષોના જન્મચરિત્ર, 'ઇતિહાસ એટલે આગળ ના શાહ ને રાજાઓ કેવા થયા

ને તેમની રાજનીતિ શી રીતની હતી ને તેઓએ શા શા પરાક્રમ કર્યા," "નની વાતો ને કોઅડા,' રસાયનશાસ્ત્ર, વેપારગામત, 'ચર્ચાપત્રો,' 'એ ચીતરાએ જે જે વાતો અનુકૂળ આવશે ને માલુમ પડશે કે આવી વાતથી લોકોને નાઈ પણ રસ પડીને લગીરેક સુધારો થાએ એવુ છે'— આશયની ગભીરતા સ્પષ્ટ છે રાઉચ્યાતના અકોમા સ્ત્રીશિક્ષણ વિદ્યા માહાત્મ્ય, મહમદ પયગમ્બરનુ ચરિત્ર, મોતી નાઢવા વિષે, શિયાળ— શબાટ વિષે, પરોણા વાણિયાનો ટુચકો, યુનિવર્સિટી વિષે, જાુલમી રાજના દુખની વાત, વાદળાની જાતો પખીઓ વિષે, અમદાવાદ વસ્યુ તેની માહિતીનો લેખ, નાગળના કારખાના વિષે, અર્થકારણની સામાન્ય માહિતીના લેખો, વગેરે જાતજાતના લેખો વિષયો છે સમાચારો પણ એમા સ્થાન પામે છે કવીશ્વર દલપતરામ અને અન્ય સમકાલીન સુધારકો આ પ્રથમ ગૂજરાતી સામયિકમા આ બધુ લખતા હતા

સરકારી વહીવટની ટીકા નિમિત્તે પછી તો આ 'ચોપાનીઊ' ઉર્ફે 'બુધવારિયુ' સોસાયટીથી સ્વતત્ર કરાયુ ફોર્બ્સ વગેરેને સૂચના મળી કે એમણે આમા કઈ લખવુ નહિ ધીમે ધીમે સામાયિકની પ્રતિષ્ઠા એવી ઝાંખી—નિર્બળ થતી ગઈ કે ભદ્રવર્ગમા એનુ નામ પણ ઘૃણા પ્રેરક નીવડ્યુ. નિંદા, વગોવણી, આક્ષેપાદિથી એની ક્યારો ખરડાતી શરૂ થઈ ચૂકી હતી દલપતરામ કવિ ઈ સ ૧૮૫૫મા ફોર્બ્સઆગ્રહે સરકારી નોકરી છોડીને અમદાવાદ આવ્યા અને નગરશેઠ હિમાભાઈને મળ્યા એ પ્રસગનો કવિએ પોતે જ ટાંકેલો સવાદ સૂચવે છે તેમ સોસાયટીની આબરૂ પણ ઉપર્યુક્ત કારણે ઘટી ગઈ હતી "એમા અમે ક્યા પડિયે ?" એવી નગરશેઠની ઉક્તિમા રહેલી ટકોરે કવીશ્વર સમજી શક્યા હતા. નિખાલસ ખેલદિલીથી અને સાત્ત્વિક બુદ્ધિથી પછી તો કવિએ પ્રતિષ્ઠિત નાગરિકો, શિક્ષિતો, ધનિકો, અધિકારીઓ, એમ સહુનો સહકાર અને વિશ્વાસ સપાદન કર્યો.

કવીશ્વરે બુદ્ધિપ્રકાશ'નુ નિયમન ગ્રહણ કર્યું લીધુ ઈ સ ૧૮૫૫મા જુલાઈના 'બુદ્ધિપ્રકાશ'ને પાને દલપતનિર્ધાર જનનાએ જાણશે, 'બીજુ નામ કરના મ્હતા મારા દેશના સુધારાનુ પરોપકારાર્થ કરવાની ઘણી ખુશી છે," અને ઈ સ ૧૮૫૮મા વિજ્ઞપ્તિ પણ પ્રજાએ વાચી, "અમે રાતદિવસ આપણા દેશના લોકોને સુધારવાની ગોઠવણના વિચાર કરીએ છીએ માટે તમે મહેરબાની કરીને અમને સહાયતા કરો" સહુને પ્રતીત થયુ કે 'બુદ્ધિપ્રકાશ'ને હવે "અક્કલમાજ ચલાવનાર કવીશ્વર"નુ નેતૃત્વ પ્રાપ્ત થઈ ચૂક્યુ છે' આ તત્રીપદ સ્વીકારતા પૂર્વે પણ સારગથી દલપતરામે તેમા પ્રસિદ્ધ કરેલી જાહેરાત સહુએ જાણી હતી જે કેમ ન જાદૂથી કઈ થઈ શકે એ વાત જૂઠી છે—એનુ સાચાપણુ બતાવી આપનારને સર્ટિફિકેટ કરનાર રૂ ૧૦૦)નુ ઇનામ આપવા તૈયાર હતા, વગેરે એ પ્રગતિનાપ્રભુ બુદ્ધિમન્ત કવિના હાથમા 'બુદ્ધિપ્રકાશ'નું સુકાન જતુ જોઈને ગૂજરાતને સતોષ થયો એ સતોષ મૂર્તિમન્ત પણ થયો હતો કવિએ સભાળેલા 'બુદ્ધિપ્રકાશ'નુ એકાદ દાયકામા જ, હતુ તેથી બેવડુ પ્રસરણ થયુ' પચીસ વર્ષની એકધારી એ સપાદન સેવાને સોસાયટીએ સુયોગ્ય બિરદાવી છે, ' એઓ જ તેના ('બુદ્ધિપ્રકાશ'ના) આત્મારૂપ હતા વળી સોસાયટીનો 'રિપોર્ટ' છે કે, આસિસ્ટન્ટ સેક્રેટરી થવા પૂર્વે 'ભૂતનિબન્ધ,' 'જ્ઞાતિનિબન્ધ,' 'માળાવિવાહ નિબન્ધ'થી વિ જાણીતા હતા જ એ 'રિપોર્ટ' આગળ ચાલતા લખે છે, તેમા જૂઆન વરવાની હોશિયારી, બુદ્ધિશક્તિ તેમ લેખકોની સારી છતા રુઆબદાર દલીલવાળી પણ માહિતીપૂર્ણ, સરળ છાપ પાડે છે અને તેના સમગ્ર અવલોકનથી તેનુ સામાન્ય સ્વરૂપ આપણા લક્ષમા આવીને તરત બરોબર સમજાય છે અને વિવેચકને સ્વીકારવુ પડશે કે લખકે હાથ ધરેલા વિષયને પૂરતો ન્યાય આપ્યો છે એટલુ જ નહિ પણ એમનો એ વિષયનુ સારુ જ્ઞાન છે એમના લેખો અને કવિતા, જન સમુદાય વર્ગ સાથે છે તેમ સિદ્ધહસ્તોગ્ય

નહિ હોય પણ જનના જે દરજે છે, એ જનનુ, જીવનને સ્પર્શતુ, જીવનને પ્રેરણા અર્પતુ, જીવનમા રસ રેડતુ, આહ્લાદક વિનોદમયું, બુદ્ધિપ્રધાન, નીતિને માર્ગે દોરનારુ એમનુ લખાણ છે એ અભિપ્રાયની વિરુદ્ધ ભાગ્યે જ કોઈને કઈ કહેવાપણુ હોય "

મોસાયટીના કાર્યવાહકોના આ ઉદ્ગાર પ્રમાણભૂત ગણી શકાય એના છે દલપતરામની ગદ્યસેવાનુ એ મુખ્યપાસુ સ્પષ્ટ કરે છે 'બુદ્ધિપ્રકાશ'મા એમના નાના છૂટક છૂટક પ્રગટ થતા હતા તે સાથે ગદ્યલખાણો પણ અવારનવાર આવતા હતા આપણે એ ગદ્યવિભાગ વિલોકીશુ

નવી સંસ્કૃતિને અપનાવવા દેશી રાજાઓને કવિ બોધ આપે છે સુધારાની નાનીમોટી યોજના—વીગત પણ તેઓ સમક્ષ કવિ ખુલ્લી કરે છે રાજાઓએ નિશાળો, શહેરસુધારણા, છાપખાનાઓ, હુનર ઉદ્યોગો, સભાઓ, શિક્ષણાદિ પ્રતિ લક્ષ આપવુ ઘટે એવુ જણાવતા કવિ સ્પષ્ટ કહી દે છે, "નશા ! વેચનાર ગરીબ વાણિયો હોય તેના જેટલી પણ તમારી આમદ નથી એ વિશે વિચાર કરો " સુધારાના વિષયમા પોતાની પ્રકૃતિ નીતિ પણ વિ સ્પષ્ટ કરે છે, " યદાપિ સાચી વાત હશે, ને બીજાના મનમા નહી ઊતરે તો, એ વિશે અતિશય આગ્રહ તારે કરવો નહિ, કેમકે આગ્રહ કરવાથી પરિણામે સારુ ફળ નીપજતા નથી અને અભિમાનીપણાનુ દૂષણ લાગે છે "

દલપતરામનુ સુધારકપણુ સૌમ્ય છે, સ્વસ્થ છે, અત્યાર્ડ જઈને બેચાર એનુ નથી મહીપતરામ એ સમયનુ એ વ્યાપક દશ્ય વર્ણવે છે, 'છોકરા અંગ્રેજી વાંચે છે તે સાનગામને આડોશીપાડોશી છાનામાના ઊભા રહે છે " ગૂજરાતી ભાષાના ધ નર ામમા આવી વૃત્તિ સામે 'બુદ્ધિપ્ર ાશ'ના તંત્રી ન્યાયર દલપત ામ લાલબત્તી ધરે છે, "સ્વ ભાષાના ાયદા જૂનોની જેઓને ખબર ખ્યાલ નથી તેઓ પા ખી

ભાષાની સારી માહિતગારી ભાગ્યે જ મેળવી શકે છે" વર્ણસંકરપણા સામે એ ભાષાભિમાનનું સ્પષ્ટ કથન છે, "પરદેશી વિદ્યામાંથી જરૂર હોય તો તેવા નામ લેવા પડે, પણ ગુજરાતની ભાષા તો પાંચમેં વર્ષ થયાં સુધરેલી છે માટે તેને સુધારવાનું જે નામ લે છે તેની ગુજરાતી ભાષાના પંડિતો તો મશ્કરી કરે છે" અંગ્રેજી ભાષાના જ્ઞાન વિષે તેઓ લખે છે, "બ્રિટિશ સરકારના અમલ નીચે રહેનાર દરેક માણસે જો તેનાથી બની શકે તો અંગ્રેજી શીખવું." કેટલું દીર્ઘદૃષ્ટિસંપન્ન શ્રદ્ધાયુક્ત સૂચન છે! જુઓ એમનું સચોટ દર્શન, "એવી ધાસ્તી લાગે છે કે અંગ્રેજી ભાષા પ્રસંગથી એક નવી મિશ્રિત ભાષા, જેવી કે અંગ્રેજી અને ગુજરાતી મળેલી, ઉત્પન્ન થશે" સંસ્કૃત ભાષાના ઋણ અંગે પણ કવિ લખે છે, "પ્રસિદ્ધ શબ્દ મળી શકે ત્યાં સુધી અપ્રસિદ્ધ શબ્દો લખવા નહિ" ભાષા વિષેની એમની વિચારણામાં એક અગત્યનું વિધાન 'બુદ્ધિપ્રકાશ'ની કટારમાં આવું પણ આવે છે, "આ વખતમાં કોઈ કવિ એવી ઇચ્છા રાખતો હોય કે આખા હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ થાય એવી કિતાબ બનાવું, તો તેણે હિન્દી ભાષામાં ને બાળબોધ લિપિમાં (લખવું)"

જીવનચરિત્ર કે સાહિત્યપરિચયના લેખોમાં ઈ સ ૧૮૬૨ના 'બુદ્ધિપ્રકાશ'ની ગુજરાતી ભાષાના પ્રાચીન કવિઓનું પરિચયાત્મક વિવેચન કરતી લેખમાળા નોંધપાત્ર છે એમાં વિગત થોડી છે અને ઊંડાણ નહિવત્ જ છે સામાન્ય પરિચય કે દિગ્દર્શન તેમાંથી મળી શકે ખરું. નરભેરામ કવિ વિષેની એમની નોંધ જુઓ, "(નરભેરામ ભક્તમાં) સંસ્કૃત વગેરે બીજી ભાષા નહિ જાણ્યા છતાં સ્વાભાવિક સમજણ સારી હતી, તેથી જો તે સારી કેળવાઈ હોત તો ઘણો પ્રખ્યાત થઈ જાત" કવિ પ્રેમાનંદ વિષે લખતાં તેઓ વિનમ્ર બની લખે છે, "પ્રેમાનંદને વિસારે એવી કોઈની વાણી સાંભળવામાં આવી નથી. તેના જેવો થનારો કોઈ નિશ્ચે મારી આશા નથી, એ હું ખરા દિલથી

કર્યું છું." અખાની વાણીમાં દલપતરામ મીરાંને જુએ છે એ પણ લક્ષપાત્ર છે. સાહિત્યના ઇતિહાસનું કવીશ્વરનું આ દિગ્દર્શન અનેક પ્રકારે અધૂરું છે. એમાંનાં નિરૂપણો તત્ત્વપરામર્શના સ્વરૂપ નથી પરન્તુ બહુધા 'સ્વાભાવિક સમજણ'નાં છે. આ લેખોનું મુખ્ય ઐતિહાસિક છે. એ જમાનાને તેમાંથી સાહિત્યનો ઇતિહાસ જાણવા મળતો

'પ્રેમાનંદ અને શામળ'માં ચડિયાતી કવિતા કોની એ પરની સાહિત્યચર્ચા 'બુદ્ધિપ્રકાશ'ના ઈ. સ. ૧૮૬૩-૬૪ના અંકોમાં દેખા દે છે, અને એ ચર્ચા અસાર લાગતાં છેવટે તે બંધ પણ કરાય છે. દલપતરામ શામળપક્ષે છે 'ગુજરાત શાળાપત્ર' પ્રેમાનંદપક્ષે છે. શામળની સિનમાપ્રદાયિકતા અથવા સર્વમાન્યતા અને તેની શબ્દાલંકારચાતુરી અને બોધ દલપતરામની રસવૃત્તિને વધુ રુચિકર નીવડે છે. એ ચર્ચાનું તથ્યાતથ્ય હવે સ્પષ્ટતા માગે તેમ નથી. પ્રેમાનંદનું કવિગૌરવ ગુજરાતી સાહિત્યમાં આજે એક પદે સ્વીકારાયું છે. દલપતરામની કાવ્યભાવના, કલાદૃષ્ટિ એમના નિર્ણયને અન્યથા વાળી શકે તેમ ન હતી. નિરૂપણના સૌન્દર્ય અંગે તેઓ બાહ્ય ચમત્કૃતિને જ મહત્ત્વ આપતા હતા. કથામાં તર્કની ક્રીડા એમને ગોભાદર લાગતી હતી. વઢવાણમાં બાળપણના દિવસોમાં જ વણિક મિત્રો સાથે તેઓ શામળને રસથી વાચતા અને એકેક પદ્યવાર્તાઓ એની જ સીધી અસર તરે એમણે લખી કાઢેલી! અલંકારપ્રચુર વ્રજકવિતાનું એમણે વિક્રમની બુદ્ધિએ પાન કર્યું હતું. એમનું ઘડતર જ એમની રુચિને શામળ તરફ દોરે તેવું થયું છે. શામળની કવિતાની વસ્તુનું સિનમાપ્રદાયિકપણું એમણે બનાવ્યું એ મનનીય છે. એમાં એમનું દૃષ્ટિબિન્દુ અપૂર્ણ છે, તેમ છતાં એપાછળનો વિચાર ઉદાત્ત છે. કવિ માટે એક જ મુશ્કેલી હતી આ ચર્ચામાં, રસનિષ્પત્તિનું કલાપ્રયોજન એમણે અત્યંત સંકુચિત રૂપે વિચાર્યું છે. એ ચર્ચાએ પ્રેમાનંદના જીવનની આસપાસ અનેક રોમાંચક 'મશીવનો'—કથાનકોની સૃષ્ટિ પડીથી તો રચી દીધી! શામળ-

પ્રેમાનંદના તેજોદ્વેષની વાત પણ મળતી આવી ! એ સમગ્ર ચર્ચા આપણા વિવેચનની પ્રાથમિક કેડી તો છે જ. પ્રાચીન કવિતાનો નવી પેઢીઓમા એણે પ્રચાર પણ ઠીક કર્યો ગણાય

પ્રેમાનંદ શામળ અંગેની આ ચર્ચા દલપતરામની વિવેચક તરીકેની એક ઝાંખી કરાવે છે પ્રેમાનંદની કવિતામા સાહિત્યતત્ત્વ તેઓ નથી જોતા, એ એમની પૃથક્કરણશક્તિની મર્યાદા બતાવે છે વિવેચનમા તેઓ ઝીણી પરીક્ષા કરી શકતા નથી, કે લાંબી નજરે દરી શકતા નથી. (નર્મદ તત્ત્વસમજ પૂરતો એમનાથી આગળ છે એ નોંધવું જોઈએ ) આપણા સાહિત્યની આ પહેલી વિદ્વત્ચર્ચા કહી ગણાય પ્રાચીન કાવ્યાભિરુચિનુ, કવીશ્વર, એક પાસુ સમર્થપણે એમા વ્યક્ત કરે છે

એલેક્ઝાન્ડર કિન્લોક ફૉર્બ્સને અવસાનપ્રસંગે અંજલિ આપતા દલપતલેખો ઈ સ ૧૮૬૫ ૬૬ના 'બુદ્ધિપ્રકાશ'ના અંકોમા છે. ફૉર્બ્સનુ એમા આત્મીય ભાવે આલેખાયેલુ સુરેખ ચિત્ર છે ફૉર્બ્સની માનવતા એમના આ શબ્દચિત્રે તેમા ઉપસાવી છે આપણા સમાજની ગોરી પ્રજાના અપૂર્વ પરિચયે થયેલી મન સ્થિતિ પણ એમા ચીતરાયામા આવી છે એ લેખમાના થોડા દલપતશબ્દો આપણે અહીં યાદ કરી લઈએ "આ દેશના લોકો કોઈ સાહેબની રીતભાત ઉપરથી અથવા તેના નામ ઉપરથી કલ્પનાઓ કરે છે જેમકે મિ હોપસાહેબને કહે છે કે તે વાણિયા છે વળી કેટલાએક લોક એવુ પૂછતા હતા કે વિલાયતમા મોલકી વાઘેલા, ચહુઆણ અને ચાવડા વગેરે હશે ?" વળી "તે સાહેબ (ફૉર્બ્સ) એવી ફિકર બહુ રાખતા કે મારી સ્વારી આવવાથી કોઈ રૈયતને કશી રીતે અડચણ થાય ફરવા નીકળે ત્યારે રસ્તામા કોઈ મળે તેને પૂછતા હતા કે આ લશ્કર અહીં આવવાથી કોઈ લોકને શી અડચણ હશે ? ' તેમ, "(સાહેબે) મને બોલાવીને કહ્યુ કે મારા પગારમાથી દર મહિને બે રૂપિયા ગરીબ લોક વાસ્તે હમેશા ધર્માદા કાઢવુ. તેના આશરે દોઢસો રૂપિયા ભેગા થયા છે માટે આપણી

મારી અહીં રહે ત્યા સુધી ભૂખ્યુ માણસ હોય તેને, અથવા જે ભિખારી સનાતન લેવા આવે તેને માગ્યા વતી તમે સનાતન આપો " ઉપરાત, "આ ઇતિહાસ વાચીને જે સાહેબ લોકો ફાર્બસસાહેબની પેઠે આ દેશની પ્રજા સાથે મિત્રતા રાખશે તેઓને અહીંની પ્રજા દી વિસારશે નહીં "

આપણા અર્વાચીન સમયના આદિ સુધારક અને વિચારક વીર મહેતાજી દુર્ગારામને અજલિ અર્પતા દલપતરામનો ('બુદ્ધિપ્રકાશ'— ૧૮૭૬ ૭૭) પણ કવિએ આપણા એ જમાનાના અભ્યાસ માટે ઉમેરેલુ એક કીમતી સાધન છે અગત સ્મરણો ઉપરાત કવિ એમા મહેતાજીની નિસ્પૃહ સુધારાધગશને વદે છે આ અને ફોર્બસ અંગેના કવિના લેખમા પ્રશસાત્મક પ્રમાણમા વિશેષ છે, જેટલુ નિરૂપ્ય વ્યક્તિજીવનનુ આતર-અવલોકન નથી બન્ને લેખો તેમ છતા, ભાવનાશીલ આલેખન પામ્યા છે અને મહત્ત્વના નીવડે એમ છે એમા સહૃદયતા અહોભાવમા પરિણમતી પ્રથમ લેખમા કવચિત્ લાગે છતા દલપતરામ માટે એ અનિવાર્ય ગણાય એમા, તેમ દુર્ગારામ પરના લખમા પણ એમની મિત્રનિષ્ઠા સ્પષ્ટ થાય છે, તદ્દીની દ્રષ્ટિએ લખાયેલી એ કેવળ તવારીખ નથી એમા 'શોધ'નુ તત્ત્વ ઓછુ છે, છતા 'અનુભવ' વિશેષ છે 'સત્ય'ની વફાદારી તો છે જ, માત્ર એમા કલાની સહૃદયતાનો ઘેરો રગ છે ખરો 'વિવેક' એમા અલ્પ છે કારણ કે જે તે આ યુ તે સર્વ આલેખવાનો એમા ઉત્સાહ જણાય છે, અને 'વર્ણનશક્તિ' ઉચ્ચ પ્રતિની નહીં છતા ચાસ્સાઈક તો છે જ *

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના અને જમાવટનો ઇતિહાસ નિરૂપતો કવીશ્વર દલપતરામે ઈ સ ૧૮૭૮ના 'બુદ્ધિપ્રકાશ'ના અંકોમા લખેલો લેખ આપણી નવજાગૃતિની કથાનુ એક મહત્ત્વનું પ્રકરણ

* ચરિત્રનિરૂપણમા શોધ સત્ય વિવેક અને વર્ણનશક્તિ એ ચાર ગુણ અવશ્ય જોઈએ' —નવલરામ (નવલગ્રથાવલિ—સ પરીખ પૃ ૧૧૯)

પૂરુ પાડે છે સોસાયટીનો સવિગત ઇતિહાસ ત્યારપછી ત્રણ ગ્રન્થોમા આપણને વીસમી સદીમા પ્રાપ્ત થયો છે, પરન્તુ એના પાયામા દલપતરામના આ લેખે અર્પેલી સહાયનો એ ગ્રન્થત્રયીના આલેખકે યોગ્ય રીતે સ્વીકાર કર્યો છે જ સોસાયટીના ઉદ્ભવ અને તેના પોષણ સવર્ધનમા દલપતરામની સેવા એટલી વ્યાપક અને સ્પષ્ટ છે કે આ સસ્થાના ઇતિહાસમા તેની આલેખક વ્યક્તિનો પણ ઇતિહાસ આવી જાય એ સહજ છે આ લેખમા તેમ થયુ છે એવુ અગત નિરૂપણ મર્યાદિત બની શક્યુ હોત તો ઉચિત ગણાત, છતા સાહિત્યસ્વરૂપ વિશેની ચોક્કસતા એ સમયમા એટલી દૃઢ નહોતી તેથી આપણે માટે તો સોસાયટીના ઇતિહાસમા દલપતરામની તસ્વીર પણ મળે એ બેવડો લાભ જ છે ને? આત્મચરિત્રનો આ લેખમાનો તણાટ અસ્થાને તો ન જ કહેવાય

અન્ય પ્રાસગિક લેખો અને અહેવાલ પણ છે, જેમા કવીશ્વરના ટૂકા વ્યાખ્યાનોની નોધ સમાઈ જાય છે 'પ્રાચીન વિવાહવિધિ' વિશેનો વ્યાખ્યાનલેખ ઈ સ ૧૮૭૬ના 'બુદ્ધિપ્રકાશ'ના એક અકમા છે, પ્રાચીન વિવાહના પ્રકારો એમા સમજાવાયા છે એનુ સ્વરૂપ સર્વથા ધાર્મિક ન હતુ એ ય સ્પષ્ટ થયુ છે કવીશ્વરનુ શાસ્ત્રજ્ઞાન એમા જણાય તેમ છે નવરસની રીતોની સાદી સમજ આપતા લેખ, સાથે ગનની મુસાફરીનો લેખ, કઠવાણ વિશેનો લેખ જનાવર શબ્દ પરની વ્યુત્પત્તિનોધ, વગેરે બીજા લેખો અને કેટલીક બોધક વાર્તાઓ પણ દલપતરામની કલમે લખાયેલ છે બુદ્ધિપ્રકાશ મા જ્યા જ્યા દલપતરામનુ કર્તૃત્વ નિર્દેશાયુ હોય, ત્યા ત્યા જ આપણે લક્ષ આપી શકીએ આમાના ઘણા પ્રકીર્ણ લખાણો સગ્રહવા જેવા છે અને તેની સમીક્ષા આ પ્રકરણમા આગળ કરી છે એમના ગદ્યનો વિશાળ પ્રમાણભૂત પરિચય તો તેમના વિવિધ ગદ્યપુસ્તકો દ્વારા જ આપણે મેળવવો જોઈએ

અંગ્રેજ સરકારની પડધમે ભૂત નસાડ્યા, કારણ એમા એક તરફ ગાયનુ ચામડુ અને બીજી બાજુએ સૂવરનુ ચામડુ હિન્દુ-મુસ્લિમ બન્નેને પરેશાન કરનારુ હતુ, એવી લોકકલ્પનાને દલપતરામ ટકોરે છે બળિયાને વિનંતીના વચનની અશ્લીલતા આમેખતા ગરમાતા કવિ ગ્રામ્ય અવતરણો આપે તો છે જ' મંત્રજંત્રનુ અસત્યપણુ દર્શાવીને આ જમાનામા તેની સિદ્ધિ અશક્ય હોવાનુ દલપતરામ સ્પષ્ટ લખે છે વેદના બ્રહ્મનિરાકરણ મંત્રો બ્રાહ્મણો સિવાયનાઓ માટે ન હોઈ ન લખવાનું પણ તેઓ જણાવે છે' ભૂતનો ભ્રમ એમના સમય પૂર્વે સોગણો હતો, કારણ બુદ્ધિ વધવાનાં સાધનોનો તે કાળે ફેલાવો હતો નહીં, એવુ ય કવિ જણાવે છે. લીંબુ કૂદે, માણસ ધૂણે, ઝાડપાનમાં ભૂત ભરાય, વગેરે અનેક પ્રકારના કિસ્સાઓનુ વાચન રસપ્રદ નીવડે તેમ છે. સાદી, સીધી, વિશદ ભાષા-શૈલીથી આ બોધક અને જિજ્ઞાસાપ્રેરક ગ્રન્થિકાએ ભારે લોકપ્રિયતા સંપાદન કરી.

સોસાયટીનો હેવાલ 'ભૂતનિબન્ધ'નો પરિચય આપે છે, "The first work, Bhut-Nibandh, has met with very marked approbation, not only on account of the purity and vigour of language, but that it is also written in a spirit of freedom of opinion and defiance of prejudice" આમાનું પ્રથમ ગુણદર્શન તેની શુદ્ધ અને જોમભરી વાણીને સ્પર્શે છે, જે આજે એવુ ન લાગે. પરન્તુ બીજું ગુણલક્ષણ દર્શાવાયુ છે તેમાની સ્વતંત્ર—રૂઢિવિરોધી વિચારણાનુ, આજે ય સ્વીકારપાત્ર થાય તેમ છે.

કવિ દલપતરામ ફૉર્બ્સસાહેબને મળ્યા તે પૂર્વે કેવા વાતાવરણનો અનુભવસંગ્રહ કરીને આવ્યા હતા એ આપણે જોયુ છે. એમાં મધ્યકાલીન સંસ્કારિતાનુ શુભ તત્ત્વ હતું, પરન્તુ નવી દુનિયાનો પરિચય તેમાં ન હતો. સ્વામીનારાયણી સભાઓમા અને યાત્રાઓમા, ગઢવીઓ અને કીર્તનકારોમા, સૌરાષ્ટ્રના નાના છતા જૂના ગામ

વઢવાણમાં, કર્મકાંડી બ્રાહ્મણના ગૃહમાં, ગામઠી શાળામાં કે સાધુઓ પાસે વ્રજ અને સંસ્કૃતના અધ્યયનમાં અઠ્ઠાવીસ વર્ષો વિતાવીને આવેલા આ જુવાનમાં એવી શી શક્તિ હશે કે એના ગદ્યલેખનના મંગલાચરણમાં જ એણે પોતાનું પ્રગતિ ઝંખતું વ્યક્તિત્વ, શાણું અનુભવદોહન અને સહજ આલેખન મૂર્તિમન્ત કરી આપ્યું? જીવનવ્યવસ્થામાં બુદ્ધિતત્ત્વનો આદર કરાવવા એ શાથી આગળ આવી શક્યો? ભિક્ષાર્થે પર્યટન કે કર્મકાંડમાં પ્રવૃત્ત રહેલા એ બ્રાહ્મણ જુવાને આવી દૃષ્ટિ ક્યારે મેળવી લીધી હશે? એના સાધનમાં એની સ્મરણશક્તિ, એની નૈસર્ગિક શબ્દપ્રભુતા અને એની પોતાની સ્વતંત્ર વિચારશક્તિ હતી. ફૉર્બ્સની સંમતિવડે લખ્યું એ ખરું પરન્તુ એની જ નહીં, ગૂજરાતની આ પ્રથમ સ્વતંત્ર ગદ્યકૃતિ આટલી સ્વસ્થતા અને આટલી સરસતાથી એણે લખી એમાં દલપતની પ્રતિભાને જ યશ આપવો ઘટે. એના અંગ્રેજી ભાષાન્તરના પુરોવચનમાં ગુણજ્ઞ ફૉર્બ્સ લખે છે, "He is distinguished by sound sense and a genuine humour. A keen observer and possessed of a retentive memory, he has had opportunities of observation permitted to few." શક્તિ તથા અનુભવ બન્નેનો આ કૃતિમાં કવિ દલપતરામ આપણને પરિચય આપે છે. એમાં વર્તાય છે તેમની નિર્ભીકતા, તેમની વિચક્ષણતા અને તેમની શબ્દસિદ્ધિ.

ફૉર્બ્સ સાથેના ગુજરાતનિવાસસમયે લખાયેલો કવિનો બીજો ગદ્યનિબન્ધ છે "જ્ઞાતિનિબન્ધ". ફોર્બ્સે એનો અંગ્રેજી અનુવાદ કર્યો છે. આપણી જ્ઞાતિવ્યવસ્થા ખ્રિસ્તી પાદરીઓ માટે એક ગૂંચ હતી. એ તરફ તેમની ટીકા સદાય સુધારેલી જ રહેતી. સરકારને પણ એ સામે વલણ રાખવાનું એમનું દબાણ રહ્યા કર્યું. દલપતરામ આ નિબન્ધદ્વારા ઘણી ગેરસમજ દૂર કરે છે, આપણી તેમ પરદેશીઓની. રસેલ ઇનામનું પારિતોષિક પામી ચૂકેલો આ નિબન્ધ દલપતરામની એક અભ્યાસપૂર્ણ

કૃતિ છે જ્ઞાતિની સસ્થા રી રીતે અસ્તિત્વમા આવી, એના ભેદપ્રભેદનુ સ્વરૂપ કેવુ છે, જ્ઞાતિ જ્ઞાતિના આચાર કેમ નોખા પડે છે, એ સસ્થાના લાભાલાભ શા, એ ચાર પ્રશ્નોને અનુલક્ષીને લેખકે આ સુયોજિત નિબન્ધ રચેલો છે વર્ણવ્યવસ્થા પરમેશ્વરસર્જિત નથી, સાચી વર્ણવ્યવસ્થાનો આધાર છે કેવળ ધર્મ પર—ધર્માનુસાર વર્ણ એ જ સાચુ, એ બે વાતો પ્રારભમા જ દલપતરામ સમ નવે છે જ્ઞાતિભેદના મૂળમા બ્રાહ્મણો હોવાનુ જણાવીને દ્વિજ દલપતરામ લખે છે કે દક્ષિણમા નથી એટલા તડ ગૂજરાતી બ્રાહ્મણોમા છે[1] આપણા ચારે વર્ણ જગત્ સમસ્તમા મળે તેમ છે, જો આપણે વર્ણને ધર્મપ્રતિષ્ઠિત માનીએ તો એ દલપતકથન એમનુ સમ્યગ્દર્શન સૂચવે છે જ્ઞાતિસસ્થાની દુર્દશા એવી હતી કે તેનુ મૂળ રહસ્ય લોપ થયુ હતુ અને પન્દરી પાદરીઓનુ આક્રમણ તેથી ખાળવુ ઘણા માટે અશક્યવત્ નીવડ્યુ હતુ ઘણા દેશબન્ધુઓને ય જ્ઞાતિ જ સર્વ અનર્થોનુ કારણ લાગતી પ્રજાને નિર્જીવ થતી છતા ચાલતી આવેલી જ્ઞાતિસસ્થા તજવી રુચતી ન હતી "'પ્રાર્થના સમાજે' જ્ઞાતિભેદના નિવારણની વાત તેથી જ ન્હાય કોરે રાખેલી' કવીશ્વર આ કારણે જ ખુલાસો કરતા હશે, "મારો વિચાર હિન્દુશાસ્ત્રથી ઊલટો નથી, અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ તથા મનુસ્મૃતિ વ મે સારી પેઠે તપાસી જોયા છે, પણ બીજી નાત્યના બ્રાહ્મણોની કન્યા પરણવાથી અથવા રાધેલુ જમવાથી વટલાય કે પાપ લાગે એવુ કોઈ ઠેકાણે લખેલુ મારા જોવામા આવ્યુ નથી" આપણા ધર્મગ્રન્થો ભણવા નવિ ભલામણ કરે છે મદ્યપાન, સુવર્ણચોરી, વગેરે કરતા પારનાનુ પાણી પીવુ એ મોટુ પાપ મનાવુ થયુ એ આપણી જડતા પર તેમનો કટાક્ષ છે'

[1] જ્ઞાતિભેદ થવાના કારણોમા દલપતરામ ધધો રોજગાર, સ્થળફેર, કલહ, વગેરે ગણાવે છે. તેઓ ઉમેરે છે, "જુદી નાત્યો થવાનુ કારણ જ કળિયુગ (લડાઈટાળ) છે, પણ જ્યારે સારી વખત પરમેશ્વ

આપણને દેખાડશે, ત્યારે તો આપણે માંહોમાંહી ઘણો સંપ કરીને એકઠા થઈને રહીશું." પરદેશમાં ફરીએ—દેશાટન કરીએ તો અમુક કપડાં પહેરીને અમુક કરાય—અમુક ન કરાય-એવા એવા ક્ષુદ્ર રૂઢ આચાર આપોઆપ જાય, તથા ઐક્ય જાગે એમ પણ દલપતરામે લખ્યું છે. વાણિયાનો દીકરો દૂરથી પણ લાડુમાં સોપારીનો કટકો ફેંકે તો ય બ્રાહ્મણ ચાલ્યો જાય; નાતની પંગત વચ્ચેથી મુસલમાન છોકરો દોડતાં એનાં પગલાં લગીની પતરાવળીઓના લાડુ કોરે રાખી, બીજું બધું ફેંકી દઈ, પછી લાડુ ભૂટનાં પેલા કોરે કરેલા લાડુ પણ પીરસી દેવાય; દેડનું ય ઘી તો બ્રાહ્મણને ય ખપે;—વગેરે પ્રચલિત રિવાજો-રહેણીનું આકર્ષક ઉમેરણ આ ગંભીર ચર્ચામાં છે. ગરીબની આબરૂ ઢંકાય, સદાવ્રતાદિની સરલતા સચવાય, વ્યવહારની સગવડ રહે, વગેરે જ્ઞાતિના લાભ બતાવી, દલપતરામ પરદેશગમનપ્રતિબંધ, વ્યભિચારપ્રસાર, આદિ તેના ગેરલાભ પણ દાખવે છે! અંગત અનુભવો તેમજ તેમાંથી મળતો બોધ પણ આ કૃતિમાં લેખકે વ્યક્ત કરેલ છે. એમાં તેમની નિખાલસતાની પ્રતીતિ થાય છે.

જ્ઞાતિઓની ઉત્પત્તિ અને તેની યાદી, સૂરતમાંની ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં હયાત એવી બરસો ને સાત ન્યાતોની લાંબી ટીપ, વગેરે આજે પણ માહિતીની દૃષ્ટિએ ઉપયોગી થાય તેમ છે. દલપતરામનું એક સ્પષ્ટીકરણ તેમની નિદાનસમજ સૂચવે તેમ છે, "નવેણ, આભડછેટ, જે વધની પાળે તેની નાત્ય બ્રાહ્મણોમાં ઊંચી કહેવાય છે. તે સઘળી રીત આ દેશના નાગર લોકોમાં ઘણી ચાલે છે અને એવા બંદોબસ્ત રાખવા તે પૈસાવાળાનું કામ છે, તથા થોડાં માણસોમાં ચાલી શકે છે." જ્ઞાતિઆચારના ઊંચાનીચાપણાનો સમગ્ર લોકવિચાર આર્થિક પાયા પર યથાર્થપણે મૂકવાનું દલપતરામનું વલણ આધુનિક છે. સામાજિક રિવાજોને ધર્મ સાથે સંબંધ નથી પણ આર્થિક પરિસ્થિતિ પર તે અવલંબે છે એ નિદાન અહીં સ્પષ્ટ વિચારસ્વાતંત્ર્ય દર્શાવે છે.

પોતે ગૂજરાત આખું ફરી વળ્યા છે અને ગૂજરાતી જનરંગ જોવાની એમને ઘણી તક મળી છે એ અર્થના પ્રાસ્તાવિક કથનની સાબિતી સમી ભરચક વિગતો તથા દૃષ્ટાન્તપૂર્તિ આ ગ્રન્થને આજે પણ રસિક બનાવે તેમ છે દલપતરામ આ ગ્રન્થમાં ઉચ્છેદક વલણ ધરાવતા નથી, એમનો સ્વભાવ જ રચનામાં રાચનારો છે ગુરુશિષ્યના છેલ્લા ગૂંથેના સંવાદમાં એમણે સૂચવ્યું છે કે આચાર જ્ઞાતિથી વિરુદ્ધ ન હોય, પણ જ્ઞાતિસ્વરૂપની સાચી સમજ તો આવશ્યક છે જ ધીમે ધીમે સુધારો કરવાની એમની હિમાયત આની પાછળ લાગે છે ટેલરસાહેબને ત્યાં, પાદડા અને પાણી કુદરતના જ જાણતા હોવા છતાં, લોકાચારના આદર અર્થે જ, કવીશ્વર ચા પીતા નથી! ફોર્બ્સ અને મુંબઈની 'બુદ્ધિવર્ધક સભા'ને વિલાયત જવાની પોતાની તૈયારી જણાવતા કવિ દલપતરામ, મહીપતરામને બદલે પોતે પરદેશ ગયા હોત તો નાતનું ઘમસાણ ન થયું હોત એમ પણ કહે છે!—એ બન્ને વિરોધાભાસી દૃષ્ટાન્તોમાં દલપતરામનું વલણ તો એક જ છે, રૂઢિના સ્વીકાર વા તેના ઉલ્લંઘનમાં અન્તઃકરણને પ્રમાણિકપણે અનુસરવાનું જ પરદેશી—પરધર્મીને ત્યાં ચા પીવાની ના પાડે એ ખાનગી રહે તોપણ, અને પરદેશ જવાની જાહેરમાં તૈયારી બતાવે અને એથી જ્ઞાતિ પોતાની વિરુદ્ધ નહીં જાય એવી પોતાની વ્યવહારદક્ષતામાં શ્રદ્ધા રાખવે, એ બન્નેમાં કવિ સ્વસ્થ, અડગ છતાં સૌમ્ય રીતે હૃદયના અવાજને અનુસરવાનું જ માત્ર વલણ દર્શાવતા નથી? લોકાચારને માન પણ આપવું અને મહત્ત્વના વિશાળ હિતકારક સિદ્ધાન્તોમાં લોકાચારને દક્ષતા અને મધુરતાથી વાળવો, એ કવિનું વ્યક્તિલક્ષણ જ રહ્યું છે

'પુનર્વિવાહપ્રબન્ધ,' મુંબઈની પારસી જ્ઞાનપ્રચારક મંડળીનું રૂા દોઢસોનું ઇનામ જીતી ગયેલો નિબન્ધ છે શરૂઆતનો વસ્તુસૂચક દ્વિઅર્થી શ્લોક સંસ્કૃતમાં છે. સાદી ભાષા, વિચારશીલ સુધારક વલણ, વ્યવહારનિપુણનું શાણપણ આ કૃતિમાં પણ છે આ કૃતિનું રચનાવર્ષ

છે ઈ સ ૧૮૫૨ ૫૩ ઈ સ ૧૮૫૭મા એવો જ સામાજિક વસ્તુનો નિબન્ધ તે 'બાળવિવાહનિબન્ધ', 'બાળોઢાભ્યાસપ્રકરણ' તે પછીના વર્ષની કૃતિ છે જેની બે કૃતિઓ વસ્તુત એક જ સયુક્ત નિબન્ધ રચે છે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીની જાહેર નિબન્ધસ્પર્ધાના પ્રથમ પારિતોષિક આ નિબન્ધમા કવિ દલપતરામ તેમ શ્રી સાકળેશ્વ જોશી બન્નેને સરખે હિસ્સે મળે છે કવિ દલપતરામ આ નિબન્ધના પુરોવચનમા પોતાનો આશય સમજાવે છે, "મે પણ પરોપકારનુ કામ જાણીને તથા મારા સ્વદેશીઓનુ કલ્યાણ ઇચ્છીને તથા વિદ્વાન લોકોની પ્રસન્નતા પામવા સારુ આ નિબન્ધ પરમેશ્વરની સહાયતાથી મારી બુદ્ધિ પ્રમાણે બનાવવા માડ્યો" કવીશ્વરના સર્વ લખાણોનો આશય અને એમાનુ તેમનુ વ્યક્તિત્વ અહીં પ્રગટ થાય છે અહીં એમ ઉમેરીશુ કે કવિની પ્રસ્તાવનાઓ મુદ્દાસર સ્પષ્ટ, સૂચક અને માર્ગદર્શક હોય છે એમાથી લખાણ અને તેના લેખક વિષેની જાણવાજોગ ઘણીખરી વિગતો મળી રહે છે એમા સક્ષિપ્તતા અને સ્પષ્ટીકરણનો ગુણ હોય છે

વિદ્વાન વર્ગને પ્રસન્ન કરવા અર્થે હોય તેમ કવિ નિરૂપણને અહીં મડિત કરે છે રૂપકયોજના અને ચિત્રવર્ણનોની એમા યોજના છે, એટલુ જ નહિ, વ્રજ ભાષા અને સસ્કૃત ભાષાના અવતરણો પણ વચ્ચે વચ્ચે ગૂથાયેલા છે લેખક એ જણાવવુ પણ ચૂકતા નથી કે 'વાચીને વિચાર કરવાથી સ્ત્રીના મનનો સુધારો થાય એવી (કૃતિ) છે માટે સર્વે બાઈઓને આ ચોપડી ('બાળોઢાભ્યાસ પ્રકરણ') વાચવાની ભલામણ કરીએ છીએ' દલપતરામને જ આપણે આગળ વાચીએ, "વર્નાક્યુલર સોસાયટીએ પ્રશ્ન પૂછ્યો જે નાનપણમા લગ્ન કર્યાથી શા શા ફળ થાય છે હવે તેનો જવાબ વિચારતા ઝાડ વિના ફળ હોય નહીં, માટે બાળોઢાક (બાળલગ્ન) વૃક્ષ, એટલે નાનપણમા લગ્ન, એવા નામનું ઝાડ, કલ્પીને તે ઊભુ દેખાડ્યુ છે, તેથી માલૂમ પડશે કે, એ ઝાડના મૂળના ખાતર કેવી જાતના નખાય છે, કે એને સો આઠ ગો દન્યા ડાળ લોકો સમજે ક,

તેથી નાનપણમાં પરણાવે છે. બીજું, કુળવાન વર પામવા સારૂ......," "તેથી તો લેખક શાસ્ત્રીય આધારરૂપી પાયો લઈને એ અનિષ્ટપોષક આચારને ખોદી નાખે છે અને વૃક્ષનાં ઝેરી ફળોને નજર આગળ ધરે છે. બાળલગ્નના અનિષ્ટોમાં તેઓ વ્યસન, ચોરી, વૈરાગ્ય, નિરુદ્યમ, કન્યા-વિક્રય, આદિ દૃષ્ટાન્તો સહિત બતાવે છે. ક્યાંક પ્રકોપ પણ છે, "આગ લાગો તમારી એવી આબરૂમાં." શાણી સલાહ કવિ આપે છે, "જ્યાં સુધી ગળવાની શક્તિ ન હોય, ને પારકે તાબે રહેવું, ત્યાં સુધી પરણવું એ કંઈ ઠીક નથી." માબાપની સંમતિ અને વર-કન્યાની અન્યોન્ય પસંદગી માત્ર શાસ્ત્રમાં જ બતાવાઈ નથી પરંતુ આપણા લગ્નપ્રસંગના લોકાચારોનો આશય પણ પરણનારાઓના મન મેળવવાનો જ છે, એ કુશળ સુધારકની રીતે કવીશ્વરે વિગતે સમજાવ્યું છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને આઠથી દશ વર્ષની વયે જનોઈ, પછી બાર વર્ષનો વિદ્યાભ્યાસ અને તે પછી જ સુલક્ષણા કન્યા એવા બ્રહ્મચારીએ શોધવી એ શાસ્ત્રકથનની યાદ આપીને દલપતરામ કન્યાના એક મદનના સુલક્ષણ રૂપ તેનું યૌવન સૂચવે છે. અમરકોષ અને ભાગવતનો આધાર લઈ તેઓ યૌવનનો ઉઠાવ પંદર સોળ વર્ષ પછીનો જ બતાવે છે. કુળશ્રદ્ધા એ તેમના સંસારની સમયસહજ મર્યાદા છે, તેથી જ અમુક કોમના લક્ષણ રહે જ એવું તેઓ વારંવાર બતાવે છે અને પરજ્ઞાતિના લગ્નની તો તેઓ વિરુદ્ધ જ છે. યાદ રહી જાય તેવા ટુચકાઓ, ફૂલણજીની ગરબી અને ચિત્રબન્ધો આ નિબન્ધમાં આકર્ષણ પ્રેરે છે. હલકી સ્ત્રીઓનું અશ્લીલ બોલવું તે આવા શાસ્ત્રીય અને સુધારાના નિબન્ધમાં આલેખાય, એ સુરુચિનો ભંગ કરે તેમ છે શામળ ભટ્ટમાં આવું હોય જ, એ નોંધવું રસપ્રદ થશે 'બાળવિવાહ-નિબન્ધ' અને 'બાળોઢાભ્યાસપ્રકરણ' નિબન્ધમાં આજે મર્યાદિત સુધારકપણું લાગે ખરું, છતાં એ જમાનાની વિચારશીલ પ્રગતિ-અભિલાષા પ્રતિબિમ્બિત થાય છે. નિબન્ધની લખાવટ શ્રમ અને કળા બન્ને દાખવે છે.

“શહેરના સુધારા વિષે નિબન્ધ,” ઈ સ ૧૮૫૮મા દલપતરામ આપણને આપે છે પ્રગતિમા રાચતા નાગરિકનુ એ રચનાત્મક નિવેદન કહી શકાય સર થિયોડોર હોપની પ્રેરણાથી આ નાનો નિબન્ધ લખાયો છે રસ્તા વિશાળ અને પાકા બધાવો તે પર પાણી છટાવો, ઝાડ કઢાવો, પોળોના એઠવાડ ખુણામા ન નાખો, રસ્તામા નાત ન જમાડો, કસાઈવાડો અને ઢોર ઉતરવાની જગ્યાને અલગ રાખો, એમા આભડછેટ ન વિચારો પણ ગંદકીને સમજો, દીવાબત્તી નખાવો, દારૂની ભઠ્ઠી તથા નીંભાડાનું સ્થળ પણ અલાયદા જ રાખો, ‘આસ્પિટલ’ બંધાવો, ઢોર છુટા ન રાખો, વગેરે નાનીમોટી નગરસુધારણાની આજે કદાચ સામાન્ય જણાય છતા એ જમાનામા તો અત્યત આવશ્યક અને અસાધારણ એવી નક્કર સૂચનાઓ એના કવિએ સમાવી છે સરકારે નિષ્ક્રિય ન રહેવુ જોઇએ એવી ટકોર પણ તેમા છે ફોર્બસને સુરતમાની સુધરાઈ વેરા સામેની લોકહિલચાલને શાન્ત પાડવામા દુર્ગારામ મહેતાજી સાથે શેરીએ શેરીએ ભાષણો આપીને કવીશ્વરે સંગીન સહાય કરેલી એ અનુભવ જાણે આ કૃતિમા નીતરી આવ્યો છે સાદો લાગતો આ વિષય એ જમાનાનો ‘ભગીરથ’ મહત્ત્વનો વિષય હતો દેશની વસતિને જ સુધારવાની ન હતી, જડ થયને અર્વાચીનતાના અજવાળા અર્પવાના હતા એ જમાનામાં ‘શહેર સુધારા વિષે નિબન્ધ’ તેથી જ મહત્ત્વનો નીવડ્યો હતો.

કવિ દલપતરામના નિબધોમાના મુખ્યના આ ગુચ્છનો સમગ્ર વિચાર દર્શાવે છે તેમ, એમા દલપતરામનો વિષય લગભગ સર્વ સામાજિક સુધારાને લગતો છે અજ્ઞાન અંધશ્રદ્ધા, અનુકરણ અને અસાર રસમોનો અંધકાર દૂર કરવાની એમા સદ્ભાવ અને સવિચાર ડોકિયા કરે છે કવિત્વમા બહુશ્રુતતાનો સભાર અને અનુભવની હળવી પેરી બાન છે પવિત્ર નિશ્ચય અને જીવનનિષ્ઠાપૂર્વક એ સર્વ લખાયેલુ લાગે છે સામાજિક માન્યતાના એ શૃગાર છે, દેખાદેખીના કે સુધારકમા ખપવાના

એમા પ્રયત્ન નથી આ નિબધોમાનુ વ્યક્તિત્વનુ આવુ સાચાપણું એ સૌથી વિશિષ્ટ ગુણ છે એમા અગત અનુભવોનુ નિખાનસ બયાન કે પોતાની ક્ષતિઓ કે પોતાની ભ્રમણાઓનો પ્રતિહાસ આલેખતા તેમની સચ્ચાઈ ઝળકી રહે છે આ ઉપરાત આ નિબધોમા અભ્યાસનુ નીતર્યું અખડ વહેણ પણ છે ગૂજરાતના સમકાલીન જીવનનો જ માત્ર એમા વિચાર નથી, એમા આપણા અગત્યના પુરાણા ગ્રન્થોનુ વિવરણ પણ છે, સ્પષ્ટીકરણ પણ છે આપણા પ્રચલિત જનરિવાજોના રહસ્યનો એમા સમતોલ વિચાર છે. લખાવટ સીધી સાદી છતા વ્યવસ્થાબદ્ધ તથા સુયોજિત છે ઇષ્ટ વસ્તુ વિચારના નિરૂપણમા સુસ્પષ્ટ ક્રમયોજનાનો નકશો આખી લીધા પછી જ લેખક આગળ વધે છે એમની વિચારશક્તિ સગીન અને તેથી જ પારદર્શક છે દી બ ઝવેરી * તેમની આ "A natural gift for clear thinking"નો સુયોગ્ય નિર્દેશ કરે છે જ એ શક્તિ સર્વદા દૂરગામી નથી નીવડતી એ સ્વીકારવુ પણ ઘટે વિસ્તારની તુલનાએ ઊડાણ આ નિબધોમા ઓછુ લાગે તો નવાઈ નહીં આ નિબધો એટલે કદમા મોટા વિસ્તૃત નિબધો જ છે એમા વિષયની ગભીર વિચારણા અને ક્રમબદ્ધતા પણ છે વચ્ચે ક્યાક ગરબી ગૂઢાર્થ હોય કશાક ચિત્ર સ્પર્શ પણ આવતા હોય, કિસ્સાઓનુ કથન તો હોય જ, કૃતિનુ તારતમ્ય રજૂ કરતા કલ્પિત સવાદ પણ વચ્ચે આવી જાય, એવુ આ નિબધનુ સ્વરૂપ છે એમા ગભીર્ય છે તેમ હળવુ વિનોદી દૃષ્ટિબિન્દુ પણ છે લોકકેળવણીના આપણા અર્વાચીન આરભમા એ સમર્થ અને યશસ્વી અર્પણ નાધાવનારા, સુશ્લિષ્ટ અને પ્રાસાદિક શૈલીના સુવાચ્ય નિબધો—નામા નિબધો છે

એમનુ ગદ્યસાહિત્યનુ દ્વિતીય સુરૂ છે એમના નાટકો, 'મિથ્યાભિમાન' જેવી ગૂજરાતી નાટ્યસાહિત્યની એક ચિરજીવી અને વિશિષ્ટ

* *Further Milestones in Gujarati Literature*—K. M. Jhaveri

હાસ્યરસની રચનાનો જેમા સમાવેશ થાય છે 'સ્ત્રીસભાષણ' અને 'લક્ષ્મી નાટક' પણ આ વિભાગમા આવતી કૃતિઓ છે એ બન્નેનો સમાન ગુણ છે એમાનુ હાસ્યતત્ત્વ, જે ક્યાક સ્થૂલ પણ થાય છે ખરુ !

ઈ સ. ૧૮૫૪મા ફૉર્બ્સસાહેબ માટે રચીને વિનાયત મોકલાવા લેલી એમની કૃતિ 'સ્ત્રીસંભાષણ' અથવા 'ગુજરાતી બાઈડીઓની વાતચીતનુ વર્ણન' વસ્તુત સંવાદાત્મક રચના છે એમના જમાનામા એ કૃતિને 'નાટક' કહેવાય છે * એમા કેટલાક દશ્યો સંવાદના રૂપમા લખેલા છે, પણ કશા જેવુ કશુ જ અગત્યનુ નાટ્યતત્ત્વ એમા નથી કોઈ પણ દેશને સમજવા માટે એનો ઇતિહાસ, એનો સમાજ, એનુ સાહિત્ય, આદિ જાણવા જોઈએ, પરન્તુ સ્ત્રીઓની બોલી જાણવા સિવાયનુ એ સર્વ જ્ઞાન અધૂરુ જ રહે એવુ ફૉર્બ્સને લાગતા પોતાના શિક્ષણની પૂર્તિરૂપે દલપતરામ કવિએ આ સંવાદ રચ્યો આ કૃતિના ગર્ભમા વધુ ગહનુ રહસ્ય પણ છે, દલપતરામની વાણીમા જે સ્ફુટ કરવામા આવ્યુ છે

> "સ્ત્રીઓ સુધરશે તો સકળ ઉત્તમ થશે અથાગ,
> પૃથિવી સુધરે તો જ ત્યા પાકે સારો પાક"

'સ્ત્રીસંભાષણ'મા આપણા સમાજજીવનનુ રમણમય ચિત્ર છે ગ્રામ્ય લાગે એવા પ્રસંગો તથા એવી ઉક્તિઓ એમા છે પુરુષ અને સ્ત્રી વચ્ચેની પ્રવર્તતી સામાજિક વિષમતાનુ મૃદુ સૂચન તેમા જોઈ શકાય છે ગૂજરાતી સમાજનુ ગૃહજીવન અને વિશેષત સ્ત્રીના સ્વભાવ અને વર્તનનુ એમા સુરેખ આલેખન છે આપણી ભાષાના ઘરગથ્થુ તળપદા સ્વરૂપનુ, એ જમાનાનુ જ ગણવુ હોય તો તેમ એમા સાંગોપાંગ પ્રતિબિંબ પાડવામા કવિ સફળતા મેળવી શક્યા છે

* "તે નાટક એવુ તો સારુ લખાયુ છે કે તમા કશી કસર રહી નથી."—ભોળાનાથ સારાભાઈ દિવાનદાસ (૧૮૫૪)

આ નાનકડી રસિક રચનાને આપણી ગૃહજીવનની આરસી કહી શકાય તેમ છે. પંડિતો અને અભ્યાગીઓ માટે તો એમાં 'શિક્ષણ'નું તત્ત્વ પણ જડશે! શિષ્ટ સાહિત્યકાર દલપતરામની કૃતિઓમાં જે લોકસાહિત્યની ગુણસમૃદ્ધિ મળે છે તેનો સૌથી સફળ આવિર્ભાવ કદાચ 'સ્ત્રી-સભાપણુ'માં થયો છે. આપણી બોલી જ નહિ, આપણા વ્યવહારનું પણ એમાં વાસ્તવિક દર્શન કવીશ્વરે કરાવ્યું છે. ફૉર્બ્સને શિક્ષણ આપવા આ કૃતિ રચાઈ હતી એ આપણે જોયું છે; આપણે એ ધ્યાનમાં રાખીને એમ પણ કહી શકીએ કે શિક્ષણ કેવું વ્યાપક હોવું ઘટે અને તે કેવું રોચક સ્વરૂપે વહેતુ થવું ઘટે એનું પ્રત્યક્ષ ઉદાહરણ આ કૃતિ પૂરું પાડે છે. દુનિયાને જાણવા ઘર જાણવું જોઈએ, અને ઘર એટલે જ ઘરવાળી—ગૃહિણી; તેથી જ 'સ્ત્રીસંભાપણુ' આપણી એક અગત્યની કૃતિ છે. આજે લગભગ એક સૈકો આ કૃતિની રચનાને વીતે છે, તેમ છતા એમાનુ વાસ્તવિક ચિત્રણ શુ ઐતિહાસિક જ ગણાય તેવું છે?

(સ્ત્રીને સબોધવા સતાનનામનુ સબોધન કરાય, 'બાઈડીઓએ' બીજે ઘેર જતા વરને પૂછવાનું હોય, 'બાઈડીઓની' વાતો ખૂટે જ નહીં વાસ્તે ઘણી વિચાર કરીને નાનુ છોકરુ હોય તેને સાથે મોકલે, મૃત્યુખબરે રોયા વિનાનુ 'સનાન' અધૂરુ કહેવાય, શોક્યના પગલા કરાવીને તે કોટમા રાખવાથી ભૂત ન નડે, ચાળીસ વરસ લગીની વહુથી સમગ સાથે વાત ન કરાય, રડવા જતી સ્ત્રી પોતે કોનુ રડે છ એ ય જાણતી ન હોય,—'સ્ત્રીસભાપણુ'મા આવુ આવુ ઘણુ માર્મિક નિરાજનિરુપણ છે. આપણા મધ્યમ વર્ગમા શુ એમાનુ ઘણુખરુ હજી ય મળવુ વિરલ થયુ છે ખરુ?) છોકરાને પગે કરવા (પગે બેસારીને ઝાડે ફરાવવા), કુખ ન ફાટવી (સંતતિ ન થવી), "લ્યો રાખો, ટાઢાં પેટ, વસ્તા પેટ, દીકરા જણજો ને ઘર ભરજો" એવું બહુને આશીર્વચન, આદિ પ્રયોગો લક્ષ ખેચે તેવા છે. "હાસો

ને વાળો, ભાઈને ધુમણિયે ઘાલો, ભાઈ મારો અટાગે, ઘી ને ખીચડી ચટાડો; ભાઈ મારો હનૈયો, ભાઈને ભાવે ગૈયો, ગેર પડી છે ગોગિમાં, ભાઈ ગમે છે દેગિમાં; દેગિયે દેગિયે દીવા કરું, ભાઈ સાકાગનો નિકીવા કરું"..... આપણાં લોકગમ્ય હાનગડાં ય તેમાં છે આપણે આ કૃતિનો એક સવાદભાગ વાંચીએ :—

ખેડૂત—એક અંગ્રેજી કાગળ મારી પાસે છે, તે મારે કોઈને વંચાવવો છે, તે કોને વંચાવું ?

મછી શેઠાણી—સામા ઘરમા એક અંગ્રેજી ભણેલો વાણિયો રહે છે, તેને વંચાવ.

ખેડૂત—એ વાણિયાનુ નામ શુ ?

શેઠાણી—એનુ નામ મારાથી લેવાય એવુ નથી, તારાચંદના બાપાના નામે નામ છે

ખેડૂત—એનુ નામ માણેકચંદ શેઠ છે ?

શેઠાણી—ચંદ નહીં. લાલ કહેવાય છે.

ખેડૂત—એનું નામ માણેકચંદલાલ છે ?

શેઠાણી—ઓ તારાચંદ, અહીં આવ પેલો અંગ્રેજી ભણેલો તારા બાપને નામ છે, તેનું નામ આ ખેડૂતને કહે

તારાચંદ—માણેકલાલ

શેઠાણી—હા, એ. તમારા ઘરવાળા કેમ વેગળા ઊભા થઈ રહ્યા છે ?

ખેડૂત—માથે આવી છે.

શેઠાણી—અટકાવ આવ્યો છે ?

ખેડૂત—હા ......(ઇત્યાદિ).

'મિથ્યાભિમાન'ની કૃતિમાં એવા અનેક પ્રસંગો ગુંથાયા છે કે જેને વર્ણવતાં આવા અનેક સંવાદરંગો ટાળી શકાય નહિ. કવિના વિશાળ લોકસંપર્કનું આ કૃતિમાં પ્રતિબિંબ પડે છે.

સમયક્રમની દૃષ્ટિએ 'મિથ્યાભિમાન'ની પૂર્વે લખાયેલી '**લક્ષ્મી નાટક**'ની કૃતિ ઈ. સ. ૧૮૫૧માં રચાઈ છે. ફોર્બ્સસાહેબે વાંચી બતાવેલા અને સમજાવેલા ગ્રીક નાટકકાર એરિસ્ટોફેનિસના 'પ્લુટાસ' (ધનદેવતા) નામક નાટકનું અંગ્રેજી ભાષા લિપિ ન જાણતા કવિ દલપતરામે કરેલું આ રૂપાન્તરનાટક કલાદૃષ્ટિએ કવિનું એક નબળું લખાણ છે. ઉત્સાહી સાગ્રાહક અને લોકોપદેશક સુધારક કવિ દલપતરામનો આ પ્રયત્ન પ્રયત્ન જ રહ્યો જણાય છે. "ગૂજરાતી લોકોના સમજ્યામાં આવે એટલા સારુ અમે ગ્રીક લોકોની ચાલ છોડીને હિન્દુ લોકોની ચાલ લીધી છે," એ કવિકથન આપણા એ પ્રથમ નાટકની રચના પાછળનો નિહિત હેતુ સ્પષ્ટ કરે છે. કવિશ્રી ન્હાનાલાલ આ નાટકને 'લક્ષ્મી ગુર્જરોનું પ્રહસન' કહે છે. પ્રસ્તાવનામાં નાટકનો 'સારાંશ' લેખક દલપતરામે આપ્યો છે, "અન્યાયથી, અધર્મથી તથા ચાડિયાપણાથી ધન પેદા કરવું નહીં." નાટકના નિરૂપણમાં ગ્રામ્યતા, અશ્લીલતા, અનિશના અને નિરર્થકતા પણ ઘણી વાર પ્રવેશે છે. ભીમડાના પાત્રદ્વારા લેખકે હાસ્યની અતિમાત્રા સર્જી છે. સંવાદો ફિક્કા પડે છે, સંકલના સુઘડ લાગતી નથી. દરિદ્રતાપક્ષી દેવીને આગળ મુખ્ય પાત્ર ધીરસિંહ ગરાસિયો પૂરતું મનોબળ દાખવી શકતો નથી. શ્રીમન્તવર્ગ કે વકીલો વર્ગના કટાક્ષ સૂચક છે. "ઝાની રાખવા તો" (રાખીએ તો), "કઉં છે" (કહ્યું છે), "તોઅ પણ" (તોપણ), ક્યાણુ—કેમ—એમ—અને—પાણી આદિમાંનો અનુસ્વારપ્રયોગ, નાટકના ગદ્યનો ખ્યાલ આપે તેમ છે. "ભાઈ, અમે તો હજી કોઈ દહાડો અદાલતમાં આવ્યા નથી જે જૂઠ બોલતા આવડે," કે, 'વૈદ વિના આ માઠા લોકોને કોણ મારી નાખતું હશે?" જેવા કટાક્ષો ચોટદાર છે. ફાતમાબીબી સાથેનું

ભીમડાનુ સભાષણ અરુચિ-ર સૂચનોથી અ ન્તિ છે એ સાથે ભીમડાના શીમન્તવર્ગાદિ પગના ક્ટાક્ષો વેધ- પણ છે. ગોસાઈજીની વાણી પણ સુરુચિ સામે ઠીક બળવો ઉશ્કતી જણાય છે ' પાત્રપ્રવેશ ઘણી ના-ટક ગો નીવડે છે, તેમ સવાદ કૃત્રિમ થઈ જાય છે. પ્રમાણમા કેટલા-પાત્રોનુ આલેખન વાસ્તવિક થયુ છે. સાત ભાગ (પ્રવેશ)ની આ કૃતિની સમગ્ર અસર આવી ઊડે તેમ છે. ગૂજરાતની લક્ષ્મીને સત્કાર્ય નિરે રેનારનાની, શુભ ભાવનાદ્વારા એની ઉપાસના કરવાની સફળ અપીલ કરનાર નીશ્વર આ નાટ-નુ વસ્તુ જાણે પોતાના મનોભાવને જ વ્યક્ત કરવા પસદ કરે છે

૮ 'મિથ્યાભિમાન નાટક' --ના ગોવિન્દ ધરમસીની રૂ. ૧૦૦ની જાહેર નાટસ્પર્ધામા મો-નાયેલુ અને રૂ. ૧૫૦નુ પારિતોષિક મેળવી લાવેલુ કવિ દલપતરામનુ અત્યત લોકપ્રિય હાસ્યરસિક સર્જન છે ગૂજરાતી નાટ્યસાહિત્યના ઉઘાડનુ એ એક ગૌરવપ્રદ સર્જન છે આપણે ત્યા હજી નવી રગભૂમિ કે નવા નાટક ન હતા, ભવાઈ હતી—ગમનીના હતી 'મિથ્યાભિમાન નાટક' તેમા નવુ પ્રસ્થાન કરે છે. ઈ સ ૧૮૭૦મા રચાઈ છે આપણી આ લોકપ્રિય કૃતિ આપણા નાટ્યસાહિત્યના પ્રણેતાનુ માન પામેલા રણછોડરામ ઉદયરામ દવેનુ 'જયકુમારીવિજય નાટક' આ પૂર્વે પ્રસિદ્ધ થઈ ચૂકયુ હતુ એમનુ યશસ્વી નાટક "લલિતા દુ ખદર્શક' પણ ઈ સ ૧૮૬૬મા પ્રગટ થયુ હતુ આ બન્ને નાટકો સુધારો—સામાજિક સુધારો બોધવા અર્થે રચાના હતા ભવાઈ તરફ શિષ્ટ વર્ગમા અભાવ જાગતો હતો* અને નવી રગભૂમિ પર નવા નાટકો ભજવાતા હતા કવિ દલપતરામે આવા સમયમા ભવાઈના કેટલાક અમરકારક તત્ત્વો જાળવીને શિષ્ટ નાટ્યકૃતિ 'મિથ્યાભિમાન નાટક' રૂપે ગૂજરાતને અર્પી છે હાસ્યરસની નાટ્યકૃતિ

* "ભવાઈ ઉપર અભાવ ઉપજવાથી પ્રથમ ગાઢ વશ નાટક ઉપર ગયુ "—ર ઉ દવે ( જયકુમારીવિજય નાટક ની પ્રસ્તાવના )

તર્ગીકે તો તેનું સ્થાન હજી પણ લગભગ અજોડ ગણી શકાય નવલરામના “ભટનું ભોપાળું” નાટકમાં “મિથ્યાભિમાન” કરતાં નાટ્યતત્ત્વ વિશેષ છે, છતાં એ રૂપાન્તર છે એ ભૂલવું ન ઘટે નવલરામની એ હાસ્યરસિક રૂપાન્તર નાટ્યકૃતિ ઈ સ ૧૮૬૭માં પ્રગટ થએલી દલપતરામે એ જોઈ હશે જ, અને “મિથ્યાભિમાન”ની રચનામાં એની પ્રેરણા પણ કદાચ હોય! તોપણ મૌલિકતા અને આલેખનમાં પણ દલપતરામની કૃતિ વધુ યશસ્વી નીવડે એવી છે કોણ જાણે કેમ, ગૂજરાતી નાટક સાહિત્યની આ બે હાસ્યરસિક કૃતિઓ પછી લાંબા સમય સુધી આપણને એવી કૃતિઓ મળતી નથી! દલપતરામ અને નવલરામ આપણા નાટકમાં અને આપણી કવિતામાં હાસ્યરસના તરંગો ઉછાળે છે, એ પછીથી સર રમણભાઈની વાર્તા “ભદ્રંભદ્ર” આવતા લગી આપણું સાહિત્ય એ બાબતમાં તો જાણે વિમુખ થઈને જ વહે જાય છે! કવીશ્વર દલપતરામની “મિથ્યાભિમાન નાટક કૃતિ” આપણી આ ખોટ સુંદર રીતે પૂરી પાડે છે એમાનું હાસ્ય આપણી ચિરંતન સંપત્તિ સમું છે

પ્રસ્તાવનામાં પ્રહસનાદિ નાટકપ્રકારો, હાસ્યલક્ષણ, આદિની સંક્ષિપ્ત શાસ્ત્રીય સમજ અપાઈ છે. પ્રસ્તુત કૃતિનું વસ્તુદર્શન, રંગભૂમિની સજાવટ, નાટ્યસામગ્રીની વિગત, વગેરે પણ તેમાં છે. નાટકના અંક આઠ છે અને વિષ્કમ્ભક તેમજ ભરતવાક્ય પણ યોજાયેલ છે શિષ્ટ નાટકની દૃષ્ટિનું આ પરિણામ છે

એનો નાયક જીવરામ ભટ્ટ રતાંધળો છે છતાં સાસરે દેખતો હોવાનો આડંબર રચતાં જતાં આખરે રાતે અંધારામાં ચોર મનાઈ જઈ પોલીસની ‘ગાય-નાડી’— નાગપીટને કારણે મૃત્યુ પામે છે ત્યાં સુધીની તેમાં વાર્તા છે. વચ્ચે નાટકના ઔચિત્યને અનુરૂપ ફારસનું પૂર્ણ દૃશ્ય પણ ગૂંથાયેલું છે પ્રસંગ અને પાત્રાલેખન દ્વારા કથયિતવ્ય એવું સફલ સૂચિત કર્યું છે કે સ્વર્ગવાસી શ્રી ગોવિન્દ ઠક્કર સોસાયટીને લખે

છે, "મોસાયટીએ પણ મારુ પસદ ંરેન ના ં મદાન ર્યું અને વળી ંીશ્વર દનપતરામની કનમથી નખાયેલ છે એવુ આપે જણા યુ તો હવે ત ંસયુમ્ત રોય તેમા હુ ાઈ આશ્ચર્ય સમજતો નથી "

નાર મા પ્રાંભ પૂર્વે ગાવાનુ મેન મિથ્યાભિમાન'નુ પદ નાટકનો પૂર્વરંગ રચે છે સૂત્રધારનો નાન્દી શ્લોક વિચિત્ર વિશ્વરૂપી નાટ ના પેદા કરનારને પ્રણામ સમર્પે છે નાટકનુ પડેલુ દશ્ય વગડામા છે તેના વર્ણનનો પણ શ્લોક સૂત્રધાર ઉચ્ચારે છે મોર નુ વાતાવરણ હોઈ તેની પણ સ્તુતિ છે નારક ભજવવામા સહાયરૂપ થયેલો રંગલો ઇંડિરના પાત્ર વાળાનો વ્યાજસ્તુતિઅ તિ શ્લોક સોનસ્તુતિના પ્રતિ ાંપે લનમાગીને હાસ્યની લહર વહેતી ંરી દે છે જીવરામ ભટના રંગભૂમિપ્રવેશની નેપથ્યમાથી થતી પદ્યાત્મક જાહેરાત એ લહરને ઉપાડી લે છે જીવરામ ભટ્ટનો દેખાડો એમનો નિરર્થં પાખં પ્રા ભથી જ છતો થાય છે અને તેના પ્રાગટ્ય—વિશ્વાસને પોસતા પડો તો પ્રસ ગો પર પ્રસ ગો નાટ્ય ાર ર પીને આપે છે

"દે ાન થયા એ જ દે બીજુ ? એ આશ્વાસને આવા સર્વ પ્રમગોએ પોતાનો ડોળ ટનાવી રાખતા જીવરામ ભટ આપણા સાહિત્યનુ એક ચિ રૂર્ત્ત સ ર્ન છે એમનુ વાક્પાટવ, એમની વિલક્ષણ તર્કશક્તિ, અને પ્રધી ંયવહાર તેમજ વિદ્યાની સમ , એમના મિથ્યાભિમાનનો અને તેથી એમની રુણુનાનો આધા બત છે એમનુ ગીસાળપ3 એમના મિથ્ ાભિમાનનું બીજુ પાનુ છે આ બધુ છતા તમનો બીનરનો 'રામ' પગે પગે જાગ્રત છે અને એ જાગૃતિના પરિણામરૂપે જીવરામ ભ નુ નિર્મળ પ્રાયશ્ચિત્ત નાટકના અતને નુનરા તથા ધ્યેય સાધક બનાવે છે એ પરિવર્તન તમના પાત્રવિ ાસને અનુકૂલ છે

જીવ ામ ભ ના મિથ્યાભિમાન જેવુ તેમના સમગાનું બ્રાહ્મણત્વ તથા વૈદિનરનુ વ્યર્થ અભિમાન, દે મો વાઘ માનીને પાણી ન પીના તરસ્યા કુનુબમિયા ઉફે પાયસાન સ ોેવિયા, દમે બારે હાથી, કોર

દશવીશ વાઘખાં'નું કાળીને હાથે લૂંટાઈ જવામાં જળવાતા ખાનદાન-પણાનું તેમજ પગ્ગા તોપણ ટંગડી ઊંચી જ રાખ્યાનું મિથ્યાભિમાન, તેમજ મરણની પથારીએ પડેલા જીવરામ ભટ્ટને તપાસવા આવેલા વૈદરાજનું જ્ઞાનનું પોલું ગુમાન,—વાર્તાના બોધને ઘેરો બનાવતાં પાત્રો છતાં કરે છે. કુળ, બુદ્ધિ, વીરતા કે જ્ઞાનનો મિથ્યાડંબર જીવનમાં આત્મઘાતક વસ્તુ નીવડે છે એ કરુણ સત્યને લેખકે ઉછળતા હાસ્યપ્રેરક પ્રસંગોદ્વારા સ્ફુટ કર્યું છે. એ મિથ્યાભિમાન માત્ર વ્યક્તિને નહીં પણ સમાજ સમસ્તને હાનિકર્તા હોવાનું પણ કવિએ આ નાટકમાં સૂચિત કર્યું છે.*

રંગલાનું પાત્ર જીવરામ ભટ્ટથી બીજા દરજ્જાનું આ નાટકનું મહત્ત્વનું પાત્ર છે. એ ગમે ત્યારે, ગમે ત્યાં હાજર રહે છે અને લગભગ નાટક સમસ્તમાં સળંગપણે પાત્રોના પરસ્પરના સંવાદમાં અધૂરું અથવા આછું વ્યક્ત કરાયું હોય તેને પૂરું અથવા ઘેરું બનાવીને રજૂ કરે છે. આ પાત્રસ્વરૂપ ભવાઈનો અંશ છે. એની કટાક્ષોક્તિઓમાં સુધારાનો ઉપદેશ છે. એના શ્લોકોમાં કટાક્ષ સાથે ચિંતન છે. એની ઉક્તિઓ પાત્રદ્વારા અવગણાતી હોય, ત્યારે ય શ્રોતાઓ માટે તો મનનીય જ હોય છે. એ ક્યારેક જુગુપ્સા પ્રેરે તેવું અને અશ્લીલ બોલે છે. એનું કાર્ય વિશેષતઃ જીવરામ ભટ્ટ અને ગૌણપણે બીજાં એવાં પાત્રોની હાસ્યાસ્પદ ક્ષતિઓ પ્રતિ અંગુલિનિર્દેશ કરવાનું તો ક્વચિત્ તે પર વિવરણ કરવાનું પણ લાગે છે. 'લક્ષ્મી નાટક'ના રંગલા કરતાં અહીંના રંગલાનું આલેખન વિશેષ સજીવ થયું છે. એ પોતાને જીવરામ ભટ્ટનો 'મિજાજ-ભાઈ' કહેનો હોવા છતાં સાદ્યન્ત એમના તરફ ઓછો ક્રૂર નથી!

જીવરામ ભટ્ટની સાસુ દેવબાઈ નાટકમાં આવતાં ત્રણ જ સ્ત્રીપાત્રોમાં સૌથી વિશેષ ધ્યાન ખેંચે તેવી છે. એનામાં સ્ત્રીસહજ પ્રગલ્ભતા છે, તેમ એવી જ વિચક્ષણતા પણ છે. પોતાના વર વેદિયા રઘુનાથ ભટ્ટની પોલી વેદનિષ્ઠાની એ ખબર લઈ નાખે છે, તેમ જીવરામ ભટ્ટને ય લાગ જોઇ

એટને તેને અપવિત્ર જ ગણે એ મોટા જમાઈગિજ' સાસરે બેસતા સૂતરથી નાહાઈ જતા પોતાને લૂખમ થઈ હોઈ વૈદ્યની સલાહ પ્રમાણે જ પોતે નર્યા હોવાનુ તેઓ જણાવે' બીજી વાર પાડી ફસાર ચાટી જતા આવી માનીને પીરસતા આવેની સાસુ દેરસાઈને જ લાત મારે અને ઉપરથી ખુલાસો કરે કે આવી ફૂવડની રીતે તે પિરસાતુ હશે ન્દી? દેવને ભાનની ભૂખ હોય, માણસને મિષ્ટાન્ન જ જોઈએ, એવો તર્ક દાખવી પોતાની મિષ્ટાન્નપ્રિયતાની સ્થૂલતા પણ તેઓ છતી બતાવે' Twinkle Twinkle little star એટને ટપના ટપમ અને લીટા લીટા એવો અર્થ આપીને પછી અગ્રેજીના અજ્ઞાન પર કલ્પનાનુ આવરણ તરત જ રચી આપે કે દુનિયાનો સાહેબ આકાશમા ટપના ટપના અને લીટા લીટા કરે છે જ ને? આવજો પણ વાચી શકે એવો કાગળ પોત આધળા ન હોય તો શુ કામ વાચે કહીને, ફેંકી દે' હાથમા લોટો હોય છતા ધૂળ હોવાનુ જણાવીને, બધુ ધૂળ જ છે ને?—એવુ વચ્ચે તત્ત્વજ્ઞાન પણ દર્શાવે' 'નાટવા'ને બન્ને હળદરનો ગાગડો નીકળેલો જોઈ શ્લેષ કરે કે એ ય 'નાટવો' જ છે ને?—છગરામ ભટ્ટ, એમની સાસુ કહે છે તેમ, "હુશિયાર તો ખરા

આપણુ ગ્રામજીવન આ નાટકકૃતિમા ઠીક ઉપસ્યુ છે એના બ્રાહ્મણો, એના સિપાઈ-જમાદારો એના વૈદ્ય, એના ભગવાડ, પાડુ ગમે ત્યારે ઘરમા ઘૂસી જાય (અને 'સાન્ડી સગાઈ દરી' એટનુ ય સમજ્યા વિના જમાઈગિજને માથે આફત નાખે')—એવુ ગૃહજીવન વગેરે જીવન્ત ચિત્રાર પામ્યા છે છગરામ ભટ્ટ મરે તે પહેલા જ તમના જ ખાટના પામે, મર્ણોત્તર જમણાદિના ખર્ચની વાતો મડાય' વેદના મત્રના અર્થ ન હોય એવુ જણાવતા વેદિયા રઘનાથ ભટ્ટ વસ્તુત વેદ શીખવતા અમળાર' માણસને મિષ્ટાન્નથી જ આનન્દાય, દેવને દાળભાતનુ 'બેગ' ચાલે એવુ છગરામ ભટ્ટ સાસુને દડે કતેજે સમજાવે'—દલીશ્વર દલપતરામે આપણા સમાજને ઠીક ઠીક ઉઘાડો પાડ્યો છે આ કૃતિમા

આ નાટક, જીવરામ ભટ્ટ સમા અમર પાત્રાલેખનથી, એક એકથી ચડે એવા રમૂજી પ્રસંગોની રસપ્રદ યોજનાથી, કેટલીક બોધક કવિતાથી, સ્વાભાવિક તેમ ચમત્કૃતિયુક્ત સંવાદકલાથી, અને જીવન્ત સુરેખ વાતાવરણથી, આપણી એક વિશિષ્ટ નાટ્યકૃતિ થાય છે વાર્તાનો એમાં ત્વરિત અને સમુચિત નિર્વાહ છે દલપતરામની ગદ્યકૃતિઓમાં 'મિથ્યાભિમાન નાટક' લાંબો સમય લોકપ્રિય રહે તેવી કૃતિ છે રઘનાથ ભટ્ટના ગૃહજીવનનું દૃશ્ય જાણે એમના પિતા ડાહ્યાભાઈના ગૃહજીવનનું કેટલુંક અનુભવદોહન સમાવે છે આંખના નૂર ઓસરતા જતા હતા એથી સભાન દલપતરામ, જાણે અંદરથી, આ નાટક લખીને, પોતાને જ ચેતવતા હતા! નિરભિમાનની મૂર્તિ દલપતરામની એ સાધના જ માનવી રહી ને?

'કવીશ્વર' દલપતરામનું 'વેનચરિત્ર' આખ્યાનમાંથી રંગભૂમિને અનુરૂપ કરીને ભજવવાનો પ્રયાસ થયો કહેવાય છે 'મિથ્યાભિમાન' એમાં ઘટતા સુધારા ફેરફાર સાથે ય ભજવાયાનું સાંભળ્યું નથી

એક આર્થિક વસ્તુને સ્પર્શતું અને બીજા બે સામાજિક પ્રશ્નોને આવરતા, એમ ત્રણ નાટકોનું આ ગુચ્છ પણ લોકપ્રિયતા તથા વિદ્વત્સત્કાર પામ્યું હતું ત્રણે કૃતિઓમાં એમનું માર્મિક જીવનઅવલોકન તથા હળવું-ઘેરું હાસ્ય વિશિષ્ટ સમાનાંશ છે નાટકના સ્વરૂપની દૃષ્ટિએ અલબત્ત ત્રણેમાં સુવિકસિત નથી 'લક્ષ્મી નાટક'માં નાટ્યતત્ત્વ જેવું ખાસ કશું જ નથી. 'સ્ત્રીસંભાષણ' માત્ર સંવાદ જ છે 'મિથ્યાભિમાન' માં કંઈક નાટકનો ઘાટ ધારે છે ખરું. પાત્રાલેખન, સંવાદ, વસ્તુવિધાન, પરાકાષ્ઠા કે હૃદયસ્પર્શ એમાં જેવું સહજ આલેખન પામેલ છે, તેવું બીજી બે કૃતિઓમાં નથી. નાટકનું કલેવર આપણે ત્યાં હજી ઘડાતું હતું ગીતો પાત્રોની જવાબદારી એ જમાનાની હતી. રણછોડરામ ઉદયરામે કે નવલરામે 'લક્ષ્મી નાટક'ના નિર્બળ રૂપાન્તરને ભુલાવી દેતો પ્રારંભ કર્યો હતો. કવીશ્વર દલપતરામ

'મિથ્યાભિમાન નાટક' દ્વારા આપણી એક વિશિષ્ટ નાટ્યકૃતિ આપી જાય છે. એના હાસ્યમાં ઊંડે ઊંડે કારુણ્યનો અંશ છે. વ્યક્તિ કે વર્ગ નહીં પણ મનુષ્યના સ્વભાવને એમાં હાસ્યનું લક્ષ્ય બનાવેલ છે. ભાષા, પ્રસંગ, પાત્ર, આદિ સર્વ વાર્તાના રસને પોષે તેવી રીતે ખિલવાયાં છે. રંગલાની કેટલીક અશ્લીલ ઉક્તિઓ ગાળી નાંખીએ તો કૃતિ સ્થૂલ હાસ્ય પ્રગટાવતી હોવા છતાં શિષ્ટ કક્ષાની રહે છે. એમાં ખડખડાટ હસવાનું છે; તેમ વિચારશીલ વર્ગને એમાંનું સમાજદર્શન આર્દ્ર પણ કરે છે. 'મિથ્યાભિમાન' કૃતિથી જ એમનું નાટકગુચ્છ ચિરંજીવ છે.

કવીશ્વર દલપતરામની વાર્તાઓનું ગદ્યસાહિત્ય, ઈ. સ. ૧૮૬૫માં પ્રગટ કરાયેલી 'તાર્કિકબોધ' તથા ઈ. સ. ૧૮૭૩માં લખાયેલી 'દૈવજ્ઞ દર્પણ' નામક બે કૃતિઓનું સ્મરણ કરાવે છે. એને કવિશ્રી ન્હાનાલાલ નવલિકાક્ષેત્રે પ્રારંભિક પ્રયોગ કહે છે! વિશાળ અર્થમાં આપણે એને 'વાર્તા' કહીએ તો ચાલે' વાર્તા કવીશ્વર માટે નવી વાત ન હતી; કેવળ ગદ્યવાર્તા એટલું જ એનું વૈશિષ્ટ્ય. એમાં રસનિષ્પત્તિ કરતાં બોધ વિશેષ છે.

'તાર્કિકબોધ'ની પ્રસ્તાવનામાં કવીશ્વર લખે છે, "નાના પ્રકારની તાર્કિક વાતો મેં જોડી કાઢીને 'બુદ્ધિપ્રકાશ'માં દાખલ કરેલી હતી. તેમાંથી કેટલીક વાતોનો સંગ્રહ..." પહેલી ત્રણ વાતોમાં માણસ ઉપર દયા રાખીને તેઓને સુધારવાની હિમાયત છે; પછીની ત્રણ વાતોમાં કેવા પુસ્તક ઉપર પાકો ભરોસો રાખવો તથા વિદ્વાનોની પરીક્ષા કેવી રીતે કરવી તે પરનું વિવરણ છે; સાતમી અને આઠમી વાતમાં મરનાર માણસની પાછળ રોવું-કૂટવું નહિ તથા અતિશય દિલગીર થવું નહિ તે બાબત છે; તે પછીની ત્રણ વાતમાં દેશી રાજાઓને તથા પ્રજાને શિખામણ છે; અને છેલ્લી વાતમાં તર્કશક્તિનો અભ્યાસ કરવા બાબત છે. કવિ પોતે લખે છે કે તેમાં રમૂજ સાથે બોધ છે અને તે અસરકારક છે!

કૂરચંદ અને સુરચંદ એ બે પાત્રોની સેર પર આ કૃતિમાં વિવિધ બોધક તથા રોચક ટુચકાઓ ગૂંથી દીધા છે. સમગ્ર લખાણમાં આથી એક જાતનું ઐકય સધાય છે. લખાવટ અને પ્રસંગદર્શનમાં પ્રયત્ન વર્તાઈ આવે તેમ છે. સુધારાના શિક્ષકનું વ્યક્તિત્વ વાત કહેતાં ય છાનું રહી શકે જ શેનું? નવયુગના સન્માનની એમાં ભાવના છે, ઉપરાંત માર્મિક સમાજદર્શન તથા થોડો કલ્પનાવિલાસ પણ છે ખરો!

પંજાબનો રહેવાસી કૂરચંદ ગૂજરાતના સુરચંદ પાસેથી પ્રવાસમાં જીવનજ્ઞાન મેળવે છે. નિરપેક્ષ—સર્વલક્ષી ધાર્મિક વૃત્તિથી સદા વ્યવહારમાં વર્તવું, ઈશ્વરને સર્વત્ર નિરંતર અનુભવવો, વાચન બુદ્ધિપૂર્વક જ કરવું, પંડિતાઈનો દંભ ન કરવો, મૃત્યુ સહજ હોવાથી તેનાથી વૈકલ્ય ન અનુભવવું, બાળકને શિક્ષણ હળથી આપવું ઘટે, રાજાઓએ વિદ્યાસંપન્ન બનવું જોઈએ,—આદિ ઉપદેશને તર્કમંડિત કથાનકોમાં કવીશ્વરે મઢી દીધો છે.

'વિશ્વાનુભવ સ્વપ્ન' નામક કલ્પનાશીલ લેખમાં કવિનો માનસ-વિહાર—સ્વપ્નવિહાર કથાયો છે. આ રસિક કથાનકમાં સર્વધર્મ પ્રત્યેના સમભાવનું સૂચન કવિ કરે છે. દુર્ગારામ, વ્રજલાલ શાસ્ત્રી, મનઃસુખરામ, રણછોડરામાદિ સમકાલીન સહયોગીઓ સાથે કવિ સ્વપ્નમાંનો આ બોધક વિહાર વર્ણવે છે. લોકસુધારણા કેવી રીતે શક્ય થાય તેની વાતો જોતાં કહે છે કવિ, "આપણે અનેક પરીશું તો સ્વદેશીઓનું દુઃખ મટાડી શકશું નહિ, અને આપણી વાત તેઓ માનશે નહિ...દળના ભળતા રહીને લોકોને સુધારવા જોઈએ." વિદ્યાધર અને વિચારધર નામનાં અમૂર્ત ભાવોનાં પાત્રો કલ્પીને તેમની વચ્ચે યોજેલા સંવાદમાં દલપતરામ વિચારશક્તિનો પુરસ્કાર કરે છે. 'શાસ્ત્રીઓની સભા વિષે' કટાક્ષમય ચિત્ર રજૂ કરીને કવીશ્વર શાસ્ત્રીઓના મિથ્યા જ્ઞાનાડંબર પર મોકળો કટાક્ષ—ઉપહાસ પણ કરે છે. એમાંની કટાક્ષદાંટ થોડી જોઈ લઈએ :

છોકરો—(શાસ્ત્રીને પૂછે છે) 'દેવનો' એ કેટલામી વિભક્તિ કહેવાય ?

શાસ્ત્રી—પ્રાકૃતમાં વિભક્તિ હોય નહિ; અમે તો સંસ્કૃત જાણીએ.

છોકરો—'देवस्य' એનો અર્થ શો ?

શાસ્ત્રી—દેવ જે તેનો.

છોકરો—ત્યારે 'देव यः तस्य' એનો અર્થ શો ?

શાસ્ત્રી—એનો પણ એ જ અર્થ છે. ...(ઇત્યાદિ)

કવિએ નૈયાયિકની પોકળતા પણ એ જ રીતે પ્રદર્શિત કરી છે. ન્યાયશાસ્ત્ર તર્ક કરતાં શીખવે, સત્યપણું સિદ્ધ કરવામાં એનો ઉપયોગ ન કરાય! શાસ્ત્રની વાતો માની જ લેવાય, એમાં તર્ક ન કરાય!—આદિ આવા નૈયાયિકોનો બોધ છે! 'બુદ્ધિપ્રકાશ'માં પ્રગટ થયેલાં લખાણોમાંથી આ સર્વ કથાનકો અહીં મુકાયાં છે. તેની ભાષાના નોંધવાયોગ્ય પ્રયોગોમાંના કેટલાક આવા છેઃ ઊભેલિયો હતિયો (ઊભેલી હતી), સરકારે ઘરનો ઝાડો લીધો (જપ્તી બેસાડી), આકાશ છવાઈ ગયો (ગયું), તેને મિત્ર (તેના), દેખાઈતું (દેખીતું), અમૂલ્યની (અમૂલ્ય), નેં તેમજ (અને), કૃત્રિમ (કૃત્રિમ), સ્વાલ (સવાલ), ઇત્યાદિ.

'તાર્કિકબોધ'માં કવિશ્રી ન્હાનાલાલ નવલિકાસ્વરૂપનો ઉદ્દ્ગમ ભલે દર્શાવે, એમાં નવલિકાતત્ત્વ ઘણું કમ છે. એમાં વાર્તા પણ સર્વત્ર નથી, ક્યારેક તો માત્ર સંવાદ કે માત્ર બોધક શિખામણલેખ થઈ જતી રચના છે. એટલું કહી શકાય કે ગદ્યમાં કથાનક વિવિધ સ્વરૂપે રજૂ કરવાનો આ પ્રથમ પ્રયાસ છે. ધૈર્ય, ઔદાર્ય, પ્રામાણિકતા અને પ્રગતિનો તેમાં બોધ છે. એમાં માર્મિક કથન છે, અને સાદું વર્ણન પણ છે. 'વિશ્વાનુંભવ સ્વપ્ન'માં મળે છે તેવી કલ્પિત સ્વપ્નનોંધ, જેમાં સમકાલીન સુહૃદો પાત્રોરૂપે પોતાની સાથે યોજાય, એ આપણાં સાહિત્યનો એક પ્રગલ્ભ—આકર્ષક પ્રયોગ છે.

સો રૂપિયાનું ઇનામ પામેલી બીજી વાર્તાત્મક દલપતકૃતિ તે 'હૈવજ્ઞદર્પણ'. "મારા દેશી મિત્રોનો વેહેમ મટાડવા સારુ આ નિબંધ રચવાની મારી ઇચ્છા થઈ," એ લેખકના પ્રાસ્તાવિક નિવેદનમાં કૃતિને નિબંધ કહેવાઈ છે ! વળી લેખકનું જ આગળ આવતું કથન સાંભળીએ, "હાલમાં વાર્તાઓ વાંચવાનો શોખ લોકોમાં વધારે જણાય છે, અને સાદા નિબંધો કરતાં વાર્તામાં રસ, અલંકાર વધારે ભેળવીને ગ્રંથ રસિક કરી શકાય માટે આ નિબંધ વાર્તાના ઘાટમાં રચ્યો છે." કવિ કંઈક સત્ય નિરૂપણ કરતા લાગે છે! એમની વાર્તાઓ નિબંધ થતાં થતાં અટકી ગયેલી વાર્તાઓ જ નથી ? પ્રસંગો, પાત્રો અને સંવાદમાં ઢાળેલા એ નિબંધો નથી! કોઈ પણ વિચારશીલ લખાણને નિબંધ ગણવાનો કવિનો ખ્યાલ હશે!

'હૈવજ્ઞદર્પણ,' તેમ છતાં વિશેષતઃ વાર્તા જ છે. જ્યોતિષના ફળ ગ્રન્થની નિરર્થકતા—વ્યર્થતા અને તેથી પ્રજાની થતી વંચનાને પ્રગટ કરતી આ એક કાલ્પનિક કથા જ છે. કરણાવતી નગરના સોલંકી રાજવી કરણસિંહને તેનો શાણો, ચતુર અને વિદ્વાન કારભારી, જૂઠા જોષીનાં ગપોડાંથી ચેતવે છે અને સાચો જોષી પણ ભવિષ્ય ખુલ્લું કરી દઈને પ્રજાને નિરુદ્યમી તથા હતાશ કરનારો નીવડ્યો, તેથી તેની મોહિની-માંથી પણ ઉગારી લે છે.

"આપણા દેશની આબરૂને બટ્ટો" લગાડતું આ જ્યોતિષશાસ્ત્ર ખગોળ અંશ પૂરતું જ અગત્યનું છે, એ વિદ્યા મૂળ તો સાચી છે કારણ તે વેદાંગ છે, કિન્તુ તેમાં ફળાદેશની બાબત પાછળથી ભળી છે, એવું કવીશ્વરે સમજાવ્યું છે. વર્ષફળ નિયત કરતી કેટલીક બાબતો મુસલમાનોના પરિચયે આવી હોઈ, તેની વિરુદ્ધ લખવું તેમાં વેદવિરોધ જેવું કશું નથી એમ પણ દલપતરામ જણાવે છે. તેઓ લખે છે, "આમાં જ્યોતિષ-વિદ્યાનો નિષેધ કર્યો નથી, પણ જ્યોતિષમાં જેટલું જૂઠું ભર્યું છે તેનો નિષેધ કર્યો છે." મુહૂર્ત-શકુનાદિ તો સાંપ્રદાયિક ધોરણો છે, સત્ય

કદી સાંપ્રદાયિક મર્યાદામા પુરાઈ રહેતુ નથી પેતો શાણો પ્રવીણ રાજ-કારભારી વિદ્યા અને વિચારશક્તિની સહાયે, આ સર્વ ઉદરપોષક જૂઠાણાને પડકાર આપે છે કૃતિમાના મોધને વ્યક્ત કરતું આવુ એમદ પાન સર્જવાની દવિને ટેવ છે 'પુત્રો ન પુત્રી' એવુ જન્મપૂર્વેનું જોષી વેણુ વચના નમરાત્મક વર્ણ અક્ષરને પ્રથમ કે છેલ્લા શબ્દ સાથે અલગ અલગ જોડતા કેવો વિલક્ષણ દ્વિઅર્થ ધરાવે છે, તે પણ તેમા—વાર્તામા બતાવાયુ છે 'ભવિષ્ય જાણી લેનાર નિરુદ્યમી થાય, નિરાશ થાય અને તેમ થતા દેશ નાશ પામે' એવુ વર્ણન વાર્તામા રજૂ કરી કવીશ્વર બોધ આપે છે, "આ જગત છે તે પરમેશ્વરનો બાગ છે જગમ જાતિના છોડને ઈશ્વરે ઉદ્યોગ કરવાને સરજેલા છે માણસ જાતિ છે તે બાગના મજૂરો દાખલ ઈશ્વરે રચી છે" અર્થાત્ જીવનઉત્કર્ષના સાધનમા તેઓ પરિશ્રમના પારસમણિને મહત્ત્વ આપે છે પ્રારબ્ધવિશ્વાસ જીવનનો નિયામક નથી, એ માન ધરે કેવળ પુરુષાર્થને, એ બોધ આ વાર્તાના માનાસૂત્રને સ્થાને છે 'ભૂતપ્રેતના વહેમનો ભગાર ખસેડવા શ્રમ કરી ચૂકેલા દલપતરામ બીજા બાવીસ તેવીસ વર્ષો પછી એ જ ઉત્સાહ અને વિચારપૂર્વક છતા વધુ રોચક રૂપે જ્યોતિષનુ જૂઠાણુ દૂર કરવા માટે આગળ આવે છે નાનપણનો એમનો જ્યોતિષ અભ્યાસ અને યુગ અસરે વિકાસ પામેલી એમની વિચારશક્તિ તેમા ખપ લાગે છે ઈશ્વર પર ભરોસો બુદ્ધિની સ્વતત્રતા તથા પ્રયત્ન પુરુષાર્થનો પુરસ્કાર તેઓ 'દૈવજ્ઞદર્પણ'મા બોધે છે।

આ બન્ને વાર્તાત્મ કૃતિઓનુ વ્યાપક લક્ષણ છે, એમા પ્રતીત થતું સુધારકનુ નિર્ભ્રાન્ત અને શાણુ નેતૃત્વ રચનાની વિશિષ્ટતા દે સાદ્યન્ત એકના એક પાત્રોની પશ્ચાદ્ભૂ બન્ને કૃતિઓ ધ્યેયલક્ષી જ હોવાથી એની લખાવટમા રસજમાવટ ઝાખી પડી ગઈ છે મનલના શિથિલ થઈ ગઈ છે 'તાર્કિક બોધ'મા પ્રયોગશીલતા છે, 'દૈવજ્ઞદર્પણ'મા રચનાસૌષ્ઠવ વધુ છે સાહિત્ય મોજ માટે નહીં પરન્તુ જનહિત અર્થે

હોવાની શ્રદ્ધા ભેવતા દલપતરામ વિવિધ સાહિત્યસ્વરૂપોનું નિષ્ઠા અને પ્રમાણિકતાથી ખેડાણ કરે છે, એમાં સમકાલીન જનરુચિને પ્રમાણ લેખે સ્થાપે છે, એ બન્ને હકીકતોમાં તેમનું મહત્ત્વ તેમ તેમની મર્યાદા સમાઈ જાય છે.

આ ગુચ્છોથી ઉપરાંત દલપતરામની સંપાદિત કૃતિઓનું એક વધુ ગુચ્છ વિચારણાયોગ્ય છે. ઈ. સ. ૧૯૬૮માં પ્રસિદ્ધ થયેલી ગ્રન્થિકા 'વિદ્યાબોધ'નો આપણે પ્રથમ વિચાર કરીએ એમાં રણછોડરામ ઉદયરામ દવે, મન સુખરામ સૂર્યરામ ત્રિપાઠી, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ ના લેખો ઉપરાંત કવીશ્વરે પોતાના બે લેખો પણ મૂક્યા છે. એ બે લેખો તે 'વિદ્યા ભણવાનું કારણ' તથા 'ગરીબ માબાપની દોલત'; બેઉ કેળવણીને લગતા છે. પ્રથમ લેખનો સાર છે, "વિદ્યા ભણવાનું મુખ્ય કારણ એ છે કે તેથી માણસમા માણસપણ આવે છે..." મહેતાજીઓએ વિદ્યાભ્યાસની સાથે સુધારાનો અભ્યાસ જરૂર કરાવવો જોઈએ. 'માટે ફક્ત કમાઈ ખાવા સારુ કે ધર્મનાં પુસ્તકો વાચવા સારુ જ બાળકોને ભણાવવા એવુ જેઓ બોલે છે, તેઓને વિદ્યા ભણવાનું કારણ સારી પેઠે સમજાયુ નથી એમ જાણવુ." બીજા લેખમા વિદ્યાને જ ગરીબ મા બાપની દોલત તરીકે ઓળખાવીને કવિ કહે છે, "છોકરાં એ પોતાનુ ખેતર છે, જો એને નાનપણથી જ સારી રીતે કેળવણીથી જ ખેડીને સુધારાના બી વાવ્યા નહિ તો તેમાથી સારા ફળ ક્યાથી થાય?" વિદ્યાનો વાસ્તો એ જ સાચું ધન છે એમ કવિ ફરી ફરી કહે છે. શિક્ષણ વિષેની દલપતદષ્ટિનો અર્ક, સરળ અને વિશદ સ્વરૂપે આ લેખોમા ઊતર્યો છે. એમાં ગજાઆત વિચારશીલ અને કવિત્વભરી પણ છે. એમની વિચારણા ગભીર અને તલસ્પર્શી છે. એમનું વ્યક્તિત્વ બ્રાહ્મણનું છે, આ લેખોમા તેનો સુભગ આવિષ્કાર વર્તાય છે.

'ગૂજરાતના કેટલાએક ઐતિહાસિક પ્રસંગો અને

વાર્તાઓ' એ કવીશ્વરે 'રાસમાળા' અર્થે ગઢવીઓ, બારોટો કે વહીવંચાઓ વગેરે પાસેથી સાભળેલી ગુજરાતના રજપૂત રાજકુળોની કથાઓનો પોતે કરેલો સગ્રહ છે એમા લખાવટ કવિની છે, માહિતી સપાદિત છે એ 'રાસમાળા'નુ ભાષાન્તર નથી, બન્ને કૃતિઓની સામગ્રી લગભગ સરખી છે કના ગૂજરાતના મધ્યકાલીન ઇતિહાસના સાધનોમા એની ગણતરી થઈ શકે અંગ્રેજી 'રાસમાળા'માના કેટલાક પ્રકરણો મૂળ સામગ્રીને આધારે લગભગ મૂળ ભાષા શૈલીમા લખાયા છે. કવિએ પોતે તો તેને "ગૂજરાતની રાસમાળા" કહી છે કવિ પોતે લખે છે કે આ કૃતિ "વાચવાથી ઇતિહાસનુ જ્ઞાન થશે" ઉપરાત તેમણે લખ્યુ છે, "આ પુસ્તક વાચીને આજના રાજ સાથે તે વાર્તા મેળવી જોશે તો ઘણો ફેરફાર જણાશે આ પુસ્તકમા મે મારા વિચાર પ્રકટ કર્યા નથી, કારણ કે તે સાહેબની તેવી મરજી નહોતી" મકવાણા, ધધુકાના વાઘમ બ્રાહ્મણો, પાટડીના દેશાઈ, વરસોડા માણસાના ચાવડાઓ, ઇડરના રાજાઓ, મૂરેઠીના ચહુઆણ દાતાના રાણાજી, સુદાસણાના ઠાકોર, ઉજ્જયણના વિક્રમ પરમાર, વગેરેની વાતો તેમા છે. કચ્છી રાવ લાખા ફુલાણી, શધરા જેસગ, કુમારપાળ, કેસર મકવાણો, અમદાવાદ વસ્યાની વાર્તા, વગેરે વાર્તાપ્રસગો છે એક વાર્તા બે ત્રણ જણ પાસેથી મળતા કવિએ તેને અનેકરૂપે પણ લખી છે રા' નાટની વાર્તા ટૂકી સરળ અને વસ્તુપ્રધાન છે સપાદકે યોગ્ય લખ્યુ છે કે આ કૃતિમા અપરિપક્વ ટાચણ જેવી લખાવટ છે, ભાષા, વસ્તુસકલના, પુનરુક્તિ આદિ તરફ પૂરતુ લક્ષ અપાયુ નથી

**'રત્નમાળ'** ગ્રન્થ ઈ સ ૧૯૦૩મા વીશ્વરના અવસાન બાદ પ્રસિદ્ધ થયેલો કવિનો ભાષાન્તરગ્રન્થ છે ઐતિહાસિક કથાનકો એનુ વસ્તુ છે 'રત્નમાળ'મા ભૂવડ જયશિખરી સુરપાળ વનરાજની ચાવડા કુળ કથા આલેખાઈ છે, જ્યારે ગૂજરાત સૌરાષ્ટ્રના બીજા બારોટગઢવી કે વહીવંચાઓ પાસેથી ઉતારી લીધેલી ઉત્તર કથાઓમા જગદેવ પરમાર,

રા'નવઘણ, રા'ખેંગાર, કેસર મકવાણો, વોરસતી જમાન, વરદા-જેતા, અમદાવાદની સ્થાપનાની કથા, આદિ વાતો છે. 'રત્નમાળ' ફૉર્બ્સે તથા દલપતરામને વઢવાણના ગઢવી દેશળજી પાસેથી મળેલો. તે મૂળ પદ્યમાં છે. દલપતરામે તેનું ગૂજરાતી ભાષાન્તર ગદ્યમાં કરેલું છે. ભાષાન્તરમાં વચ્ચે વચ્ચે કેટલુંક જતું પણ કરાયું છે! આ 'રત્નો' તથા વિવિધ પદબંધોમાં આલેખાએલા 'રત્નમાળ' ઐતિહાસિક કાવ્યમાં રસિક બોધક મુક્તકો છે, અસરકારક અને (ભૂચડની ફોજ શહેર લૂટે છે ત્યારે દામીઓ બહાર આવી જે જુગુપ્સાપ્રેરક દશ્ય રચે છે તેના વર્ણનમાં મળે તેવી) અશિષ્ટતાવાળાં વર્ણનો પણ છે. આપણે મૂળમાંથી એક-બે મુક્તકો વાંચીએ:—

"દ્રવ્યસાર પારસમની, વપુમેં વદન કહાત;
સાર તરૂન કો ફલ જ્યુંહી, ગિરિસાર ગુજરાત."—અને,

"દાઢી શીતળ વન દહે, જળ પથરા બેચાય;
મેલા રૂડી જો કરે, સો દેવે ન કરાય."—(શ્રી વજે).

બીજી એક ગઢવીકથી કથાનું ગદ્ય પણ જોઈએ:—

"તદ ચાવડી ઉઠક દેને ઊઠી. ઉઠી જરી તરવાર (લેતી જ) કાઢને ગયો કાઢી નાંખ્યો. હાથ જુદા કરા. પગ, પિંડી, જંગ, ધડ, જુદા બટકા કરા (કકડા) કરને ચાંદણી માંહિ ધડ દેને બાંધી (ચંદરવામાં પોટ કરીને ગાંઠડી બાંધી), ઝરૂખા નીચે રાજમારગ છે, તદાને મારગ માંહે ગાંઠડી નાંખી દીધી."

ગઢવીચારણોનો આ ખજાનો ક્યાં ક્યાંથી પોષણ પ્રાપ્ત કરતો હશે એની કલ્પના કરવામાં સહાયરૂપ આ રહ્યું એક દૃષ્ટાન્ત. 'સિદ્ધહેમ' વ્યાકરણના અપભ્રંશ વિભાગના "વાયસુ ઉડ્ડાવન્તિઅએ પિઉ દિટ્ઠ

* "વાયસ ઉડાવનારી એ પિયુ દીઠો તત્કાલ,
અર્ધ વલય મહીપર ગયાં, અર્ધ ફુટિયાં તડાક."
(ભાષાન્તર: આદેખ/પ્રા. જરામાઈ પટેલ—અપ્રગટ).

સદ્દસત્તિ, અદ્ધા વલય મહિહિ ગય અદ્ધા ફુટ્ટ તડત્તિ" ( ૮, ૪, ૩૫૨ ) એ દોહરો જ જુઓ. ભાષાફેરે આ ગ્રંથમાં પણ એક સ્થળે ઝળકે છે, "વાસ વાસ ઉડાવતી, આપો નાહ ઝબકાં, આધી ચૂડી કર લગી, આધિ ગહિ તડકાં." ' ( જેની વાટ જોતી ) ઘેર કાગ ઉડાડતી હતી, તે સ્વામી આવીને ઝબક્યા; ( તેથા શરીર ફૂલ્યાથી ) અરધી ચૂડી હાથે વળગી રહી અને અડધી તડકીને ઉડી' એવું દલપતરામ ભાષાન્તર આપે છે. થોડો ફેર છે, છતાં બન્ને એક જ છે. આ કથાઓમાં આપણા ઇતિહાસ સાથે આપણું સાહિત્ય પણ સંપાદિત થયું જણાય છે. દલપતરામની ભાષાન્તરકલા બાબતમાં તો એટલું જ કહેવું ઘટે કે એમાં ખાસ કોઈ વિશિષ્ટતા નથી. એ સાદું સરલ છે, તેમ પ્રાકૃત પણ છે. એમાં શબ્દ પર વધુ લક્ષ છે, ભાવાર્થ પર નથી. ભાષા અને ઇતિહાસના અભ્યાસીને ઉપયોગી એવું ભાષાન્તર કવિએ આપ્યું, એ તેની સેવા છે.

સાહિત્યસ્પર્ધાઓમાં અર્થપ્રાપ્તિ કરતાં યશપ્રાપ્તિની આકાંક્ષાએ લગભગ ઈ. સ. ૧૮૫૦થી ઈ. સ. ૧૮૭૦ સુધીમાં ઉમંગ અને પરિશ્રમ સહ આપણા ગદ્યપ્રવાહના નિઃસંકોચ ઉદ્દભવને અવકાશ અર્પતા કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ આપણા ગદ્યસાહિત્યને નિબન્ધ, સંભાષણ, નાટક, વાર્તા, ભાષાન્તરાદિથી ઠીક ઠીક શોભિત કરે છે. એમના સમયમાં એમની પ્રત્યેક ગદ્યકૃતિ વિશાળ જનઆવકાર વરી શકી છે, એ તેમના ગદ્યના મૂલ્યાંકનમાં વીસરવા જેવું નથી. એમાં ઉદાર વિચારકનું અને શાણા અનુભવીનું વ્યક્તિત્વ છે. બહુશ્રુતતાના સંસ્કાર સાથે એમાં વ્યવસ્થિત વસ્તુવિચાર તથા અભ્યાસ પણ છે. શૈલીમાં સૌન્દર્ય કે ભવ્યતા જેવું કંઈ નથી, ઊલટું ઘણી વાર એ ગદ્ય સાવ પ્રાકૃત કે અતિવાચ્યતાયુક્ત પણ લાગે છે; તોપણ એક બે કૃતિઓ તો એવા દોષથી પ્રમાણમાં મુક્ત હોઈ આજે ય સંભારવા જેવી બની શકી છે. એમને ગદ્ય લખવાનો મનોરથ ન હતો, એ તરફ તેમનુ લક્ષ રહ્યું પણ જણાતું નથી. 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રીપદે જ એમને

ગદ્યલેખનમાં જોડી રાખ્યા એમ કહી શકાય. એમની કર્તવ્યપરાયણતાના ફ્લરૂપ આ ગદ્યકૃતિઓ એ જમાનાએ તો હોંસભેર વાંચેલી જ. દોઢ-બે આનામાં એમની ઘણી કૃતિઓ મળતી અને એમાંનો બોધ, એમાંનું હાસ્ય, એમાંનું સંસારાવલોકન અને એમાંની સાદી ભાષા એ કૃતિઓની માગ એવી ઊભી કરતી કે તેની અનેક આવૃત્તિઓ પણ નીકળતી.

આજે દલપતરામનું ગદ્યસાહિત્ય લગભગ મળતું જ નથી એમ કહીએ તો ચાલે ! એ દુષ્પ્રાપ્ય તો થયું છે જ. દલપતકવિતાની માફક જ એ આપણા પ્રારંભિક ગદ્યસેવકના ગદ્યસાહિત્યનું ય દોહન-સંપાદન હવે આવશ્યક થયું છે. સાહિત્યના અભ્યાસીને એક અગત્યનું સાધન એથી સુલભ થાય તેમ છે. અર્વાચીન યુગના ઉઘાડની એમાં છબી છે; એ દષ્ટિમાં તો રહેવી જ ઘટે.

:૪:

"સુધારાના વિષયમા કવિતા કરવાનું પહેલુ માન દલપતરામભાઈને છે. તેઓ અસલી ઢબની કવિતા કરનારાઓમા છેલ્લા અને નવી ઢબની કવિતા કરનારાઓમા પહેલા છે."

—નર્મદ.

"દલપતરામની કવિતા શાન્ત બુદ્ધિની, વ્યવહારમા કુશળ, ચતુરાઈની ભરી અને સભારંજની છે એ નવે રસમા પ્રસગોપાત્ત વિચરે છે, પણ તે શાન્તિ અને વિવેકની સાથે વ્યવહારની મર્યાદા એ જ આ કવિતામા રસના સભાવાસભવની મર્યાદા છે કોઈ પણ રસની મસ્તી એ આ કવિતાને મન ગાંડાઈ છે સસારનુ શાન્ત બુદ્ધિથી અવલોકન કરવુ અને તેમાથી વ્યવહારોપયોગી બોધ લેવો, એ દલપત શૈલીને સૌથી વધારે રુચિકર છે એ શૈલી જાતે દર્દથી મુક્ત હોવાને લીધે બે ઘડી નવરાશની વેળાએ વિનોદ કરવો એમા જ મોટુ સુખ માણે છે. હાઉડ્ડ હાસ્ય (Humour), મર્માળા કટાક્ષ (wit), વાણીની મીઠાશ અને રચનામા વિવિધ પ્રકારના ચાતુર્ય, એ વડે દલપત શૈલીના શાન્ત અને સુખબોધક વચનો ઝગઝગી રહ્યા છે દલપતરામની ચોટ સદા સભાના મનનુ રંજન કરવા ઉપર જ રહેલી હોય છે, અને તેમા તે બરાબર ફતેહ પામે છે, કેમકે શ્રોતાઓના મનમા ઊતરીને તેને કેમ લાગે છે તે જોવાની શક્તિ આ કવિતામા છે."

—નવલરામ.

"તેમના જેવી સર્વમાન્ય કાવ્યશક્તિ, સર્વત્ર માર્ગ કરવાની આર્દ્રતા, પ્રત્યેક પ્રસગે પ્રસરતી કાવ્યપ્રતિભાની તત્પરતા હવે કોઈનામા નથી, ગુજરાતી ભાષાનો હવે કોઈ એવો એકાન્ત ઉપાસક નથી"

—મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

"Slender poetic merit."

—K. M. Jhaveri

"...But he was not a poet."

—K. M. Munshi.

"દલપતકાવ્ય એ જ દલપતરામનો ચિરંજીવ ઇતિહાસ છે."

—ન્હાનાલાલ.

"કવિતા દલપતરામને મન અંતિમ સિદ્ધિ ન હતી, લોકસ્ દેશનું સાધન હતી."

—ન્હાનાલાલ.

"કાવ્યમાં વ્યુત્પત્તિ તથા અભ્યાસમાં સવિશેષ રહેલા તેવા કવિ."

—વિજયરાય ક. વૈદ્ય.

"દલપતરામની ગૂજરાતી કવિતામાંની ઊણપ માટે તે કાળનું ગૂજરાત પણ જવાબદાર છે"

—સુન્દરમ્.

"દલપતના કાવ્યમાં જેટલું સૌન્દર્ય છે તેની પિછાન હજી આપણે કરી નથી."

—સુન્દરમ્.

અર્વાચીન ગૂજરાતી કવિઓમાં કવિ દલપતરામ જેટલો જનઆદર પામ્યા છે એટલો ભાગ્યે જ બીજા કોઈ કવિને પ્રાપ્ત થયો હશે "સર્વાંશે પ્રજાવત્સલ સાહિત્યકાર તો દલપતરામ જ"* એ વિધાનમાં એટલું ય ઉમેરવું જોઈએ કે સર્વાંશે પ્રજાસ્વીકૃત કવિ પણ દલપતરામ જ. એઓની કદરેથી અવગણના પણ એવી જ નિરાળી છે. વિરોધાભાસી આ કથનની વાસ્તવિકતા તો આપણા વિવેચનના પ્રત્યેક અભ્યાસીને ગોચર છે જ. નર્મદ, મહીપતરામ કે નવલરામથી શરૂ કરીને

* 'સમર્થ ઉપ-કવિ'—વિ. ક વૈદ્ય (ગુ સા ની રૂપરેખા)

મણિલાલ, મુનશી કે સુન્દરમ્ સુધીની આપણી સંમાન્ય વિવેચક-શ્રેણીએ દલપતકાવ્યની શક્તિ અને સીમાને સ્પષ્ટ દર્શાવી દીધી છે.

કુટુંબ, નિશાળ કે સભા-મેળાવડાથી માંડીને અભ્યાસીવર્ગ લગી કવિએ એમના જમાનામાં અસાધારણ પ્રભાવ પ્રસાર્યો હતો. આજ લગી, માત્ર પ્રૌઢવયી ગૂર્જર જનમંડળે જ નહીં કિન્તુ કાવ્યક્ષેત્રે પગલાં માંડનાર સહુ ગુજરાતી જનને દલપતકવિતા આનંદ અથવા પ્રેરણા—માર્ગદર્શન આપ્યા કરે છે. એમનું રચેલું પિંગળ તો અદ્યપિ ગુજરાતના કવિઓ માટે સૌ પહેલું સહાયક સાધન રહ્યું છે. આગગાડીમાં મુસાફરી કરતાં કે જીવનના અનુભવોની આપ-લે કરતી વેળા હજી દલપતરામનાં મુક્તકો, એમનાં દૃષ્ટાન્તો, તેમની કેટલીય સૂત્રબદ્ધ બોધક પંક્તિઓ, પ્રૌઢ સમાજને તો પૌષ્ટિક અને સ્વાદિષ્ટ પાથેય જેવાં લાગ્યા કરે છે. કવિ તો દલપતરામ જ,—એવી નિખાલસ પ્રતીતિનો ઉદ્ગાર આજે ય ગૂજરાતમાં ઠીક ઠીક વ્યાપક ગણાય. સામે પક્ષે આપણી કાવ્યવિષેની કલ્પના અને અભિરુચિના ત્વરિત વિકાસને સમજનાર વર્ગમાં અર્વાચીન ગૂજરાતી કવિતાના આ જ્યોતિર્ધરને કાં તો ' ગરબીભટ્ટ ' કે ' અકવિ ' અથવા ઐતિહાસિક મહત્ત્વના માત્ર લોકકવિ તરીકે દલપત-રામનો સ્વીકાર થાય છે. એમની કવિતામાં કેવળ જોડકણાં કે પદ્યત્વ જ જોનાર નિખાલસપણે એમને ઇતિહાસપૂરતું જ મહત્ત્વ અર્પવા તૈયાર થાય છે. છેલ્લા એક સૈકામાં આપણા સમાજમાં સર્વાંગી ક્રાન્તિ સર્જાઈ છે. દાયકે દાયકે અસામાન્ય પરિવર્તન સધાયાં છે. સૈકાઓનો આપણો પરમ્પરિત પ્રજાકીય ઇતિહાસપ્રવાહ અભૂતપૂર્વ વળાંકો લેતો લેતો આગળ વધ્યો છે. આપણું જીવન ફેરવાયું છે, જીવન સમસ્તની પ્રવૃત્તિઓનું મૂલ્યાંકન પણ ફેરવાયું છે. દલપતરામ આવા ઝડપથી બદલાતા કાળપ્રવાહ પર પણ લગભગ અર્ધો સૈકા પર્યન્ત આસાનીથી પોતાનું વ્યક્તિત્વ પરેતું રાખી શકયા હતા અને હજી ય એમને જ સહારે કાવ્યપ્રદેશને જોનારા રહ્યા છે જ, એ કંઈ નાનીસૂની ઘટના નથી. એ

વિરલ ગૌરવ આપણા બીજા કોઈ પણ કવિને ફાળે જતું નથી. દલપતરામની સુબોધક તથા રંજનકારી કવિતાએ ગૂર્જર જનતાનાં ઊંડાં ઊંડાં પડોનો પણ સ્પર્શ કર્યો છે, આબાલવૃદ્ધ સહુનાં જીવનને રસપૂર્ણ કર્યાં છે, કહો કે ઘડ્યાં છે. કલાનો આનંદ અને જીવનનો બોધ પાંચ-છ દાયકા સુધી ગૂજરાતી પેઢીઓને એક જ કવિ નિષ્ઠાપૂર્વક આપ્યા કરે, એ હકીકત કોઈ પણ કવિ માટે ગૌરવરૂપ જ છે.

આપણા શૈક્ષણિક અને વિશેષતઃ તો રાજદ્વારી જીવનની બદલાયેલી પરિસ્થિતિમાં છેલ્લી અર્ધીએક સદીની ઊછરતી પેઢીઓને દલપત-કવિતાનો પરિચય નહીંવત્ થઈ ગયો અને રસવૃત્તિનો ઉત્કર્ષ સધાતાં અભ્યાસીઓને પણ દલપતકવિતાની મોટી મર્યાદાઓ સ્પષ્ટ થવા માંડી, તેમ જીવનવ્યવહારમાં દલપતકાવ્યનું પ્રસરેલું સર્વોપરિત્વ લગભગ વીસરાઈ પણ ગયું, એનો ઇનકાર કરી શકાય તેમ નથી. આજે દલપત-વાણી પ્રૌઢવયી ગૂજરાતી જનસમાજે જેટલી સજીવ છે, એટલી જ આધુનિક જુવાન—કિશોરસમૂહમાંથી એ અદૃશ્ય પણ છે. એમાં કેટલુંક અનિચ્છનીય થાય છે ખરું, પરન્તુ આપણી કલાસમજ અને સર્જકતાને એ પરિવર્તનથી લાભ પણ થયો છે જ. દલપતરામની કવિતા સર્વથા વીસરાય એમાં આપણા સાહિત્ય કે શિક્ષણ એકેયને લાભ નથી એમ કહીને એટલું ય ઉમેરીશું કે થોડો સમય, દલપતકવિતા એ જ આપણી કવિતા એવા ભાનને દૂર કરવા એની વિસ્મૃતિ ઇષ્ટ હતી. એક રીતે કહીએ તો તે અનિવાર્ય પણ હતું જ.

ઈ. સ. ૧૮૫૦ થી ઈ. સ. ૧૮૮૦ લગી તો દલપતરામની કલાદૃષ્ટિ અને તેમની રચનાની આપણા કવિઓ, વિદ્વાનો, પ્રતિષ્ઠિત શિક્ષિતો અને સામાન્ય શિષ્ટ સમૂહમાં પણ મોટી પ્રતિષ્ઠા હતી. દલપતરામ સહુના શિક્ષક, માર્ગદર્શક અને પ્રેરક થઈ ગયા હતા. ગૂજરાતી પ્રજાજીવનને આ એક જ કવિએ ગાઢ તથા વ્યાપક સ્પર્શ કર્યો છે. આપણો પુરુષાર્થ, આપણી આકાંક્ષા, આપણી પરિસ્થિતિ, આપણી પરમ્પરા, આદિને

દલપતકાવ્યમાં એવો ધબકાર મળ્યો કે વાસ્તવિકપણે તો સાક્ષર ગોવર્ધનરામ, પંડિત નરસિંહરાવ, કવિ કાન્ત કે કલાપી જેવા તેજસ્વી સર્જકસમુદાયના કાર્યારંભની વીસીમાં પણ દલપતરામની અસર ગૂજરાતી કાવ્યભોક્તા વર્ગ પર અચલ જ રહી હતી. દલપતકવિતાની આવી પ્રબલ અસરનું તત્કાલીન આલેખન યોગ્ય કરાયું છે, "આ સ્તબકમાં (નર્મદ-દલપતજમાનામાં એટલે કે લગભગ ઈ. સ. ૧૮૮૫ લગી) દલપતરામના કાવ્યોની શૈલી તેમના અનુયાયીઓમાં, પ્રતિસ્પર્ધીઓમાં અને સમકાલીન કે અનુકાલીન સ્વતંત્ર પ્રતિભાવાળા લેખકોનાં કાવ્યોમાં તેના મુખ્ય મુખ્ય અંશોમાં પ્રતિબિંબિત થતી રહેલી છે."* આવું આપણે આપણા કેટલાક કવિઓ માટે કહી શકીએ ?

દલપતરામને પ્રાચીન અને અર્વાચીનના સેતુરૂપે આપણી વિવેચનાએ દર્શાવ્યા છે. સમાજ બદલાતો રહે છે, છતાં ગત સંસ્કારનું એનું અનુસંધાન એને ઇષ્ટ પણ લાગે છે. આપણા પ્રજાકીય વિકાસનો ઇતિહાસ જોતાં પરિવર્તન અને પરમ્પરાનો સમન્વય બોધનાર નેતાઓને મળેલા સાફલ્યની વાત સ્પષ્ટ થાય તેમ છે. બીજી રીતે કહીએ તો, સામાન્ય પ્રજાવિકાસ વર્તમાનને ગતથી સાવ વેગળો રાખીને સ્થિર કરી શકાતો જ નથી. કવિ દલપતરામના ઉપર્યુક્ત અસાધારણ યશસ્વી પુરુષાર્થનું રહસ્ય આમાં જ છે. એમનું કલામાનસ, એમનું કાવ્યનિરૂપણ ત્વરિત ગતિથી આગળ વધતા ગૂજરાતને પણ લગભગ પચાસ વર્ષો સુધી સંમાન્ય નીવડયું તેનું કારણ જ એ છે કે એમાં પરમ્પરાનું અનુસંધાન અખંડિત હતું, તેમજ અર્વાચીનતાનો આદર પણ હતો.

સ્વાભાવિક છે કે મધ્યકાલીન ગૂજરાત અને અર્વાચીન ગૂજરાત વચ્ચેના આ સંસ્કારપ્રતિનિધિને કયાંકથી વિનમ્ર ભક્તિનો અર્ઘ્ય મળ્યો, તો કયાંકથી નિરપેક્ષ નિરીક્ષણ પણ મળ્યું. એની કવિતા વધાવનારા નીકળ્યા; એને ઉવેખનારા પણ નીકળ્યા. આજે આપણી

* 'અર્વાચીન કવિતા'—સુન્દરમ્ : ૫.

વિવેચનાનો સાચો સત્કાર દલપતકવિતાને સાંપડ્યો ગણાય. એને ય વાંચો, સમજો, એમાં ય સૌન્દર્ય તો છે જ, એવું એવું આજે વિવેચને ફરી ફરી સમજાવ્યું છે. દલપતકવિતા અંગેનો ઉપર્યુક્ત ઉભયપક્ષી પૂર્વગ્રહ ટળવાની જરૂર છે. અદ્યતન વિવેચને તે કર્તવ્ય બજાવ્યું પણ છે. એ કવિતાના લખનારને 'કવીશ્વર' કહેવામાં જે અદ્યતન કલારુચિ અનૌચિત્ય માને છે, તો એ કલમસેવકને 'અકવિ' કહેવામાં પણ એ એક પ્રકારનો આવેશ કે તાટસ્થ્ય—સમભાવનો અભાવ પણ જુએ છે. દલપતરામ 'કવીશ્વર' નથી, તો તેઓ 'અકવિ' પણ નથી એ આજનું સ્વીકૃત વિવેચન કહી શકાય.* એમનાં કાવ્યોની ભક્તિ-પ્રશંસા કરતા વલણને કે અવહેલના—તિરસ્કૃતિ દાખવતા માનસને આપણે કાળબાહ્ય જ કહેવું જોઈએ. આજે દલપતકવિતા દ્વારા ઉદ્ભવ પામેલી અર્વાચીન ગૂજરાતી કવિતાના પ્રારંભને એક સૈકો થઈ ગયો છે ત્યારે ય એટલું તો તટસ્થભાવે પણ અવશ્ય કહેવું ઘટે કે દલપતકવિતા હજી પણ તેના કેટલાક સદ્અંશોને પ્રતાપે જીવન્ત છે.

કવિ દલપતરામનું જીવન વિચારતાં આપણે વિલોક્યું કે તેઓના વ્યક્તિત્વની મોટામા મોટી ખૂબી હતી તેમની વિનીતતા. કલાપ્રદેશે પણ એમણે જૂનાનવાના મિલનનો માર્ગ પસંદ કર્યો છે. વ્રજભાષા, સંસ્કૃત તથા જૂની ગૂજરાતી કવિતાનું મર્યાદિત છતાં સંગીન અધ્યયન એમણે પોતાના જીવનના પ્રારંભકાળમાં જ સેવી લીધુ હતું. એ સર્વમાંથી પોતાને સારરૂપ લાગેલું ઉત્તમ તત્ત્વ એમણે ગૂજરાતી ભાષા-સાહિત્યમાં લગભગ પચાસ વર્ષો સુધી સતત ઉતાર્યું. મૂળીના સ્વામીનારાયણી મંદિરમાંનું, અમદાવાદના સ્વામીનારાયણી મંદિરનું અને બાલ્યકાળે ગામઠી શાળાનું અઢીએક વર્ષનું શિક્ષણ, એટલી જ શૈક્ષણિક ભૂમિકા બાંધી શકેલા આપણા આ પ્રથમ અર્વાચીન કવિને નવીનતાના મંરકારો

* જુઓ: "નર્મદ 'મન્વન્તરનો મનુ' નહીં; દલપતરામ ગૂજરાતી સાહિત્યના કવિકુલગુરુ કાલિદાસ પણ નહીં."—વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ('વિવેચના'—પૃ. ૨૮).

મળ્યા ફૉર્બ્સમાથી, નર્મદમાથી અને નિશાળ તો નવા યુગની પ્રવૃત્તિઓમા પોતે ઓતપ્રોત થઈ ગયા તેમાથી અગ્રેજી ભાષા કે સાહિત્યનો એમનો પરિચય ન હતો, તો ફૉર્બ્સસાહેબ ની વાતચીતમાથી થયો હોય એટલો જ સસ્કૃત ભાષા સાહિત્યનો એમનો સ્પર્શ પણ ઝાઝો નહીં જ જેનામા નૈસર્ગિક અવલોકન તથા લેખનની શક્તિ ઘણા મોટા પ્રમાણમા હતી અને અભ્યાસનો આછો પટ તેના પર ચઢના પણ તે ઓપી ઊઠી આપણા સુપ્રસિદ્ધ ગદ્યલેખક મણિલાલ નભુભાઈએ દલપતરામ, નર્મદાશકર, મનસુખરામાદિના સમગ્ર મડળમા સસ્કૃતજ્ઞાનની અધૂરપ દાખવતા લખ્યુ છે, 'એ વાત લક્ષમા આવે એવી છે કે જે ત્રણે મડળ કહ્યા (દલપત, નર્મદ અને મનસુખરામના) તેમાના પ્રત્યેક ગૃહસ્થમાનો એકે સારો સસ્કૃતજ્ઞ પડિત નથી અને તૃતીય મડલવાળાએ પાછળથી એ વિદ્યાનો કઈક સસ્કાર પ્રાપ્ત કર્યો છે એટલે તેમને બાતલ કરતા, બાકીના બે મડલમા તો એ અગ્રણી કવિઓને પોતાના સાહિત્યપૂરતો જે સસ્કાર હોય તે વિના કોઈને સસ્કૃતનો સ્પર્શ પણ હતો નહિ" મણિલાલના આ મતવ્યને યથાર્થ ગણીને જ સમજી શકીએ જો ગોવર્ધનરામથી શરૂ થયેલી આપણી પડિત પેઢીની જ્ઞાનસજ્જતાનો આપણે ખ્યાલ કરીએ તો સસ્કૃત કાવ્ય સાહિત્યનો પરિચય દલપતરામે અમદાવાદમા છેક વર્ષ જ કર્યો, તોપણ એ અધ્યયનના સસ્કાર એવા પ્રબલ નીવડ્યા કે એમની કવિતા અને એમનુ અન્ય સાહિત્ય પણ સસ્કૃત ભાષા સાહિત્યના એમના પરિચયની કેટલીક સુભગ નિશાનીઓ પૂરી પાડે છે એમા દલપતરામનુ કુટુમ્બવડતર, શિક્ષણ અને નાનાવરણ મધ્ય કાલીન બ્રાહ્મણત્વના રગે રગાયુ હતુ, છતા નવયુગના આદોલનો તેઓએ જોયા અને એ નવીન અમર ઝીલવામા તેમજ ઝિલાવવામા નેતા અગ્રેસર પણ થયા નાકેટ પડુ તેઓ નવા જમાનાની જ વિશિષ્ટતા કહેવાય એવુ પોતા તરફથી કેટલુક અર્પણ કરી ગયા

કવિ દલપતરામે ભાષા, છન્દ, કાવ્યસ્વરૂપ, વસ્તુ અને ભાવના એ સર્વમાં નવા-જૂનાનો સમન્વય સાધી બતાવ્યો છે. એમણે સૂરતમાં પોતાની પ્રસિદ્ધ પદ્યરચનાઓ પહેલવહેલી જનતા સમક્ષ ધરી તેને પછીને વર્ષે જ આપણા સાહિત્યના અંતિમ મધ્યકાલીન કવિ દયારામે વિદાય લીધી. એમની વિદાય અને નવાં બળોના પ્રવેશ વચ્ચે આપણે દલપતરામને જોઈએ છીએ.

આપણી મધ્યકાલીન કવિતા શ્રાવ્ય હતી. મુદ્રણશોધને લીધે આપણી અર્વાચીન કવિતા પાઠ્ય બની. દલપતરામે કવિતાના શ્રાવ્યત્વમાં શ્રદ્ધા સ્થાપી અને ગૂજરાતને ગામેગામ ફોર્બસ સંગાથે કે એકલા ફરતા ફરતા એમણે પોતાની લગભગ બધી મહત્ત્વની કૃતિઓ કતકેમા લનકાગી માસિકોમાં, પુસ્તિકાઓ રૂપે અને પછી તો સંગ્રહરૂપે મુદ્રિત થયેલી દલપતકવિતાનો મોટો ભાગ ગૂજરાતે કવિમુખે સાંભળેલો. દલપતરામની કાવ્ય ગાવાની રીતમાં આકર્ષણ હતું. એમાં ગાયન કરતાં બુલન્દ લયનો વિનોદ હતો. વડોદરા-ભાવનગરાદિની રાજસભા હોય કે શિષ્ટ શિક્ષિતોની મંડળી હોય કે પછી પ્રાન્તિક પરિષદો અથવા બીજી સભાઓ હોય, દલપતરામની કવિતા સાંભળવા તે કાળનું સંસ્કારી ગૂજરાત સદા તત્પર રહેતું. કવિતાનું શ્રાવ્યત્વ તેના કલાસ્વરૂપ પર પણ ભારે અસર કરે જ. તેની સામગ્રીઓ પર તેની અસર પડે જ. દલપતરામની કવિતાના સભારંજનના તત્ત્વ પર આપણા વિવેચકોએ આપણું ધ્યાન દોર્યું છે જ. એ તત્ત્વને કેવળ ક્ષતિ ન ગણીને પણ જોવાયું છે. પાઠ્ય કવિતાનો પ્રચાર થતાં કાવ્યકલાના અનેક સૂક્ષ્મ તત્ત્વો પ્રગટ થઈ શક્યાં છે અને દલપતકવિતાએ શ્રાવ્યત્વના લાભમાં કેન્દ્રિત થઈને આવી સૂક્ષ્મ સિદ્ધિ દૂર રાખી છે એમ પણ બતાવાયું છે. અર્વાચીન કવિઓમાં કવિતાના શ્રાવ્યત્વનો સમર્થ પુરસ્કાર દલપતરામે જ કર્યો છે. એમની કાવ્યભાષા, એનો પદબંધ, એનું અલંકરણ, એની કલ્પનાઓ, એમાંની લાગણી, એનો વિચાર—એ સર્વની ખૂબી કે ખામી દલપતકવિતાએ સ્વીકારેલા આ સ્વરૂપને જ આભારી છે.

કવિતા શ્રુતિગોચર કલા છે, કિન્તુ એ શ્રુતિગોચરતાનો સ્થૂલ અર્થ ન લેતાં, તેને સૂક્ષ્મ અર્થમાં સમજવી જોઈએ. કવિ દલપતરામ કાવ્યને શ્રાવ્ય બનાવવાના સ્થૂલ પ્રયત્નમાં રહ્યા એ એમની મર્યાદા છે. વર્ણ-સગાઈ, પ્રાસ, પ્રાકૃતગમ્ય શૈલી, બૌદ્ધિક તર્કલીલામાં જ એમનું કાવ્યનિરુપણ શક્તિનો ઉત્તમ વિનિયોગ જુએ છે! બાહ્યાંગોની આવી આસક્તિ સભારંજન કે મંડળી ઉદ્દેબોધનના એમના આશયને જ આભારી હતી/ એમનું કવિમાનસ રચનાની પળેપળે જનગણની રુચિ તથા તેની આવશ્યકતાના વિચારે જ પ્રેરાતું હતું. "કવિ તો બહુ છે દલપત્ત કહે, સમજાય કવિત્વ સભાનટમાં," એ હતી એમની પ્રતીતિ./ કલાના ચમત્કૃતિતત્ત્વ પ્રતિ તેમની ઉપેક્ષા નથી. ભાવકના ચિત્તમાં રસ પ્રેરવાનું કવિકર્તવ્ય તેઓ સમજતા હતા. વાણી અને વિચાર ઉભયની ચમત્કારિકતાથી જ 'જનમનરંજન' થાય એ એમનાથી અજાણ ન હતું. છતાં એ ચમત્કૃતિ સાધવા એમણે જે દૃષ્ટિ અને સામગ્રી અપનાવી તેનો પ્રભાવ એમના સમયમાં જ સફળ નીવડ્યો, પછીના જમાનાને એની બહુ અસર ન પહોંચી. શ્રી. સુન્દરમ્ યોગ્ય કહે છે, "દલપતરામ માટે રસનો ચમત્કાર સાદા ભાવોદ્બોધમાં, સીધી સ્વાભિવ્યક્તિમાં જેટલો નથી તેટલો ઝડઝમક ભરી નીતિરીતિની અમુક બોધકતામાં છે."* અહીં સૂચિત છે તેમ માત્ર બાહ્યરૂપે જ નહીં પરન્તુ અંતસ્તત્ત્વરૂપે પણ દલપતકવિતા સૂક્ષ્મ સિદ્ધિ પ્રાપ્ત કરી શકી નથી./ સંવેદનાનું સૂક્ષ્મ વૈવિધ્ય, કલ્પનાનું મુક્ત ઉડ્ડયન, દર્શનનું અસાધારણત્વ, અથવા ધ્વનિનું રસિકત્વ દલપતકાવ્યમાં દુર્લભ છે. એનો ચમત્કાર એમાં મળવો સહેલો નથી. એમની કવિતા સ્થૂલ ચમત્કૃતિ રચવામાં પ્રવૃત્ત અને પ્રવીણ થઈ શકે છે. આંતરિક વૈભવ તેમની શક્તિ બહારનો વિષય લાગે છે, એમ કહીએ તો એમને અન્યાય નહીં જ થાય. એમનું કલામાનસ લોકપરાયણ છે. એ ભાવકસમૂહની ગ્રાહકતાની બહાર પગલું મૂકવા તૈયાર નથી. ભાવ ઘૂંટાય, શબ્દ કસાય, લય સૂક્ષ્મ સંવાદિતા ધારે, કે કલ્પન-દર્શન ભવ્યતા

* 'અર્વાચીન કવિતા'.

અને ચતુરાઈના પ્રગટ કરે, એ બધું દલપતકવિતાને ભાગે હોવાનું જ નથી! સુધારો, શિક્ષણ, બોધનેવેડ દલપતરામ કવિતાને સાધન માને એ બને, પરન્તુ એ સાધનના યથાર્થ વિનિયોગ અર્થે એની કલ્પના સમજવાની તો તેઓ અશક્તિ જ બતાવે છે. પરિણામે કેટલીક વાર ભવ્ય વસ્તુ હાથમાં આવવા છતાં એમનું પદ એને ઝીલવા જતાં પાતળું પડી જાય છે।

એમાં દલપતરામનો દોષ કેટલો? નિરપેક્ષ દૃષ્ટિએ તો અવશ્ય એ ગણી શકાય એમની પ્રતિભાની અધૂરપ! એમના જમાનામાં વિદ્વાનો, કવિઓ, જનસામાન્ય કે સભામંડળીઓ. સહુને ગમતું આકર્ષણ રેડનાર 'કવીશ્વર'ની આ મર્યાદા એમના જમાનાની જ મર્યાદા નથી? એ મર્યાદા દલપતરામની જ નહિ, સમગ્ર સમયની રસરુચિની મર્યાદા છે. ઝમઝમટ તથા અર્થાનુસારણું પદલાલિત્ય કવિત્વનો ઉન્મેષ મનાતું, કવિતા વંચાતી તે કરતાં સંભળાતી વિશેષ અને બોધ તારવ્યા વિના કાવ્યાનંદ પૂરો થતો જ નહીં, એ જમાનામાં! કથા, કીર્તન, ભજન કે બહુ તો રાજસભામાં કવિતા ઝીલતી આવેલી આપણી પ્રજા એ જમાનામાં સભા, મંડળી અને પરિષદમાં બોધક તથા સર્વગમ્ય, સ્વાર્થની ચાતુરીવાળી કવિતા ઇચ્છતી હતી. અંગ્રેજ પ્રજાના આગમને પ્રેરેલા નવા વિચાર, નવા પુરુષાર્થને પદમાં એ પ્રકારે વિપુલ પ્રમાણમાં વહેતા આવતા જોઈને તે સમયનું ગુર્જરગણ મુગ્ધ સંતોષ અનુભવતું હતું. મહત્ત્વનું તો એ હતું કે એ કવિતા તે સમયના ભાવકસમૂહને આલ્હાદતી હતી, કવિમુખે કાવ્યનો પ્રત્યક્ષ આસ્વાદ, એ જ હતો એમનો કાવ્યાનંદ, એ જ હતી એમની કવિતાસમીક્ષા।

દલપતરામ જ નહીં કિન્તુ એ કાળમાં સર્વ કવિઓ ભાવકવૃન્દની આ ઝંખના જાણીને જ પદરચનામાં પ્રવૃત્ત થતા હતા. "સારી પ્રજાના ઉપર કવિતાનું મૂળ નથી પણ લોકમાંના વિદ્વાન વર્ગના વિવેચન ઉપર છે," એવું સત્ય વિધાન કરતા * નર્મદને પણ એમાં

* 'મારી હકીકત'.

અપવાદ ગણી શકાય તેમ નથી. "લોકના સાધારણ સમૂહમાં સર્વોપરી જનપ્રિય કવિ આ જમાનામાં આપણા ગૂજરાત પ્રાન્ત ખાતે દલપતરામ છે"—એ નરસિંહરાવના કથનને આપણે યાદ કરીશુ. બીજા એક અભ્યાસીના શબ્દો જોઈએ, "એમની પહેલાના તથા એમના સમકાલીન બીજા કોઈ પણ કવિ કરતા એમની કવિતા વિશેષ વંચાતી, સમજાતી અને વર્તનમા ઉતારાતી *" શ્રી વિશ્વનાથ ભટ્ટ યોગ્ય સમજાવે છે કે "જ્યા જ્યા કવિતા કે વિદ્વત્તાવિષયક કામ પડે ત્યા ત્યા દલપતરામની જ માગણી થાય છે" + નર્મદના કથનમા કટાક્ષ છે દલપતરામ પર. એનો આ કવિના અભિપ્રાયમા ઉચિત પ્રતિકાર છે. દલપતરામની કવિતા ગૂજરાતમા સતત સત્કાર પામતી હતી, જનતામા તથા વિદ્વદ્-વર્ગીય પ્રજા એમને 'કવીશ્વર' કહેતી, કવિઓ તમને 'કાવ્યગુરુ' ગણતા, વિદ્વાનો એમને સિદ્ધહસ્ત કવિ સમજતા

કવિ દલપતરામ પોતાના સમયની લોકાભિરુચિનો માર્ગ નિ:શેષ અનુસરે છે, એવુ નિરૂપનાર વિધાન પણ કેમ કરી શકાય? સંસ્કૃત વૃત્તોના પ્રચાર, એનો વ્યાપક સફળ પ્રયોગ ગૂજરાતી કવિતામા દલપતથી જ શરૂ થયો છે યુગાનરૂપ નવા વિચારો, નવા વિષયો પણ એમની કવિતા એ જ પહેલવહેલા આપણી કવિતામા ગૂથ્યા છે બોધક અને રોચક પદ્યકથાનકો, શ્રી. સુન્દરમ્‌નો શબ્દ વાપરીએ તો 'કાવ્યકથા'નુ પદ્યસ્વરૂપ એમણે જ આપણો પહેલી વાર અર્પ્યુ છે. દલપતરામને ફાળે ગૂજરાતી કવિતાના ઇતિહાસમા કેટલીક સ્મરણીય નવી દિશાઓ પ્રતિ પ્રસ્થાન કરવાનો યશ જાય છે

એ જમાનાના સામાજિક પરંપરાથી અમુક ધારે જતો હતો એ પણ કેમ વીસરી શકાય? એવી કવિત્વરુચિની પરિસ્થિતિમા પણ ભાલણનુ મન રંજન કરી આજે ય સત્કારીને ગણાય. એવુ સર્જન પ્રેમાનંદ ક

* 'જયન્તીવ્યાખ્યાનો'—નરહરિ પરીખ
+ 'સાહિત્યસમીક્ષા'.

દયારામ સમા કવિઓએ કર્યું છે જ ને? નિરપેક્ષ દૃષ્ટિએ પણ એમાં સર્જકતાની સૂક્ષ્મ છટા ક્યાં નથી મળતી? પ્રસિદ્ધિના નવા સાધનોની વિશેષ સહાય છતાં, એને કારણે તે સમયમાં અસામાન્ય લોકસત્કાર પ્રાપ્ત થયો હોવા છતાં, 'કવીશ્વર' દલપતરામની કવિતા આજે એ કોટિએ મૂકી શકાતી નથી ભાવકની રસવૃત્તિનું બન્ધન ઊંચી સર્જકતાને મર્યાદિત ન કરી શકે દલપતની સર્જકતા એવું બન્ધન છોડી શકતી નથી એ આપણે જોયું છે જ

આમ દલપતકવિતાની મર્યાદા કે ક્ષતિ માટે વસ્તુતઃ તો કવિને પોતાને જ જવાબદાર ગણવા ઘટે તેની પ્રાકૃતગમ્યતા કે બાલભોગ્યતા એ દલપતરામની કવિતાએ સીમા માની રહી એ મર્યાદાને મર્યાદા નહીં પણ શક્તિ ગણનારા એ સમય હતા કવિ પોતે પણ એમ જ માનતા એ તેમની મર્યાદા! વિશાળ શ્રોતાસમાજને બોધ આપે અને આનંદ પણ પીરસે તે અર્થે કાવ્યની સ્થૂલ સજાવટ ચમત્કારિક ગીત કરવી એમાં તેઓને કવિધર્મ દેખાયો હતો આપણે માત્ર એટલું અવશ્ય સ્વીકારીએ કે પોતાની કલાદૃષ્ટિના આવિષ્કારમાં તેઓ નિતાન્ત નિષ્ફળ ગયા ના પણ કલ્પના એમના વિચારો મૂર્ત કરી દાખવવામાં એમણે પ્રામાણિક પરિશ્રમ કર્યો, પોતાની કવિતાની અલ્પતાના વિનમ્ર ભાન સહિત સતત ઉત્સાહપૂર્વક સિસૃક્ષાને ભાવકવર્ગની સમક્ષ અર્ધી સદી સુધી પ્રયોગોએ ચડાવી સતેજ રાખી અને નવી ગુજરાતી પ્રજાને કલાભિમુખ રાખી એમની એ કાવ્યસાધના એ સમયમાં અનન્ય સાફલ્ય પામી ને ગુજરાતને ખૂણે ખૂણે 'દલપત'નું નામ ગૌરવભર્યું સ્થાન પામ્યું।

(દલપતકવિતાના બાહ્ય અને આન્તર સ્વરૂપો ઘડવામાં જૂના અને નવા બળોનો હિસ્સો છે મધ્યકવિતા અને સંસ્કૃતકાલીન ગુજરાતી કવિતાએ એમને કવિતાની શ્રુતિગોચરતાનું મહત્ત્વ સમજાવ્યું અને તે રીતે તેમની ભાષા—છન્દ—અલંકાર—શૈલી આદિ પદ્યસામગ્રીઓ પર સંસ્કાર પાડ્યા દૃષ્ટાન્ત અને બોધ સમા કાવ્યાંગો પણ એ દલપતરામ

પર શામળ, સ્વામીનારાયણ સંપ્રદાય, અને ફૉર્બ્સસાહેબનો પ્રભાવ પણ સૂચિત થયો. * લાગે છે તો એમ કે એ દલપતરામની પોતાની અભિરુચિના તત્ત્વો છે. અનુભવી, વ્યવહારશાણા શિક્ષક કે ઉપદેશકનું તેમનું વ્યક્તિત્વ હતું. એમ છતાં ફૉર્બ્સ—કર્ટિસ—હોપ કે નર્મદ સમા નવા જમાનાના સંસ્કારસેવકો તેમજ નવી સ્થપાયેલી વિદ્યા—સુધારાની સંસ્થાઓ કે બહુવિધ પ્રવૃત્તિઓએ દલપતરામને કવિતામાં યુગલક્ષીપણું સમજાવ્યું. તેમના વિચાર તથા વસ્તુ વિષય પર તેની અસર છે. સુજ્ઞ અંગ્રેજ ફૉર્બ્સ જેવાનો સહવાસ, કવારેક સેવાઓનું સૂચન, ક્યારેક નર્મદ જેવાનો પ્રયોગ, અર્ધજાગૃત વાતાવરણ,—માત્ર આવી આછી અસરે પણ એ કવિના સંસ્કારી આત્માને નવીનતામાં પ્રેર્યો. સાથે એ પણ ખરેવ જ રહ્યું કે ફૉર્બ્સ ઉપરાંત નર્મદ સમા પ્રતિસ્પર્ધીને પણ પોતાની શક્તિજ્યોતે દલપતરામે દોર્યા છે. ફાર્બ્સ નર્મદને કેટલીક રીતે કવિ દલપતરામે પણ ઘડ્યા છે જ. નવા યુગના તેઓ માત્ર ગાયક નથી રહ્યા, નવા યુગના શિલ્પી પણ બન્યા છે. એમની કવિતામાં પરંપરા અને પરિસ્થિતિના સ્વીકાર ઉપરાંત પ્રગતિનું પણ દર્શન થાય તેમ છે. એમનું જીવન એવું હતું, એમનું કવન પણ એવું જ નીવડ્યું.

(દલપતકવિતાએ ગૂજરાતી કાવ્યરસિકોને જૂની દેશીઓ અને માત્રામેળ પદબંધો ઉપરાંત તે સમયમાં વ્યાપક નહીં જ એવા સંસ્કૃત અક્ષરમેળ વૃત્તોમાં સરળતાથી ડોલતાં કાવ્યો આપ્યાં. શબ્દાર્થાલંકારે સહજ છતાં સાદી શૈલી અને શિષ્ટ પ્રાસાદિક ભાષામાં નવજાગૃતિના સંદેશરૂપ વિદ્યાવૃદ્ધિ, બુદ્ધિસન્માન, સામાજિક અને આર્થિક પુનરુદ્ધાર તેમજ પરમાર્થનો રસિક રીતે બોધ આપ્યો. એ સરખા ઉત્સાહથી અને નિખાલસ નિષ્ઠાથી ગૂજરાતી ભાષા અને કવિતાને જૂની ભૂમિકાનું અનુસંધાન ન તૂટે એ પ્રકારે નવા યુગના વાતાવરણને અનુકૂળ બનાવાનું

* અમને તો લાગે છે કે ફાર્બસસાહેબે પોતાની કાવ્યભાવના (Didactic & narrative) દલપતરામને શીખવી.' —મણિલાલ નભુભાઈ દ્વિવેદી ('સુદર્શન ગદ્યાવલી')

મહાન સરદારગીરી દલપતરામે સફળતાપૂર્વક કરી બતાવ્યુ. જૂનુ ન અવગણ્યુ અને નવુ ન તિરસ્કાર્યુ એ 'કવીશ્વર' દલપતરામને કારણે, શુ સમાજમા કે શુ સાહિત્યમા.

કવિ દલપતરામની કવિતા અર્વાચીન ગૂજરાતી કવિતા ઉપરાંત અર્વાચીન ગુજરાતનું પણ એક મહત્ત્વનું વિધાયક બળ બની શકી અમદાવાદમા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મૂળ સુદૃઢ થયા તેમજ તે ફાલીફૂલી, સુરતની નવજાગૃતિની સસ્થાઓ શરૂ થઈ, ભાવનગર—વઢવાણ—વડોદરા સમા ઘણા રાજસ્થાનોમા શિક્ષણાદિની પ્રવૃત્તિઓના બીજ રોપાયા, મુંબઈની હિન્દુ અને પારસી જનતાને સુધારામા શાણુ સુમાર્ગ સાપડ્યુ, એ સર્વ દલપતરામે કવિતા લખી—સનમારી તેથી કલાસ્વરૂપે જ નહીં, ભાવનાપ્રભાવ પરત્વે પણ એમના કાવ્યો લોકાભિમુખ રહ્યા છે એમને 'જનતાપરાયણ કવિ' શ્રી સુન્દરમ્ કહે છે તે એમના કવિવ્યક્તિત્વનુ સાચુ રેખાંકન છે લક્ષ્મીવન્તોની લક્ષ્મી, સત્તાધારીઓની સત્તા, શિક્ષિતોની સસ્કારિતા અને પ્રજાની પ્રીતિ દલપતકવિતાએ નૂતન ગૂજરાતના કાયાકલ્પમા પ્રયોજી એ તેમની કવિતાની મોટામા મોટી સિદ્ધિ—વિશિષ્ટતા છે સાહિત્ય અને શિક્ષણને જીવનથી વિમુખ કે તટસ્થ નહીં પરન્તુ તેમા પ્રવૃત્ત કરવામા એમના સાહિત્યની સેવા મોટી છે એમના વિશાળ લોકસંપર્ક અને એમની કવિતાની વિશાળ લોકભોગ્યતા શિષ્ટ સાહિત્યનાં વર્ગે પડાવી આપણે ત્યા વિરલ બની ગયા લાગતા નથી? દલપતકવિતાએ ગુજરાતની ધરતીના ઊંડા ઊંડા પડોમાથી રસ શોધ્યો છે, અને એ જ રીતે ગુજરાતની ભૂમિમા ઊંડે નગી એનો રસ પ્રસર્યો છે એમ કહેવુ જોઈએ

એ યુગમેરા ઉપરાંત દલપતકવિતાનું કાયમી મૂલ્ય એના છે કે એની અમુક ભાવનાએ સદાય પ્રતિષ્ઠા રહેવાની છે ગુજરાતને નવ્યપથે પ્રારંભના પ્રવાસમા એ મિષ્ટ અને સ્વત્વશાન પાથેય સમી છે ભાવક જ નહીં સર્જક માટે પણ કાવ્યસંસ્કારની પ્રથમ ભૂમિકાએ એ કવિતા

"વિનોદની સાથે જે ઉપદેશ રહેલો છે તેની ઊંડી અસર મોટી ઉંમરના માણસો ઉપર પણ ન થાય એમ કોણ કહી શકશે?" * એવી પૃચ્છા પાછળની શ્રદ્ધાયુક્ત પ્રતીતિ યોગ્ય છે. કાવ્યમાં લય વાણીની સૂક્ષ્મ ભંગી, કલ્પનાની સમૃદ્ધિ, સંવેદનાની ઝીણી ભાત, વિચારનું કવિત્વમય સભરપણું કવિતાની ઊંચી કક્ષા છે જ, તોપણ બોધક કવિતા—તેય દલપતરામે આપી છે તેવી રસિક બોધક કવિતા પણ જીવન તેમ સાહિત્યમાં મોટો ભાવકવર્ગ સદા ય સ્વીકારવાનો જ. દલપતરામે જે સુબોધક કવિતા આપી છે તેમાં પ્રાચીન સંસ્કાર અને અર્વાચીન સંસ્કારનું સુભગ સમુચિત સંયોગીકરણ છે, સરલ શિષ્ટ શબ્દો પરનું પ્રભુત્વ છે, અને સિદ્ધાન્તો જ નહીં, દૃષ્ટાન્તો પણ પ્રતીતિકર અને રુચિકર છે. તેથી જ પ્રૌઢવયી જનસમાજમાં તો એ એવી પ્રિય નીવડી છે કે એને કંઠસ્થ કરવામાં કાવ્યના અને સંસ્કારિતા પ્રતિની અભિમુખતા મનાઈ છે. કદાચ આજની જુવાન પેઢી દલપતરામને વાંચતી વિચારતી ઓછી થઈ હોવાથી એ ત્રણ દાયકા બાદ દલપતરામની કવિતાની ઉપર્યુક્ત શક્તિ ઓછી પ્રગટ જણાય ખરી, પરન્તુ તેમાં અધૂરપ કે ક્ષતિ દલપતકવિતાની નહીં હોય. બાલભોગ્ય અને પ્રૌઢભોગ્ય કાવ્યો અર્વાચીન ગુજરાતી કવિઓમાં વિપુલ પ્રમાણમાં તો કવિ દલપતરામ તરફથી જ પ્રાપ્ત થાય તેમ છે. એની સરળતા, એમાંનો વિનોદ, સદાચારનો એમનો આગ્રહ, જીવનનથી સિદ્ધાન્ત—દૃષ્ટાન્તની એમાંની ગૂંથણી આદિ દલપતકવિતાનાં લક્ષણો એની આ શક્તિ પૂરતાં અભ્યાસીઓએ સફળ થયાં છે. સમાજમાં ના વસ્તારે ગૌરવ ભોગવનારો બાળકસમૂહ, બાળક અને કિશોરવર્ગ, તડકી છાંયડી જોઈ ચૂકેલાં પુખ્ત વયનાં નરનાર, એ સર્વે, વર્ગને દલપતરામની કવિતા કુશળ રીતે આનંદ તથા જીવનદૃષ્ટિ આપી શકે તેમ છે. એની એ ઉપયોગિતા, એનો એ રચનાત્મક અંગ, એનો એ પ્રભાવ સ્વીકારવો જોઈએ.

* 'લય તીવ્રાખ્યાનો'—નરહરિ પરીખ

વીને અને પ્રગતિ શાખવતા ન્હોતા કે 'દીન ભના ભાઈ કા કોઈ આજે દલપતરામ જેવું લખે છે !' એમ કહેવામા દલપતકવિતાનું સમ્યગ્દર્શન નથી દલપતરામે કાવ્યસાહિત્યની નવી કેડીઓ પાડી આપી જનતાને કાવ્યરસિક બનાવી, એટલું જ નહીં પરન્તુ જીવનશિક્ષણની ફરજ પણ એમણે બજાવી એ ખુમારીએ, એ કવિતા આજે પણ કેળવણી અંગો પૂરતી કવિઓ માટે પ્રેરક છે એ પણ ખુમારીએ, સાથે આ પણ જણાવવું જોઈએ કે એ કવિતાની લખાવટ કે એમાં વણાયેલી કવિતાભાવના આજે અનુકરણીય નીવડે એવી અપેક્ષા ન જ હોઈ શકે એમના જમાનામાં જ નહીં પણ તે પછીના જમાનાઓમાં પણ દલપતકવિતા પ્રથમ પૂર્ણપણે, તો પછી અમુક અંશે ય જીવન્ત છે, એ કવિનું ઓછું ગૌરવ નથી

કવિ દલપતરામની કવિતાની આ પ્રાસ્તાવિક આલોચનાને વિશદ કરવા આપણે એ વિપુલ કાવ્યસમુચ્ચયના વિવિધ વ્યાખ્યાન્ય અંગોની પૃથક્ પૃથક્ સમાલોચના કરવી જોઈએ.

એ જમાનામાં અસાધારણ એવું ભાષાપ્રભુત્વ એ દલપતરામનું પ્રથમ સુભગ લક્ષણ છે. એની સરળતા, વિશદતા, શિષ્ટતા અને શુદ્ધિ માનની અધિકારિણી છે એની સરળતા વાચ્યાતિશયમાં ઘણી વાર પરિણમે છે, એની વિશદતા અતિ સ્થૂલ મૂર્તતામાં ફેરવાઈ જાય છે, એની શિષ્ટતા પણ કવચિત્ ગ્રામ્યતાથી મુક્ત રહી શકતી નથી, તેમ એની શુદ્ધિ પણ નિરપવાદ કહી શકાય તેમ નથી કવિનું ભાષાપ્રભુત્વ, આમ છતાં, પ્રશસ્ય કોટિનું ગણવું જોઈએ સૌરાષ્ટ્રના એક નાના રાજ્યમાં વેદપાઠી બ્રાહ્મણ પિતાને ત્યાં જન્મ લઈને મામાને ત્યાં થોડું સંસ્કૃત અને ગામઠી શાળામાં ખપજોગું ગુજરાતી જાણી લેતા, સ્વામીનારાયણની સાધુ-કવિઓને સંસર્ગે વ્રજ તથા સંસ્કૃતનું વ્યવસ્થિત શિક્ષણ લેતા, તેમજ ગુજરાત પર્યટન તથા જૂની ગુજરાતી કવિતાના વાચનથી પોતાના ગુજરાતી શબ્દકોશ સમૃદ્ધ કરતા કવિની ભાષા પર સાહિત્ય તેમ

લોકજીવનના સંસ્કાર અંકિત થયા છે. જેથી મુંબઈ અને દક્ષિણમાં પણ પંઢરપુરાદિ સ્થળોએ હિન્દુ, પારસી, ખોજામેમણ, પરદેશી ગોરા સાહેબો, સુધારકો તથા સામાન્ય સ્ત્રીપુરુષો પોતાની કવિતાના ભાવક હોવાથી કવિ દલપતરામ ભાષાને સર્વમાન્ય શિષ્ટતા અર્પી શક્યા છે. હોપવાચનમાળાએ ગુજરાત-સૌરાષ્ટ્રની ભાષાને એકસરખી બનાવવામાં સફળતા મેળવી, અને એ વાચનમાળાના મધ્યકેન્દ્રરૂપ દલપતકાવ્યોએ એ સાફલ્યમાં પાયો પૂરવાનું કાર્ય કર્યું છે. આમ દલપતરામની ભાષા ગુજરાતી ભાષાનું શિષ્ટ છતાં વધુમાં વધુ વ્યાપક સ્વરૂપ છે.

કવિશ્રી ન્હાનાલાલે દલપતકવિતાના આ અસ્ખલિત શબ્દપ્રવાહ તરફ યોગ્ય ધ્યાન દોર્યું છે. વિદ્વાનો તથા લોકવર્ગ ઉભયમાં સન્માન પામેલી દલપતભાષા વિવિધ કાવ્યસ્વરૂપો અને નિરનિરાળા વિષયોને વિના આયાસ બહલાવી શકે છે. એમની વિપુલ કવિતામાં પુનરુક્તિ, અતિ વિસ્તાર અને શિથિલતા આવે છે ખરાં, તોપણ એમની કવિતાનું એક ભાષાલક્ષણ છે તેનું લાઘવ. સ્મરણમાં વસી જાય એવી ટૂંકી, સરલ, અર્થગર્ભ પંક્તિઓ અને કડીઓ એ કવિતામાં ઘણી છે. એની લોકપ્રિયતા તેની સુગમતા તેમ તેની સંક્ષિપ્તતાને કારણે પણ છે. "દુર્ગુણથી પ્રભુ દૂર," "અતિશય સર્વ અસાર," "જાજે ગૂમડ ન થાય," જેવી કેટલીય પંક્તિઓ વાતચીતમાં હજી પણ ઘણાને મુખેથી સરી રહે છે. આ બાબતમાં એમનો બોધ ઉપરાંત એની સરલ સંક્ષિપ્ત ભાષા પણ એક કારણ છે.

એમના વ્યક્તિત્વનો એક મહત્ત્વનો અંશ તેમનું ઉપદેશકત્વ છે. ભાષાને સરલ કરવામાં એનો હિસ્સો છે. વિશાળ જનસંપર્કથી એ સરલતા પુષ્ટિ પામે છે. ગઢવીઓ, ભાટો અને વહીવંચાઓથી માંડીને સાધુઓ, કવિઓ, શિક્ષિતો, વિદ્વાનો તેમજ પારસીઓ કે અંગ્રેજો સહુ વચ્ચે ફરતા એ 'કવીશ્વર' શબ્દસમૃદ્ધિ સાથે શબ્દોની સરલતા પણ સાધતા જાય છે. આ સરલતાને કારણે પણ એમની કવિતાના મુખપાઠનમાં

એઓને કેટલોક અન્યાય થયો હોય તો તે શક્ય છે એમની પાસે સરળ ભાષાની માગણી આવ્યા જ કરતી એવુ એમણે જણાવ્યુ છે જ સસ્કૃત અક્ષરમેળ વૃત્તોમા ભાષા અનિવાર્યપણે કઠિન થયાનુ પણ એમને પોતાને લાગ્યુ છે પારસીઓની સભાઓમા તથા તેમના સામયિકોમા એમની કવિતાનુ મોટુ આકર્ષણ હતુ, કારણ તેની ભાષામા પડિતાઈ ન હતી ' એમની સરલ પદાવલિ કેટલીક વાર વસ્તુને પૂરેપૂરી રીતે ખમી શકે નહીં તેવી શિથિલ અને ઝાંખી પણ થઈ જાય છે એમ છતા એમના વિવિધ કાવ્યસ્વરૂપો તથા વિવિધ વિષયો પરના કાવ્યોનો સમગ્રતયા વિચાર કરતા સાદી સરળ વાણીદ્વારા કવિએ ઘણુ સિદ્ધ કર્યું છે એમ લાગે છે જ ગમે તે પદ્યબધમા, ગમે તે સ્વરૂપે, ગમે તે વિષય હોય, દલપતરામની ભાષા ક્યાય ક્લિષ્ટ કે દુર્ગમ થતી નથી ભાષા પ્રત્યેની એમની નિષ્ઠા ભક્તિ એવી હતી કે તેને સર્વસુગમ બનાવવા ઉપરાત તેમા શિષ્ટતા અને શુદ્ધિનો પણ એમનો આગ્રહ રહેતો પ્રાન્તીય બોલીના તળપદા પ્રયોગ એમને સ્વીકાર્ય ન લાગતા જોડણીમા વ્યુત્પત્તિ અનુસરણ એ તેમને ઇષ્ટ લાગતુ પ્રસિદ્ધ સસ્કૃત શબ્દોનો પણ ત્યાગ તેમને ગમતો ન હતો એ જમાનામા એમની વાણી સર્વસુગમ ઉપરાત શિષ્ટસમત પણ હતી એ ભૂલવુ ન જોઈએ પોતાને અભિપ્રેત વિચાર કે વસ્તુ તેઓ વિના આયાસ વ્યક્ત કરી શકતા સ્વભાવે તેઓ મધ્યમમાર્ગી હતા ભાષા પરત્વે ય એમનુ વલણ એવુ જ હતુ એમા દુન્યવદારીપણાની ગન્ધ મણિલાલ જેવાને આવી એ વધુ પડતુ ગણાય એ ભાષા સૌષ્ઠવ કે સૌન્દર્ય સાધવામા પાછી પડે છે ખરી, તો પણ સામાન્યત આજે ય એ શિષ્ટ અને પ્રાસાદિક તો લાગે છે જ કવિનુ જીવન અનેકદેશીય હતુ ગોરા સાહેબોના શિક્ષક, મિત્ર અને સહાયક વિદ્યાવૃદ્ધિના સાધન સમા 'બુદ્ધિપ્રકાશ' માસિકના પ્રતિષ્ઠિત તત્રી, સામાજિક, આર્થિક, નૈતિક અને રાજકીય પ્રશ્નોમા રસ લેતા દોરવણી દેતા પ્રજાસેવક રાજાઓના અને પ્રજાના 'કવીશ્વર,' બાળકોના 'કાકા' અને સત સાધુઓના સદ્ધર્મપરાયણ કવિબન્ધુ, અનેક સમકાલીન સજ્જનોના—સુધારકોના

શાણુ સાથી; ભાવિ સાક્ષરોમાંના ઘણાના કવિતાશિક્ષક;—દલપતરામનું જીવન પ્રવૃત્ત અને વ્યાપક હતું. પોતાની કાવ્યભાષા સરલ અને પારદર્શી નીવડે એ જ એમને ઇષ્ટ હતું. નિસર્ગદત્ત કાવ્યશક્તિથી સહુને આનંદ આપીને સુધારો સમજાવવો હતો એમને તો. સહેતુ સરલતા આણવી એ સહેલું ય નથી. શિક્ષણ કરતાં અનુભવથી અને સૂઝથી વિપુલ બનેલો તેમનો શબ્દભંડાર સુગમ છતાં નિઃસત્ત્વ નથી. એ ભાષાએ ગૂજરાતને કાવ્યને રંગે રંગ્યું, સુધારાનું ઉમંગી બનાવ્યું, એકએ દાયકા સુધી નહીં, પૂરી અર્ધી સદી પર્યન્ત. એમનું શબ્દપ્રભુત્વ એ સમયમાં અસાધારણ લેખાતું હતું. એમને શબ્દે ગૂજરાતના નવયુગની અનેક પ્રવૃત્તિઓનાં મંડાણ મંડાયાં, એટલું જ નહિ પણ એનો વિકાસ પણ સધાયો. એ ભાષા મધુર, સુગમ અને સંસ્કારી લાગતી એ હકીકત છે. અર્વાચીન ગૂજરાતી કવિતાની એ શિષ્ટ—પ્રાસાદિક ભાષા એક સિદ્ધિ ગણવી ઘટે.

દલપતકવિતામાં લોકવાણીના પડઘા સંભળાય છે તેમ શિષ્ટ ભાષાનો પરિચય પણ વર્તાય છે. વાજ (ઝડપ), ડસકલાં (પગનું ઘરેણું), બારડિયું (ત્રાંબાકૂંડી જેવું વાસણ,) સોંડાઓ (સંગાથે લીધો), ઓજ (મર્મ), મગરામગરી (ડુંગરાડુંગરી) જેવા શબ્દોથી માંડીને તાર્ક્ષ્ય (ગરુડ), નદ્દત (જરૂર પૂરતાં), સ્વાન્ત (મન), પ્રતના (સેના), સમા શબ્દો પણ એ કવિતાના વિશાળ પૂરમાંથી તરી આવે ખરા. હિન્દી ભાષાનો એમનો અનુરાગ પણ એ રીતે ભાષામાં પ્રગટ થાય છે. ફારસી શબ્દો પણ ક્યાંક ક્યાંક મળે છે. આ સર્વમાં બહુધા કવિ પ્રસિદ્ધિ વિરોધના દોષથી મુક્ત રહે છે. અપ્રચલિત શબ્દ તેમની કલમે બહુ ચડતો નથી. સાહેબોની વાતચીતમાંથી મળેલા 'માઈ ડીઅર' કે 'લેટર' જેવા શબ્દો તેઓ હળવે મને વચ્ચે ક્યાંક ગૂંથે છે. એમનું શબ્દભંડોળ મોટેભાગે તો શિષ્ટ, સરળ, રૂઢ, તત્સમ કે તદ્ભવ ગૂજરાતી શબ્દોનું જ બન્યું છે.

કવિની ભાષાના દૂષિત પ્રયોગોનું મૂળ ઘણે અંશે એમની કાવ્યની ભાવનામાં જ રહ્યું જણાય છે. વર્ણસગાઈ અને પ્રાસાનુપ્રાસની અતિરુચિ તથા છન્દસ્વરૂપની અનિસભાળને કારણે અનુચિત શબ્દ-પસંદગી કે વિકૃત શબ્દો એના એ કવિતામાં મળી આવે છે ભર્તી-ધર્તી (ભરતી—ધરતી), પતની (પત્ની), ચાન્સુ (ચોસુ), સ્વલપ (સ્વલ્પ), મનોર્થ (મનોરથ), ઉપગત, વૈભવતા (વૈભવ), ન્યાયતા (ન્યાય), ઉલ્લાસના (ઉલ્લાસ), પ્રખ્યાતતા (પ્રખ્યાત), ચાપલ્યતા (ચાપલ્ય), કે પછી, દેખડાવશે (દેખાડશે), જેવા વ્યાકરણ કે જોડણીની દૃષ્ટિએ પણ અક્ષન્તવ્ય પ્રયોગદોષો દલપતકવિતામાં પ્રમાણમાં વિરોધ છે લિંગફેરના ઉદાહરણો પણ મળી આવે ખરા પ્રથા (પુલિંગ!), યુદ્ધ (પુલિંગ!), વખત (સ્ત્રીલિંગ!), ઇત્યાદિ; ક્યાક અન્ત્યપ્રાસાર્થે, ક્યાક છન્દનુ માપ જાળવવાની કોશિષ કરતા, તો ક્યાક વળી નૈસર્ગિક નિરૂપણના સ્થૂલ અને ભ્રામક ખ્યાલ ખાતર પણ આવી આવી શબ્દક્ષતિઓ કવિની કલમથી થઈ જાય છે હ્રસ્વ દીર્ઘ ઉચ્ચારણની વિકૃતિના દૃષ્ટાન્તો પણ એ કવિતામાં છે આપણી કવિતામાં દલપત-રામની ભાષામાં આ કરતા ય વધુ અસંતોષ પ્રેરે તેવુ તત્ત્વ તો એ ગણવું ઘટે કે તેમાં વણીવાર ગદ્યોચિત અન્વિતયુક્ત અને વાતચીતિયા પ્રયોગો આવ્યા કરે છે માત્ર એકાદ એવો શબ્દ પણ પદ્યદેહને કુરૂપ કરે જ્યારે દલપતકવિતામાં તો એવી પંક્તિઓ પણ આવ્યા કરે છે! એમની પાસે વિચાર છે, જીવનના અનેક વિષયો પ્રતિ સાચો રસ છે, સુધારાનો ઉત્સાહ છે, મુગ્ધતાની અને ભક્તિની લાગણી પણ છે, છતા ઊર્મિનું ઝાઝુ મંથન, ચિંતનનું ઊંડાણ કે કલ્પનાનું તેજસ્વી ચિત્રણ નથી. એનું પરિણામ એ આવે છે કે તેમની કવિતા પદ્યતનની વધુ નિકટ રહેતી ય ઘણીવાર અટકી જાય છે અર્થાત્ એમાં ગદ્યાળુ કથન, માહિતી કે હકીકતનું નિવેદન માત્ર મળી રહે છે એમની ભાષાની આ અગસિ-ગદ્યસમાનતા વસ્તુતઃ એમના કાવ્યના આંતરરૂપનું પ્રગટ સ્વરૂપ છે. 'તે તો મનુ ખરુ પણ,' 'પ્રેમના જાણે પોઢ્યા રે,' 'વાના વા વાના

વાનમ વિશ્વના પતિ,' 'ઠીકાઠીક કર્યો અમે ઠગાર,' 'દિસે ન તાડ વગેરે પણ કોઈ ઝાડ' કે 'આપો' જેવા ઢા યપ્રતિકૂલ તો શુ પણ પદ્યપ્રતિકૂલ અતિપ્રાકૃત પ્રયોગો દલપતકવિતાને શિથિલ બનાવી મૂકે છે ગદ્યોચિત કથિતવ્યને પદ્યમા ઢાળી દેવાની આ દલપતરીતિ તો એ જમાનાની વ્યાપક રીત હતી! છન્દ પગનો ઢાળૂ ધગાવનાર દલપતગામ તેવુ કરે એમા એમને કે એમના ભાવકોને કશુ અયોગ્ય જણાતુ નહીં 'આનંદ સ ધાય છે,' 'ઘડિયાળનો ધારો,' 'શ્રી ઇગ્લેડને લશ્કરે,' 'ભલી ભજે છે (શોભે છે) ભાત,' 'નામદાર નારીઓ,' સમા પ્રયોગો પણ એમની ભાષાકીય અશક્તિના જ દૃષ્ટાન્તો છે અલ કાર શોધની નિષ્ફળતા કે વિનીત ભાણગમહાવરો એમા અનુભવાય તેમ છે, એ વિશેષ પદ્યરચના પ્રત્યેના અહોભાવના એ કાળમા પ ડિત શ્રોતાઓને પણ દલપતગામની કવિતાની આવી ક્ષતિઓ કે અચીવટ ખૂચી નહીં હોય, આજે પદ્યવિવેક એ સહ્ય ન જ માને

આવી ક્ષતિઓ છતા દલપતભાષા સાદી સરળ વાણીનો પ્રશસ્ય વિનિયોગ આપણી કવિતામા પ્રત્યક્ષ કરે તેમ છે લોકગમ્ય પ્રકારે ભાષા, છન્દ, અલ કાર, વર્ણન, વિચાર કે ભાવનાને નિરૂપવાનુ એમનુ કૌશલ્ય, એની મર્યાદાઓને લક્ષમા રાખીને પણ, સર્વમાન્ય પૂરવાર થયુ છે એણે લોકવ્યવહારનુ પોતાનુ પ્રયોજન સફળ કરી બતાવ્યુ છે પોતાની આનંદ પ્રેરવાની શક્તિ એણે સિદ્ધ કરી દાખવી છે એ સાફલ્ય—સિદ્ધિમા એ કવિતાની સર્વસુગમ છતા શિષ્ટ વાણીનો હિસ્સો મોટો છે એમા માત્ર દલપતકવિતાનુ સાર્થક્ય નથી, ગુજરાતી કવિતાની ય કૃતાર્થતા છે આપણે એક જ પ્રશ્ન આ વિધાનના સમર્થનમા પૂછી જોઈએ આપણી જાતને કે કવિતા દ્વારા ગુજરાતી સમાજનો આટલો સ્પર્શ બીજા કયા અર્વાચીન કવિથી થયો હશે? નૂતન ગુજરાતના વિકાસમા એ સરલ શિષ્ટ વાણીની કવિતાએ લક્ષ્મી, અધિકાર, વિદ્યા, વ્યવહારુ શાણપણ, સ પમ્ગ,—સવને મોહ્લાસ

પ્રવૃત્ત થયાં છે સમર બ નાતા કવિની એ વાણી પણ પૂરતી નાત્મક તો ન લાગી, કોઈક કોઈકને એ પૂરતી સુઘડ પણ ન જણાઈ દલપતરામની એ મર્યાદા ખરી, તોપણ એ મર્યાદા તેમને ‘અકવિ’ ઠરાવે એવી તો ન જ કહેવાય

એ સાદી સીધી ભાષાનો પ્રતિકાર કવિના આયુષ્ય કાળમા જ આપણી કવિતા અને સાહિત્ય સમસ્તમા પ્રગટ થયો દલપતરામની જ ‘ફાર્બસવિરહ’ની કૃતિની મનસુખરામ જેવાએ આલોચના કરી આ શબ્દોમા, “સરસા કવિતા પ્રાસ ગિળી અને સ્વાભાવિક છે ’ મુબઈ વિદ્યાપીઠના સ્નાતકોએ મોટે ભાગે આપણી ભાષાને પ્રૌઢ, સસ્કૃતમય અને કવચિત્ કૃત્રિમ પણ કરી સાહિત્યને લોકજીવનના ઉત્કર્ષમા નિયોજતા ગાંધીજીએ ભાષાને સુગમ, શુદ્ધ, અર્થઘન કરવાનો આગ્રહ સેવ્યો એ સાથે પડિતયુગનો વાગ્વૈભવ પણ તે પછી તો કદી દલપતશૈલી એ ગાંધીશૈલી નથી એ આ સામ્યના આભાસ વચ્ચે નોંધવુ રહ્યુ ભાવના કે વિચારની સૂક્ષ્મ છટાઓ ગાંધીજીએ બોધેની સાદી ભાષામા વ્યક્ત થઈ છે સમયનુ એ બળ અનિવાર્ય છે / રચનાની કલાત્મક વિશુદ્ધ સાદાઈ કે શબ્દ માત્રનુ ભાવાર્થ મૂર્ત કરવાનુ બળ દલપતરામની ભાષામા નથી સો વરસો પૂર્વેનુ ગૂજરાત, અલ્પસજ્જ છતા ઉત્સાહી બ્રાહ્મણ દલપતરામ એમાય એની વાણીએ પ્રસારેલુ આકર્ષણ,—એ સર્વ વિચારતા એ યુગમા એ વાણીનુ ગૌરવ ગાંધીવાણી જેટલુ જ હશે એમ માનવુ જોઈએ અહીં એક સ્પષ્ટતા પણ આવશ્યક છે વર્ણસગાઈ, શબ્દાનુપ્રાસ, આદિ શબ્દશણગારનો સ્થૂલ મોહ દલપતવાણીને ઘણી વાર સાદી બનતી અટકાવી કૃત્રિમ બનાવે છે એ રીતે તે ગાંધીશૈલીથી જૂદી છે ફેર અહીં જ છે ગાંધીવાણી શબ્દ કરતા વિચાર ભાવના તરફ વધુ ધ્યાન દોરે છે, દલપતવાણી વિચાર આપવાના આશયને પડતો મૂકીને શબ્દશણગારમા એકલક્ષી બની જાય છે / મ યસાહિત્ય પૂરતી તો આપણી ભાષા સસ્કૃતમય જ રહી છે આ

ગાંધીપ્રભાવિત સાહિત્યસમયમાં પણ એ નોંધવું જરૂરી છે કે વસ્તુ કે ભાવના અથવા ના સ્વરૂપને અનુસરીને નવીન કવિ સર્ગ અને તત્પરી વાણી પણ નિયોજ બનાવે છે ખરો. છતાં પદબંધ અને ભાષા પરત્વે એ સંસ્કૃતશૈલીને જ અપનાવે છે. કવિતા એ રીતે વધુ શક્તિ પણ પ્રગટ કરી શકી છે. કવિ દલપતરામની ગદ્યભાષા સાદી સરળ છે પણ સાથે પ્રતીતિ વિલક્ષણ નથી. દાયાદર્શની સચિંતતા કે સ્થૂલતાના એ લક્ષ્યસમરના એણે કવિતાનો વિજયટ માર્ગ પણ સાધ્યો હશે આજે. યાત્રા એને મહત્ત્વ આપતા નથી.

'કવીશ્વર' દલપતરામની કવિતાનું બીજું મહત્ત્વનું પાસું ગણવું જોઈએ તેની અલંકારપ્રચુરતા. એમના અભ્યાસના અને એમના વાતાવરણનો એ વારસો છે. વ્રજભાષા તથા સંસ્કૃત ભાષાના અભ્યાસે તેમજ ગઢવીઓ—ચારણોના સહવાસે એમની કવિતાને રાજસભાની કવિતા અને શીઘ્ર રચનાનો આ શર્ત પૂરો પાડ્યો. કિશોરાવસ્થામાં પણ તેમની ભાવના અને પ્રવૃત્તિ એ દિશામાં વળી ચૂકી હતી. વર્ણસગાઈ, અંત્યાનુપ્રાસ આદિની ચોટ સાધીને શ્રોતાઓને મંત્રમુગ્ધ આકર્ષણ સાધી પોતાની નેમ એઓએ જીવનભર કવિતામાં પૂરી કરી. પદ્યલાલિત્ય નિમિત્તે કવિએ શબ્દ તેમ અર્થના અલંકારોનો પણ વિપુલ પ્રયોગ કર્યો. કાવ્યમાં અલંકારનો પરિચય આપતા શીર્ષકો પણ દલપતરામ મૂકે છે. કાવ્યમાં ભાવપ્રદર્શન કરતાં જાણે કવિનું લક્ષ અલંકારનિરૂપણ પર વધુ કેન્દ્રિત થતું હોય તેની એ નિશાની છે. કવિવિશે તેઓ પ્રધાનત શિક્ષક હતા એથી એમ થયું હશે. પ્રસિદ્ધ, અલ્પપ્રસિદ્ધ એવા નાના મોટા ચાળીસેક શબ્દાર્થાલંકારો એમની કવિતાને 'હાર' સમ લાગે છે.

'આર ગિરા ગુજરાતી તને અતિ શોભિત હું શણગાર સજાવું,' એવું ઉલ્લાસભર ગાતા 'કવીશ્વર' દલપતરામ તો કહે છે જ, 'ઉપમા વિના આનંદરૂપે ન અનરમા, તે તો છે પુરાતનની રીત પંડિતાની.' અર્થાત્ જનમનરંજનનો હેતુ તો અવશ્ય, ઉપરાંત 'પંડિતાઈની રીત'

તરીકે ય અનકાર વિનાની કવિતા કવિ દલપતરામને સાર્થ લાગતી નથી "દઈએ જો દૃષ્ટાન્ત તો શોભે સઘળી વાત, જેમ ભના ભૂષણ થકી શોભે જુવતી જાત," એ દલપતવેણમા ભાગ્યે જ વાંધો લેવાય ' જો કે, ભૂષણ અને યુવતીને આજે કદાચ બહુ મેળ નહીં હોય ' દૃષ્ટાન્તો ગૂથવાની દલપતરામની શૈલી ભારે યશસ્વી નીવડી છે, એમા બે મત નથી 'ભના ભૂષણ'નો અર્થ પ્રમાણસરના આભૂષણ એવો જો કરીએ તો દલપત-કવિતા 'ભના' આભૂષણ ધારણ કરતી નથી એટલુ તો, તેમ છતા, કહેવુ પડે કે પોતાની કવિતાનો પરિચય આપતા તેમાની 'કાવ્ય કળાની યુક્તિઓ' 'શબ્દ, અર્થને ચિત્રના અલકાર સનિવેશ' દર્શાવતા દલપતરામ 'પૂર્વાપર અસતોષ્તા' સકલ ટળી જશે એમ પણ જણાવે છે "શક્તિ નહિ શણગારની, તો સજીએ સંતોષ પણ પેખીને પારકા, શિદ કરિયે અફસોસ?" એનુ ય દ્વિઅર્થી ઉચ્ચારણ દલપતકાવ્યમા સ્થાન છે ' 'પૂર્વાપર અસતોષ્તા' પણ એ શબ્દાર્થાલકારમા ઔચિત્ય ભાગ્યે જ બનાવી શકાય, એ 'સવિવેક' યોજાયાનુ સમભાવે પણ સદાય કહેવાય નહીં ' 'શણગારની શક્તિ' કવિમા છે જ, એનો આપણે 'સતોષ' લઈશુ— અફસોસ' કરીશુ નહીં જ, પરન્તુ એ શક્તિનુ અતિપ્રદર્શન, એ શક્તિની છાકટાઈ અજમાયશ તરીકે, એ કાવ્યના આતર સત્ત્વની 'અશક્તિ' પણ ઘણી વાર સૂચવે છે ' બહિરંગરૂપે એ કવિતાનુ જેટલુ સુશોભન છે, એટલુ આતરિક સત્ત્વે એનુ મર્યાદિતપણુ પણ છે પરિણામે એ સુશોભન રસનિષ્પત્તિ સાધનામા સાધનરૂપ નીવડતુ નથી

આ કાવ્યમાનસ કવિનો મધ્યકાલીન કલાદર્શ સ્ફુટ કરે છે અને કવિના રસાદ જ નીવડે એ દૃષ્ટિ નવીન કાવ્યવલણને અવરોધનારુ સકુચિત બળ છે કાવ્યના વસ્તુ કે ભાવથી એ અલકારો અળગા પડી જતા જણાય છે. દલપતકવિતામા અલકાર ભાવાર્થને ઢાળ દે છે અલકારનુ કેવળ અલકાર તરીકે જ કાવ્યમા ગૌરવ દલપતકવિતા

કરે છે અન નરચોજના પરત્વે એ અતિશયતા ઉપરાંત દલપતકવિતામાં તેનું અનૌચિત્ય પણ નજરે પડે છે સુયોગ્ય ભાવપ્રતીક શોધવા પૂરતુ ધૈર્ય એમા ઘણી વાર દેખાતું નથી એમ થતા કયાંક ક્યાંક સુરુચિ સચવાતી નથી તો કયાંક વળી ઊર્મિમાચિતતાનો એમાં સદંતર અભાવ પ્રવર્તે છે )

એનુ અસર કે એ જમાનામા દલપતરામની અન રચોજના નવીનતાયુક્ત અને ચમત્કારિ જણાતી એમના રૂપ એમની ઉપમાઓ, એમની ઉત્પ્રેક્ષાઓ તેમ અન્ય અલંકારો સૌ કોઈને સુગમ અને આકર્ષક લાગતા એમાં ઊર્મિ રતા તર્કની ત્રેગણી સવિશેષ હતી એ ખરુ પરન્તુ અલંકાર અલંકાર તરીકે પણ આ પર્યાપ્ત હોત તો રસાસ્વાદને એ વિઘ્નકર્તા ન નીવડે એવું એ સમયનું ભાવક માનસ હતું કવિની પ્રતિભા એનું ગૌરવ એમાં પ્રમાણાતુ ' ઈશ્વર ' દલપતરામે જોયું કે રાજસભાઓ ઝડઝમક અને અર્થાનુકારોથી મંડિત પદ્યરચનાએ મુગ્ધ બનતી હતી જનમડળો પણ એવી જ કવિતાએ પ્રસન્ન થતા હતા ભાષા પરનો સંગીન કાબૂ અને તેની કુશળતાની સહાયે એમણે ગરબીઓ, પદો મુક્તકોથી માંડીને ચાતમ કે વર્ણનાત્મ કાવ્યોમા અલંકાર તત્ત્વનો તેથી જ મુક્ત ઉપયોગ કર્યો એમાં વચ્ચે વચ્ચે ભાવપ્રતીકોનુ નાવીન્ય આણીને એમણે નવા જમાનાને મુગ્ધ કર્યો /

શબ્દાલંકારોમા વર્ણ અને શબ્દના અનુપ્રાસ તેમજ યમક દલપત કવિતાની વ્યાપક લાક્ષણિકતા છે એમની ભાષાની સરલતા અને સમૃદ્ધિ ત્યાં પોતાનો રંગ જમાવે છે એમા બૌદ્ધિક આયાસ જણાય છે તેમ સ્વાભાવિક સૂઝ પણ ઘણી વર્તાય છે કિલષ્ટતા તો ભાગ્યે જ મળે તેમ છે કૃત્રિમતાના આ ભાગ છે એ સમજ કવિ કે ભાવકોમાં પણ તે સમયે ન હતી એ આપણે જોયું દલપતરામની આ લાક્ષણિકતા તેથી જ એની સહજતાને લીધે સર્વત્ર અહોભાવ પ્રેરતી સહુને એમા તેમના ભાષા પ્રભુત્વ તથા તર્કપ્રાવીણ્યનો અનુભવ થતો એમની વિપુલ કવિતાના

કેટલાક શબ્દાર્થનિકારો તો ચમત્કારિક મટે એમ પણ નથી. આજે ય એ આકર્ષણ પ્રેરે એમ છે. જે જમાનામા કવિમુખે આ કવિતા લલકારાતી હશે અને કાવ્યના શ્રાવ્યત્વના જ ભોગી વિશેષ હશે એ જમાનામા આ અનુપ્રાસો અને શ્લેષ રંજનકારી જ જણાતા હશે

આ રહ્યા એમના વર્ણાનુપ્રાસ કે શબ્દાનુપ્રાસના કેટલાક દૃષ્ટાન્તો —

(૧) "રસના સરસના સરસ રસ શા વખાણુ ?
ગાણુ ગાય ગુણ ન ગણાય ગણી વાળતા"
(ભરુચ સંગ્રહસ્થાન વિશે)

(૨) "ચતુર દિશામા ચાહિ ચિંતવો ચતુર, કેવી
ચતુર ચતુર મુખતણી ચતુરાઈ છે?"
(ઈશ્વર વિશે)

(૩) 'કીધા દામ કરોડ ખજાને ખાણમા,
સુના તાણી સોડ મસીદ મસાણમા"
(હોપ વાચનમાળા).

(૪) "તુજ અકળ માના સકળ થળ પ્રભુ,
પ્રબળ બળ છે તુજતણુ,
વર ઘટ તણી ઘડિ સુઘડ ઘરના,
ઘટિત કાર્ય ન્યું ઘણું"
(પ્રભુપ્રાર્થના).

(૫) "ઓ ઇષ્ટ, આ અષ્ટક સુણી જે કષ્ટ નષ્ટ કૃપા ધરી,
સંતુષ્ટ કર સુખ પુષ્ટ દઈ, ખળ દુષ્ટને ખસતા કરી"
('બુદ્ધિપ્રકાશ' વિશે).

(૬) "ખાંતીલો સખસ ખૂબ ખૂનસથી ખાર રાખી,
ઘટમા ને ઘટમા જ ખાર ઘણો ઘૂંટશે"
(દ સદાવ્ય શતક).

અનુભવી શ્રોતાએ માની કવિ નીચે તે તરફ લક્ષ દોરતી ટીપ પણ મૂકે છે। કાવ્યમાની વાર્તા, એમાંનુ પાત્રમાનસ સમજે તો કવિને વાંધો નથી પણ તે સાથે આ ચમત્કાર નજરે ન પડે તો તો રસ પણ શાનો જામ્યો એમને લાગે?

બીજા પ્રકારની શબ્દક્રીડાનુ એક દૃષ્ટાન્ત આ રહ્યુ :

“ ઘટમાં ઘણી ધાન અધ્યાન ભરી,
છળ ભેદ કરે પછિ છેવટમાં;
વટમાં ન રહ્યો જન જાતિતણી,
લતચાર રહ્યો જન લંપટમાં;
પટમાંહિ મનોહર પેચ રચી,
શણગાર સજે અતિ ઉલટમાં;
લટમાંહિ ધુપેલ ધરી દંપત્ત,
ઘુમે પછિ સુન્દર સંઘટમા. ”

(‘ઉપદેશી સિદ્ધાન્તરોકન’)

ઉપદેશ ઉપરાંત તેના સિદ્ધાન્તોનની પણ ભેટ ધરતા કવિ દલપતરામ અહીં એકના એક વર્ણોને અન્ય અર્થમા કેના વિલક્ષણ રીતે ગૂંથે છે તે સ્પષ્ટ સમજાય તેમ છે. પંક્તિને પ્રારંભે આવતા વર્ણોનો અન્ય અર્થમા અગાઉની જ પંક્તિના અંતિમ શબ્દસ્થાને પ્રયોગ તથા એવી પંક્તિઓના આવા પ્રત્યેક સ્તોત્રના ઉપાડ અને અન્તના વર્ણો એકસરખા જ છતા ભિન્ન અર્થના હોય એવી આ શબ્દક્રીડા છે। સવૈયાનો એકાદો સ્તોક નહીં, એથી લાગા દસેક સ્તોક કવિ આ રીતે રચી આપે છે। સભારજની કવિતા લખવી એ સરળ નથી જ, દલપતરામને તે હસ્તામલકવત્ છે. એની મર્યાદા પણ એ જ છે

પદરચનાની આવી શબ્દાત્મક કારીગરી—આવી બહિરંગી ખૂબીઓ કાવ્યના ભાવને, બોધને કે વસ્તુને ગાઢ તો ઠીક પણ ક્વચિત્ અર્થવાહી ય બનાવી શકતી નથી. એની અસર ક્ષણજીવી જ હોય તે

સમજી શકાય તેમ છે. પ્રયોગની દૃષ્ટિએ આવી શબ્દરમતનો અભ્યાસીનું લક્ષ દોરે, એમ બનું તો એ વિશે કહી શકાય.

બેના એક શબ્દોનો પુનઃપ્રયોગ કરતા વિશ્લેષ વા સન્ધિથી અર્થભેદનો ચમત્કાર સધાયો હોય એવી શબ્દરમતનું આ એક ઉદાહરણ.

“કર વાપરો પર ગ્રહી, કરવા પરોપકાર,
આજ રખે થા નારકી, આ જગ ખે થાનાર.”

—(વિજયવિનોદ)

એ જ રીતે,

“જોગણી એ તો દેવતા, નહિ તોરણ પાષાણ” ને
“જો ગણીએ તો દેવતા, નહિ તો રણપાષાણ,”—

એ રીતે ય ઘટાની બનાવાયું છે.

તેની જ રીતે ક્વચિત્ અમુક શબ્દમાંથી અમુક વર્ણ કાઢી નાખવાનું કહીને અથવા તો તેમાં ઉમેરણ કરવાનું જણાવીને અભિપ્રેત અર્થભેદ પણ ‘કવીશ્વર’ ઉપજાવે છે. ‘વિજયવિનોદ’ કાવ્યમાંથી જ તરત મળતું એક દૃષ્ટાન્ત બસ થશે.

“પાઠ કરે છે કવચનો, લાડી મગના ધારિ,
તમે લખીને કવચમાં, તે દેજો બંડારિ”

—અહીં વિનોદગર્ભ દ્વિઅર્થી

ચમત્કૃતિ ‘કવચમાં’ શબ્દ પર મંડાઈ છે. સ્ત્રીપ્રાપ્તિના મનવાળા કવચનો પાઠ કરતો, કન્યા ઝંખતો જન ‘લાડી’ નહીં પણ ‘લાકડી’ પામે એવી ચિત્રીમાની એ બનાવટ છે.

દુષ્ટ શબ્દ કે વિશેષનામને અર્થહીન શબ્દોમાં વણી દઈને કવિ નિર્જીવ—નિરર્થક શબ્દોને સજીવ—સાર્થક કરી આપે છે! “અડખર, પુણ, શુન, અળ, સય, ગોણી, વીળી, અડતા, એ આઠ શબ્દ સજીવન થાય તો” જ કવિની વાણીમાં અમૃત હોવાનું તોકકથન સાચું નીવડે

સમજી શકાય તેમ છે. પ્રયોગની દૃષ્ટિએ આવી શબ્દકરામતો અભ્યાસીનું લક્ષ દોરે, એમ બહુ તો એ વિશે કહી શકાય.

એકના એક શબ્દોનો પુનઃપ્રયોગ કરતાં વિશ્લેષ વા સન્ધિથી અર્થભેદનો ચમત્કાર સધાયો હોય એવી શબ્દકરામતનું આ એક ઉદાહરણ,

"કર વાપરો પકા રહી, કરવા પરોપકાર;
આજ રખે થા નારકી, આ જર બે થાનાર."

—(વિજયવિનોદ)

એ જ રીતે,

"જોગણી એ તો દેવતા, નહિ તોરણ પાષાણ" ને
"જો ગણીએ તો દેવતા, નહિ તો રણુપાષાણુ,"—

એ રીતે ય ઘટાવી બતાવાયું છે.

તેવી જ રીતે કવચિત્ અમુક શબ્દમાંથી અમુક વર્ણ કાઢી નાખવાનું કહીને અથવા તો તેમાં ઉમેરણ કરવાનું જણાવીને અભિપ્રેત અર્થભેદ પણ 'કવીશ્વર' ઉપજાવે છે. 'વિજયવિનોદ' કાવ્યમાંથી જ તરત મળતું એક દૃષ્ટાન્ત બસ થશેઃ

"પાઠ કરે છે કવચનો, લાડી મળવા ધારિ,
તમે લખીને કવચમાં, તે દેજો બંડારિ."

—અહીં વિનોદગર્ભ દ્વિઅર્થી

ચમત્કૃતિ 'કવચમાં' શબ્દ પર મંડાઈ છે. સ્ત્રીપ્રાપ્તિના મંત્રવાળા કવચનો પાઠ કરતો, કન્યા ઝંખતો જન 'લાડી' નહીં પણ 'લાકડી' પામે એવી ચિઠ્ઠીમાંની એ ભલામણ છે!

ઇષ્ટ શબ્દ કે વિશેષનામને અર્થહીન શબ્દોમાં વણી દઈને કવિ નિર્જીવ—નિરર્થક શબ્દોને સજીવ—સાર્થક કરી આપે છે. "અડખંઉ, પુણ, લુન, અળ, સય, ગોણી, વીળા, અક્તા, એ આઠ શબ્દ સજીવન થાય તો" જ કવિની વાણીમાં અમૃત હોવાનું લોકકથન સાચું નીવડે

ને? કવિ 'ખડેરાવ મહારાજ' તરફ 'ગુર્જરીવાણીવિનોદ' પોતાની દૃષ્ટિ કરે છે અને કહે છે કે 'અખંડ, ખડેરા, પુરાણ ભુવન, અમર, સહાય, ગોગણી, વીજળી,—એમ એના નિર્જીવ શબ્દોનું, જુઓ, આ જીવન્તપણું સિદ્ધ થયું' પોતાનું શબ્દપ્રભુત્વ અને પદ્યકૌશલ્ય દાખવતા કવીશ્વરે ખડેરાવ મહારાજને ય અંજલિ અર્પી રાજ્યનાં વિશેષનામોનો આ રીતે કરતી પંક્તિઓના પ્રારંભના વર્ણોમાં કે વચલા કોઈક સ્થાનના વર્ણોમાં પણ, કંઈ સાર્થ સાચવીને, પ્રયોગ કવિ કરી દાખવે છે

વર્ણોની ચમત્કારસંપન્ન આકૃતિબદ્ધ યોજના દર્શાવનારા ચિત્રબંધો પણ કવિ દલપતરામ કુશળતાપૂર્વક રચી શક્યા છે અર્વાચીન ગુજરાતી કવિતાની એ વિશિષ્ટતા છે, તેમ જૂની ગુજરાતી કવિતામાં પણ તેની પ્રાપ્તિ સુલભ નથી કવિ દલપતરામને કંઈ નવા આવિષ્કારોની ચમત્કારિ-સર્જનામાં અખૂટ શ્રદ્ધા છે/ રસનિષ્પત્તિના એક અનિવાર્ય સાધનરૂપે તેઓ તેની સ્વીકૃતિ કરે છે કવિશ્રી ન્હાનાલાલને જણાયું છે કે 'શ્રી સ્વરને' આવા ચિત્રબંધો રચવાની પ્રેરણા સ્વામીનારાયણના મંદિરમાંથી સાધુકવિઓ પાસેથી મળી હતી પંક્તિને અવળી સવળી વાંચવામાં આવે ત્યાં એક જ વાચન તેમાંથી નીકળે એવો ગતાગત પદબંધ કે પછી વર્ણોની એવી સંકલના થાય કે તેમાંથી વૃક્ષ, નાગ, કમળાદિની આકૃતિઓનો ઉદ્ભવ પણ થઈ શકે તેના પ્રબંધો દલપતકાવ્યોમાં પુષ્કળ છે આ શબ્દક્રીડા કવિ હેતુપૂર્વક, સભાન કરે છે ત્યાં તેમાં મગળતાનું તત્ત્વ રહેલું જણાય છે રાજ—સંસ્કૃત કવિતાની આ મોટી પ્રેરણા છે એમાં ભાવવર્ણન કે અર્થનું ય ચાતુર્ય હોય તો આવા ચિત્રબંધો કવિની શબ્દશક્તિ અને તેની ઉપયોગી કેળવણી—અજમાવવાનું એક મોટું સાધન નીવડે એમાં શક નથી. એની રચના સુકર નથી જ સામાન્ય રીતે તો એમાં નિરૂપણની કૃત્રિમતા, નીરસતા કે શિથિલતા આવી જ જાય તેમ છે કવિ દલપતરામ પણ તે દોષોથી મુક્ત એવા ચિત્રબંધો જ આપે છે એમ તો ન કહેવાય, તોપણ એ પરનું એમનું પ્રભુત્વ પ્રશસ્ય છે આપણી કવિતામાં એ પ્રકારનો [illegible] પરિચય દલપતકવિના દ્વારા

જ સુગમ થાય તેમ છે. શબ્દપ્રેમ સૂચવતા કેટલાક ચિત્રબન્ધો દલપતકવિતામાંથી આપણે મેળવીશું —

" વાહ રે વાહ રસાળિ મહી જ, જહી મળી સાર હતા રે હતા,
વાસ વમે જહિં ચાહિત પીન, કપિ તહિ ચાહી જશે નસવા "

—'કાર્મસવિનાસ'માનો આ સવૈયો ગતાગત (પ્રતિલોમ અનુલોમ પાદ) પદ્ધતિનો છે એમાં પંક્તિને આ છેડેથી કે પેલે છેડેથી વાચન કરીએ તો એક જ વાચન, એક જ પંક્તિ આપણને મળી રહે છે। વર્ણોની પસંદગી તથા વ્યવસ્થા જ એવી કરાઈ છે કે આગળથી કે સવળેથી પંક્તિનું વાચન કરતા પંક્તિ નો એની એક જ રહે છે। એમાં 'જહીં'નો અનુસ્વાર અવગણવો પડે, 'કપિ'નો 'પીન' જેવા જોડણી બાજુએ મૂકવી પડે, 'શ'-'સ'-'સ'કારનો અભેદ માનવો પડે, અહાર તેથી પણ વિશેષ ગંભીર શબ્દવિકૃતિઓ અનિવાર્ય ગણવી પડે।

ચિત્રબંધોનું વૈવિધ્ય દલપતકવિતામાં ઘણું છે વૃક્ષપ્રબન્ધ, છત્રપ્રબન્ધ, સોળ પાંખડીપ્રબન્ધ, નાગપાશપ્રબન્ધ, ધનુષપ્રબન્ધ દર્પણપ્રબન્ધ ગોમૂત્રિકાપ્રબન્ધ, અશ્વગતિપ્રબન્ધ ખડ્ગપ્રબન્ધ, ચોપ્રબન્ધ, ચૌદ પત્ર કમળપ્રબન્ધ, ચોપાટપ્રબન્ધ, કટારીપ્રબન્ધ ગતાગત નન્દિકપ્રબન્ધ, ત્રિશૂળપ્રબન્ધ સર્વતોભદ્ર ચક્રપ્રબન્ધ સમુદ્રપ્રબન્ધ, આદિ ચિત્રબન્ધ પ્રબન્ધો કવિએ યોજ્યા છે આ રહ્યો એક કટારીપ્રબન્ધ, પ્રથમ એમાંનો શ્લોક અને પછીથી એની સચિત્ર રજૂઆત

" પાવળું રૂપાળું પણ જેને ઘેર પુત્રો
અવાજ નહિ તો પછી તેને તેનું શું કામ છે?
ગજચિત્ર રૂડા પણ જેના તાબામાં જરી ગે
ગજ નહિ તો પછી તને તેનું શું કામ છે?
" લાયકીના લક્ષણ લખ્યા છે મૂલ પણ
લાજ નહિ તો પછી તેને તેનું શું કામ છે?
કવિતા સરસ પણ સાંભળવા તણી જો
ઇચ્છા જ નહિ તો પછી તેને તેનું શું કામ છે?"

આ બે કડીઓમાં કેળનું થડ તથા એનાં લાંબાં પાનની આકૃતિ ઊપસે છે. જુઓ એનું સચિત્ર નિરૂપણ આ રહ્યું :

પા રા લા ક
લ જ ચ વિ
ણું ચિ ક્ષી તા
ર હૃન નાં સ
પા રે લ ર
ણું ઠા ક્ષ સ
પ પ ણ પ
ણ ણ સુ ણ
જે જે લ સા
ને ના ક્ષ ભ
ઘે તા ધા ળ
ર બા છે વા
પુ મા મૃ ત
ત્ર જ લ ણી
નો રી પ જે
અ એ ણ ઇ
વા રા લા ચ્છા
જ
ન
હિ
તો
પ
ળી
તે
ને
તે
સુ
રી
કા
જ
છે ?

એવો જ સરળ લાગતો બીજો ચિત્રબંધ દર્પણપ્રબન્ધ જોઈએ:—




આ ચિત્રમાં સંકલિત થયો છે તે શ્લોક—દોહરો આ પ્રમાણે છે:

" વાર વાર કરતાર રમગ, શિર પર કર ધરનાર,
સાર સાર ભરનાર ઉર, પરહર પર દરકાર. "

—'દલપતકાવ્ય'ના પ્રથમ ભાગમાં જ પ્રારંભમાં મુકાએલો આ દોહરો 'ર'શ્રુતિને એવે સ્થાને યોજે છે કે એની આગળનો વર્ણ હંમેશાં જુદો હોય પણ એ 'ર' તો અચલ જ રહે! આ ચિત્રબંધો સર્વથા અહીં જણાય છે એવા સાદા કસબના પણ નથી. સર્વતોભદ્રચક્રપ્રબન્ધ જેવા ચિત્રાત્મક બન્ધમાં તો રચનાનું કાઠિન્ય તરત વર્તાય એવું છે. સ્થલસંકોચે વિશેષ અવતરણો આપણે નહીં જોઈએ. આ બધી શબ્દકરામત જ છે, કાવ્યના અંતર્ગત સત્ત્વ સાથે એને સંબંધ નથી જ. ગૂજરાતી કવિતામાં દલપતરામે આવા ચિત્રબંધો આલેખીને પોતાની કવિ તરીકેની નહીં પરન્તુ પદ્યકલાના પ્રવીણ રચનાર તરીકેની વિશિષ્ટતા સિદ્ધ કરી છે. ગૂજરાતી પદ્યનો અભ્યાસી આવા ચિત્રબંધો માત્ર દલપતકવિના

વાચે તો જ મેળવી શકે એવી લગભગ આપણી કવિતામા સ્થિતિ છે. પ્રવૃત્ત જીવન વચ્ચે 'દલીશ્વર' આવા ચિત્રબંધોની રચના અનાયાસ કરી શકતા 'ગિરા ગૂજરાતી તને અતિ શોભિત  શણગાર સજાવુ' એવો ઉમળકો ઉચ્ચારતા 'દલીશ્વર' દલપતરામ આપણી 'ગિરા'ને તો શણગારે છે જ એ 'શણગાર'થી આચ્છાદએલા અંગના આતરિક ઓજસ્ માટે પ કવિ ઉત્સુક હોત તો ?

કવિ શબ્દાનકારની રગત 'વિજયવિનોદ' ના યમા અને અર્થા લકારની એવી જ રગત 'ફાર્બસવિલાસ'મા ખાસ તો જમાવે છે એના ન યો એ જ હેતુથી લખાયા હોવાથી તે સપૂર્ણપણે સાર્થ નીવડે છે. આપણે એમની થોડી વધુ શબ્દક્રીડા, કહો એમનો વાણીવિલાસ, અહીં વિચારી લઈશુ

'હસકા યશતર'ના અન્તમા કવિએ એક કવિતામા પ્રત્યેક પક્તિમા પ્રથમ, પાચમો, નવમો અને તેરમો અક્ષર એવો ગૂથ્યો છે કે એ અક્ષરોને એના ક્રમાનુસાર લેતા અર્થાત્ પ્રથમાક્ષરો સાથે, પાચમા અક્ષરો સાથે એમ લેતા નીચેનો દોહરો અતર્ગત વણાઈ ગયેલો વર્નાય છે :

" પ્રેમબાઈનો પુત્ર છે, કર્મસિંહ કુળભાણ,
હસરાજ હેરાી ભનો, લાયક જાત લુવાણ "

'ફાર્બસવિલાસ'મા 'Star of India' શબ્દ ગૂજરાતી ભાષાનો વિકૃત શબ્દ છે એ તર્કપ્રાવીણ્ય સૂચવતો મનહર છદનો એક શ્લોક છે એમા પ શબ્દગૂથણીની જ કરામત બતાવાઈ છે અતર્લાપિકાનુ એ દૃષ્ટાન્ત જોઈએ

" સીતાપતી પાસ ચડી બેઠા દરવાને ચાની,
સીતાને સ્વરૂપે રૂપ આપતુ સમારીને,
શત્રની ચડી પ્રિયા પછી કેતુ પામી ફળ,
જાણ્યો તો લખો ઉત્તર અતર ઉતારીને,

કવિએ વિચાર કરી કહે દલપતરામ,
લખી આપી બે લીટીએ સમ્ય સુધારીને,
એક લીટીમા લખ્યુ જે 'ચેહતા પેસા ચ ગિ'ને
બીજી લખી 'મ્હાર આક પ્રન્ડિયા' વિચારીને."

અહીં 'ચેષ્ટા કરતા આપે કૃમાર્ગ અનિંદ પ્રિયા'એ ચરણુ મૂળ તો હોનાનુ સૂચિત છે!

પદ્યના એક શ્લોકમા અનેક પ્રશ્નો પુછાયા હોય અને એનો ઉત્તર એ જ શ્લોકમા એકાદ શબ્દમા જ અદર વણાઈ ગયો હોય એવો ગુપ્તોત્તર પદ્યનો પ્રયોગ પણ દલપતકવિનામાં છે. એ પણ શબ્દની જ લીલા છે! આપણે એક ગુપ્તોત્તર મનહર છદનો શ્લોક 'વિજયવિનોદ'-માથી જોઈશુ.

"ભાગ ચોથાને શુ ભણુ, સામા ધારાનું શુ નામ,
કનક બનાવનાર કે મણી ગણાય છે,
પર ઉપકારી પ્રજા જાતે કે નારીએ જણી,
દેવળ સરસ કહો શા વડે ચણાય છે,
શૂરવીર ધીર કહો શેણે થાય રાજ રાજ,
રેશમ રૂ વિના શેણે વસ્તર વણાય છે,
પ્રશ્ન શુણી **પારશણે** જલદી દીધો જવાબ,
જાણે ન અજાણુ જાણને તો તે જણાય છે."

અહીં 'પારશણે' શબ્દમા જ પ્રત્યેક પ્રશ્નને અનુક્રમે ઉત્તર આ પ્રકારે મળી જાય છે: પા, પાર, પારસ, પારસણે, પાણે, -ણે અને શણે. કવીશ્વરને આવા શબ્દખેલ એટલા પ્રિય લાગે છે કે બાળકોની વાચનમાળામા પણ એકાદ મનરજનાર્થે ગુપ્તોત્તર પ્રયોગ કરી બનાવે છે. આ રહ્યુ એ ઉદાહરણ

"નાથ નરકનો કોણુ? સાર દહીંનું શુ કહીએ?
પોથી બાળમતણી, નામ તેનુ શુ લઈએ?
ઘઉંનુ શું નિત ઘેર, કરે ભોજન કરનારી?
ચતુર ધુરે એ ચાર, ઉત્તર મન લહો વિચારી.

> જો સમજી શકે તો માન દઈ, આપુ બેસવા ઓટલી,
> નહીં સમજી શકે તો ન્દુ તને, જમ વી ચોપડી રોટલી."

—અહીં 'જમ'નો અને 'ચોપડી'નો શ્લેષ તો એક શબ્દાનકાર છે જ, પણ ત સાથે બીજી પણ શબ્દક્રીડા છે, જે સ્પષ્ટ છે.

ગુપ્તોત્તર પદ્યમા ઘી બીજી એક શબ્દચમત્કૃતિ નીચેના સોરઠામા મળે તેમ છે

> "જે સાધુ તેસાર પણ, બળતણ વાસણ વિના,
> શો નરિયે આહાર, ઉત્તર ઊંધો ખાટનો"

—'વિજયવિનો' નાવ્યમાના આ સોરઠામા 'ખાટનો' ઊંધો કરીને ઉત્તર 'નોટ ખા' એમ મેળવવાનુ કહે છે ?

માનામાત્ર લખ્યા વિના લિપિ લખનારાઓની કવિએ હળવી મશ્કરી કરના એક દોહરો એ રીતે લખાયો અને તમાથી ૩૧ પપર) પોતાને અપાય તેવુ લખાણ વાચી બતાવે છે ' મૂળ દોહરો આમ છે

> "કેવે દિન પોતાક હજ, ગુનામ તુ ભની નિધ,
> જતા તમારા ૩પ પર, અમે એ જ ગુણ લીધ"

—દાકોરસાહેબ આગળ, એમની ખનામણે રજની યાનાના વળાના તરીકે સાથે આવેલા એક ગુનામ આરબ સામેની આ એક મુસલમાન સરદારના અવિશ્વાસની ઉચ્ચારયેલી ફરિયા છે કાનામાતર ન જાણનાર નારબ્ન તે લખી લે છે

> "કન દલપત કહજ, ગનમત ભનવધા
> જત તમર ૩પ પર, અમ અજ ગણ લધ"

—કવિએ આનુ વાચન કરી બતા યુ

> "નિ દલપત કાકા જોગ, લ મેતા શુના વધા,
> જતા તમારા ૩૧ પપર) અમે આજ ગણી લીધા"

તેમજ મરકૃતકવિતાની ય એમા પ્રેરણા ક ભાનક અને સર્જકની પણ ગાંર્યાવસ્થા કે ઘડતરસ્થિતિમા આવી શબ્દક્રીડા ભાવા અને છન્દને સમજ તેનામા અથવા તે પર પ્રભુત્વ મેળવવામા કઈક અશે સહાયક નીવડે ખરી ! એનુ મૂલ્ય એટલુ અવશ્ય છે બાકી, પદ્યલીલા એ ન્યાયના નથી જ કવીશ્વરને આવી સામગ્રીસજાવટ 'કવિતાના કોડીના' જેવો અર્થની લાગે છે ! એટલુ તો ખરુ જ કે પોતાની આ દૃષ્ટિના પ્રમાણમા 'કવીશ્વર'નો ઉત્સાહ અખૂટ હતો. શબ્દાલકારની અનેક છટા તેથી જ એમણે આપણી ભાષામા સ્ફુટ કરી બતાવવાનો જાણે નિશ્ચય કર્યો છે / દલપતરામનુ કવિ તરીકે લક્ષ કેન્દ્રિત થાય છે અલકાર પર, એમા ય વિશેષત શબ્દાલકાર પર /

શ્લેષ અલકાર પણ એક રીતે શબ્દનો જ અલકાર ગણવો ઘટે શબ્દ બદલતા પણ અર્થ તો એવડો નીકળે જ એવો અર્થાલકાર શ્લેષ પણ છે ખરો, તોપણ દલપતકવિતામા સામાન્યત શબ્દશ્લેષ વિશેષ પ્રમાણમા જણાય છે વર્ષાના વર્ણનમા વડેસ કાઢતુ મેઘરૂપી ભુવાનું ડાગલુ જાણે મુબઈ તરફ અગુલિદર્શન કરતુ હોય એવો દ્વિઅર્થ છે

"/ ગાજતો નથી ગગન ઘન દલપતરામ,
મોમે ઓમે ઓમે ઓબે ડાગલુ તો મોન છે "
—(વર્ષાવર્ણન)

કાવ્યમા 'સદ્ધર્મનુ સ્થાપન' કરવાનો મનોરથ સેવતા કવિને એક રાજસભામા નાચતી નાયિકાનુ વર્ણન કરવાનુ કહેવાય છે ! કવિ વર્ણન કરે છે

" કાળા લાબા કેશવાળી, રગે તો રૂપાળી ભાળી,
ઝાઝરના ઝમકા બહુ વખણાય છે,
ઠમક ઠમક ચાલ ચાલતી ચચળતાથી,
સમીપ સકળ જન સામુ જોતી જાય છે,
પતિવ્રતા નહીં પણ પ્રજા તો પ્રસવે પોતે,
સ્વરોદયવાળી જાતે સુદરી જણાય છે,

કાં તો દલપતરામ કેમો દુનિયાના લોકો,
ગજદ્વારમાંહી ગોરી ગુણવતી ગાય છે "

—સાંજે પાણી વળની ગાય ત્યાંથી પસાર થતી હશે અને કવિ દ્વિઅર્થી પદ્ય રચી નાખે છે! શ્લેષ કેટલો સહજ આવિર્ભાવ અહીં પામ્યો છે તે જોઈ શકાય તેમ છે. વર્ણ અને શબ્દના અનુપ્રાસ જેમ કવિ દલપતરામને હાથે જામી ગયા છે તેમ શ્લેષ પણ તેમની વાણીમાં આપોઆપ પ્રગટતા હોય એવું જણાય છે.

" અરે દશરથનાથ મળશે ક્યાં મને હવે,
તજ વિના મારું મુખ ઉદાસી અપાર છે,
એક લાખ રથ બસ, દશ રથ શું કરીશ,
તજ સાટે મળી આવે તેમાં ગુણસાર છે,
તારા વિના અતિ મારા મનમાં ઉતાપ થાય,
ઓ રેસિયા આવ હવે કેટલીક વાર છે,
તારા ઘણા ગાત્રિએ દેખાગે ન ફિકર કર,
ઓરસિયો શું કરીશ, ચંદન તૈયાર છે "

—'વિજયવિનોદ'ની આ શ્લેષમૂલક વક્રોક્તિ વિષ્ણુની પ્રિયેલી ગીતા તથા નારણજીની રાણી વચ્ચેના સંવાદ રૂપે રચી છે. દલપતરામમાં હાસ્યનો નૈસર્ગિક અંશ છે. તેમનાં રૂપ મોટે ભાગે વિનોદગર્ભ, વિનોદલક્ષી હોય છે. આ કડીઓમાંનો શ્લેષ એવો છે. તેમના નાના-મોટા ઘણા કાવ્યોમાં શ્લેષની ગૂંથણી કવિતાણી કરતી રહે છે. ક્વચિત્ વિશેષ નામોનો શ્લેષ પણ શ્રોતાના મનરંજન અર્થે તેઓ કરે છે. એમાં તેમની તર્કશક્તિ તો જણાય છે જ, પણ શ્લેષનો ચમત્કાર આપણે ત્યાં હવે ઊંચી કળામાં ગણાતો નથી. સંસ્કૃતમાં તો શબ્દાલંકારો અને શ્લેષથી જ ગૂંથેલાં મોટાં કાવ્યો પણ મળે છે. ભારવિથી એ રીત પ્રચારમાં આવી કહેવાય છે. કાલિદાસમાં તેનું પ્રાધાન્ય નથી. એક વિવેચકે દર્શાવ્યું છે તેમ સંસ્કૃત ભાષા જ બંધારણથી શ્લેષ

અનુકૂળ છે. વિભક્તિ પ્રત્યયોથી પણ તે શ્લેષચમત્કાર સાધી બતાવે છે. 'કવીશ્વર' દલપતરામમાં આ શ્લેષ પ્રતિનું આકર્ષણ અદમ્ય જેવું નીવડે છે. મુખર્જી અને જોગણીને લાગુ પડે, ખડેરાવ મહારાજ અને દ્વારિકાધીશ શ્રીકૃષ્ણને ય સ્પર્શે, આગગાડી અને રાજાને ય વર્ણવી દે એવાં શ્લેષાત્મક મુક્તકો દલપતકવિતામાં ઘણાં છે. શ્લેષનું આટલું વ્યાપક અને નિપુણ ગુમ્ફન અર્વાચીન ગુજરાતી કવિઓમાં કવિ દલપતરામમાં જ વિશેષત: પ્રાપ્ત થાય છે. "નિધિજા માતાને નમું" (નિધિજા માતા = લક્ષ્મી અને નિધિ જામાતા = વિષ્ણુ), "એરંડાના પાન" (એરંડા અને એ રંડા), "દીવાનથી દરબારમાં છે અંધારું ઘોર" (દીવાનથી અને દીવા નથી), આદિ શ્લેષ શબ્દમૂલક છે. વર્ણોની યોજના તેની ચમત્કૃતિનો આધાર બને છે. "કવિના કપડામાં જુઓ, રવિના હશે સુનાર" ('કવિના કપડામાં અને 'ક' બાદ કરતાં મળતા 'પડા'માં 'ર' વિના 'સુનાર' અર્થાત્ 'સુના' અને રવિના એટલે રવિવારના) એ પણ શ્લેષસ્પર્શક વર્ણચમત્કૃતિ છે. વર્ણનું ઉમેરણ આપણે આગળ જોયું છે, અહીં વર્ણને બાદ કરાયો છે. અહીં બન્ને અર્થ અભિપ્રેત હોઈ રહ્યા શ્લેષ છે. નીચેનો દોહરો પણ 'વિજય વિનોદ'માં છે.

> "વિયોગિ કરે અંતરે, નડતર કેની હોય,
> કળાવંત નડતર કરે, કવિ બુધ કરે ન કોય."

—અહીં મૂળ, કવિઓ દરબારે બેસી જતા કળાવંતા—ગાયકો સભામાંના સરદારોની આડે આવે છે એ અર્થ છે. તે ઉપરાંત પૃથ્વી અને સૂર્યના વિયોગનું કારણ ચન્દ્ર (કળાવન્ત) છે, શુક્ર (કવિ) બુધ નથી એવો અર્થ પણ તેમાં છે. પ્રિયા પ્રિયતમના વિરહી હૈયે કળાવંત (ચન્દ્ર) નડે છે, શુક્ર-બુધ નહીં એવો ય અર્થ ધરાવાયો છે અહીં. આ શ્લેષ કવિની શબ્દપ્રભુતા સૂચવે છે. 'ફાર્બસવિલાસ'માં આવતો પ્રસિદ્ધ શ્લેષાત્મક શ્લોક જોઈએ :

"પરિમળ અમળ, અમળ જળથી ભર્યા,
વિપુળ કોમળ કમળ સુપ્રકાશીને,
ગુણીજન ભ્રમર ભમણ ભલીભાત કરે,
કોકિલ કરે અતિ શબ્દ નિવાસીને,
વસ્તી ફૂલવાડીમાં ફૂલી ફૂલી ફેલાયાં ફૂલ,
દેખે છે અશોક લોક શોક ગયો નાશીને,
પ્રગટ્યા નવીન પત્ર અને સરસ જ્યારે,
એ ન પવિત્ર મિત્ર મળ્યો મીનરાશીને"

—મિત્ર એટલે ફાર્બસ અને મીનરાશિન્ અર્થાત્ 'દ' અક્ષરવાળા નામના દલપતરામ સાથે મળતાં, દેશમાં જે વળી વસંત પ્રસરી તેનું આમાં વર્ણન છે. કવિની શબ્દશક્તિ, તેમની વર્ણનશક્તિ અને તેમની કલ્પનાશક્તિનું આ કવિત સારું દૃષ્ટાન્ત છે. શ્લિષ્ટતા ઉપરાંત પંક્તિએ પંક્તિ વર્ણસગાઈ કે શબ્દાનુપ્રાસની છટા કવિએ બતાવી છે. શબ્દાલંકાર દ્વારા વસ્તુના—ભાવના સમર્થનમાં યોજાતાં અહીં સુભગ પરિણામ ઉપજે છે. શ્લિષ્ટ છતાં પ્રાસાદિક, ચમત્કારિક તોપણ સરળ, સુગુમ્ફિત છતાં અનાયાસ વાણી દલપતરામને કેવી સહજ હતી તે જોવું હોય તો આ કવિત બસ થશે. ફાર્બસ વિશે લખતી વેળા કવિ સદાય ખીલી ઊઠે છે, એમ નથી લાગતું?

કવિ દલપતરામની કવિતામાં ગૂંથાયેલા અર્થાલંકારોમાં પણ વૈપુલ્ય તથા વૈવિધ્ય છે. એમાં ઉપમાનોમાં સામાન્યજન બુદ્ધિનું અનુસરણ છે, કલ્પના નવીનતા પણ છે, તેમ લાવણ્યના સર્જન છે. તેમાં પુનરુક્તિ, અરસિકતા અને અશિષ્ટતાના અંશો પણ આવતા હોઈ રસનિષ્પત્તિમાં તે બાધક નીવડે છે, એટલું જ નહીં, ક્વચિત્ રસહાનિ પણ થાય છે. તેમના અર્થાલંકારો વિશે સામાન્યપણે તો કહી શકાય કે એમાં મનોહારિતા અને સાહજિકતા છે. ઉપમા, ઉત્પ્રેક્ષા, અન્યોક્તિ, વ્યાજસ્તુતિ, અપ્રસ્તુતપ્રશંસા, અર્થાન્તરન્યાસ, દૃષ્ટાન્તાદિ અલંકારોમાં તેમની ફાવટ સારી છે. 'ફાર્બસવિલાસ'માં તેમના ઘણા અર્થાલંકારો સ [illegible]

છે. તેમનું માર્મિક અને વિશાળ અવલોકન અને તેમની મર્યાદિત કલ્પનાશક્તિ ઉભય આ ઉપમા—ઉત્પ્રેક્ષાદિમાં મળે છે.

ઇશ્વરનું બ્રાહ્મણ સ્વરૂપ વર્ણવતાં કવિ આકાશગંગાને તેનું ઉપવિત તથા સૂર્યમાળાને અગ્નિહોત્રરૂપે વર્ણવે છે; એજ કાવ્યમાં કવિ ઇશ્વરને હજામ તરીકે ઓળખાવીને તેને અનુભવની આરસી દેખાડતો તેમજ બુઝાઈ ન જાય તેવી મશાલ ધરીને સર્વ આગળ ઉજાસ કરતો પણ વર્ણવે છે! એમાં જ કલ્પનગમની ઉપમાનયોજનાની શક્તિ તથા મર્યાદાનું દૃષ્ટાન્ત મળી રહે તેમ છે.

" હૈયે ગુલાબના હારડા રે, હા હાં રે,
ચોખી ચંપકની કળીઓ;
કપુરતણા જેવા ક્યારડા રે, હા હા રે,
એવી અંગે ઉજળીઓ "

(સયરો મળવા વિશે)

અથવા—

" જાણે પ્રતાપી પરણે ભૂપાળ,
આનંદનો આજ ઉડે ગુલાલ. "

(અરુણોદય.)

—જેમાં સાદા મનોહર વર્ણનોમા ઉપમાન તથા શબ્દશક્તિનું પણ લોકભોગ્યપણુ છે, તેવું જ આદર્શક સૌન્દર્ય પણ છે.

" રહો જોડીને નેણ સંગાથે નેણ જો,
જેમ ન છૂટે ખૂરો દાય બિયોરનો. "

(મહિના)

" જેમ શોભે શીતળતા વાયરામાં,
તેમ વર ને કન્યા શોભે માંયરામા. "

(માંગલિક ગીતાવલિ.)

ઉપમાનોની પસ દગીમા કવિ દલપતરામ કેટલીકવાર સામાન્ય ધોરણે પણ સતોષ લેતા લાગે છે । કવચિત્ સુરુચિ પણ તેઓ પાળી શકતા જણાતા નથી । ઉપમાન ઉપમેયની ગૂઢ વર્ણ લાક્ષણિકતાને બરોબર ઉઠાવ આપે તો જ સાર્થ છે દલપત કવિતામા ઉપમાન શોધતા કા તો કવિ બહુ દૂર જઈ શકતા નથી, કા તો અલ્પસ તોષે અટકી જાય છે, ન તો બહુ ઊ ડે સુધી જોવાનુ ધૈર્ય સેવતા નથી એમ થતા ઉપમેયનુ ગૌરવ પણ તૂટે છે । એના કેટલાક દૃષ્ટાન્તો આ કથનતને વિશદ કરે તેમ છે સ્ત્રીને ચેપી રૂપે તો કવિ વારવાર વર્ણવે છે । સૈયરોના ચોટલાને તઓ પ્રેમના ચોગલા કલ્પે છે । નિશાળને નાગી કલ્પે તે ઓછુ હોય તેમ ત્યા રહેના ખગોળ ભૂગોળના ગોળાઓને એ નારીના ડોળા પણ તેઓ કહે । નિશાળને ભોજનશાળાનુ ઉપમાન આપતા દલપતરામ હદ કરે છે ! મુસાફરના કોથળાને તેઓ મ દિર રૂપે વર્ણવી રહે છે । સૂર્યોદયે ઊ ઘતા અરીગીને સન્ખાનના એમ ી નજર જાય ઉજાણી વેળા દૂર રસના બાળ-પર । સમુદ્રમાના સૂર્યબિમ્બને ગેસિરેન્ટ અને જળાશયોમાના સૂર્ય પ્રતિબિમ્બ તે સૂર્યના સૂબાઓ, કવિ એવો તર્ક કરે । ચન્દ્રને વાણિયો કહી તેનુ 'ચદ' નામ કવિ સુયોગ્ય જાહેર કરે છે । વિજોગની ગરબીમા નાયિકાને પિયુના ગ ડાની ઘડિયાળ થવાનુ ગમે એવુ કવિ વર્ણવે છે । સ્વચ્છ વસન મગનો ગામૂથી સાફ કરાવાનુ કવિ કહે છે । સન્ધ્યામ ન ઉચ્ચારતા બ્રાહ્મણો કવિને વડી અજ્ઞાનતના વડીના સમા લાગે છે । આ બધુ અનૌચિત્ય અપૂર્ણ હોય તેમ, કચબ્રાંત વિનાની કામનીને કવિ ગામની ગદ્દી સમી ગણે છે । ભાગ અરીણુ તાડી મદિરાદિને પ્રગટ વસ્તુ પેશાબ જેમ' તેઓ આલેખે છે । અભણ ભૂપને કવિ નપુ સક નાથ પણ કહી દે છે । કવિના અયાલ-વરોમા આવી ઉપમાન યોજના પણ છે, જેમા કવચિત્ શુષ્કતા છે, કવચિત્ અગૌરવ છે, કવચિત્ કુરૂપતા છે, કવચિત્ હાથચડયુ તે ફટકારી દેવાની અધીરતા છે, કવચિત્ ગ્રામ્યતા પણ છે આ છે તેમની મર્યાદા સામાન્યત દલપતરામની કવિતાની એ મર્યાદા તો ભાષા, છ દ, અલકારાદિમા સાવ સ્પષ્ટ છે. લોકગમ્ય-

અર્થાન્તરન્યાસ પણ કવિને ગમતો રુચતો અલંકાર છે બોધક સિદ્ધાન્ત અને તેના સમર્થનમા ઉદાહરણ એ તો એમની વ્યાપક રીત છે આ રહ્યા ગેનપુ સરળ અને આકર્ષક અર્થાન્તરન્યાસ

"માગો કે માગો નહિ, પ્રભુ વખતે દેનાર,
ચોમાસાની રત થયે વરસે વર્ષાધાર."
(ઋતુવર્ણન)

"સઘળા જન આ જગતમા કદી ન સુધરનાર,
ખાડા ટેંબા વગરની પૃથ્વિ નથી થનાર"
(સુધારા વિષે)

અને—

"એક તરફનુ સુખ મળે, એક તરફનુ જાય,
રથ બેગી ચોટાતણી ચીજો નહિ જોવાય."

દલપતકવિતામા અર્થાલંકારોની થોડી એક વીગતો આ રીતે અત્રે જોઈ ગણાય એ અલંકારોમા ઉપમાન પસંદગીમા તેમજ સિદ્ધાન્ત દૃષ્ટાન્તાદિમા પણ કવિની શક્તિ અને સીમા જોઈ શકાય છે સદ્ધર્મપરાયણ લોકસેવક દલપતરામ એમાના ગ્રામ્યાંશ, દૃષ્ટાન્ત ભાષા ઉપમાનાદિમાની અરુચિકરતા અસંસ્કારિતા કવિતામા કેમ નભાવી લેતા હશે? એમ માનવુ કે આજે અશ્લીલ અથવા ગ્રામ્ય ગણાતા ઉચ્ચારણ તે સમયે વાંધારૂપ નહીં જણાતા હોય? "તારા દેવ શિર સહુ ધાન ઝાડે જાય છે" (નિરાકાર ભક્તિના દુરાગ્રહીની ઉક્તિ), બૂજ બુદ્ધિની નારીના પેટમા વાત ન રહે તેથી જ સ્તન રૂપી કોઠળા થતા વર્ણવાય સ્ત્રી સાથે વાત કરનારને હાજડાની ગાળ દેવાય, સ[illegible] ન ઉઘાડિયે અને ઉઘાડિયે તો નાક બંધ કરી દઈએ એવુ દૃષ્ટાન્ત અપાય, આ બધુ કલાકવિતાને કુરૂપ કરે છે સુરુચિનુ એમા ઉઘાડુ ઉલ્લંઘન છે આજે કલ્પના કે વાણીની ગમે એવા સારા હેતુ માટે પણ આવી ચિત્રણા શિષ્ટસંમત નથી થઈ શકતી સાહિત્યમા જ નહીં વર્તનમા પણ એ જમાનામા સદુપદેશ

" ગાજ્યુ લીલુ ગોરા ગાલમા રે,
લીના નાગરવેલના પાન. "

( ચોરીનુ ગીત )

" બાઈને કાને લટકે મોતી, વારે વારે રહુ હુ જોતી "

( બાનરડુ )

" પક્ષ્મ પાપણેથી આવ્યુ પૂર પ્રેમના રે,
માએ હિન્દી ડેરે માથે મૂક્યો હાથ "

( વેનચરિત્ર )

એમના ઋતુવર્ણનના કાવ્યોમા, 'કામસર્ વિરહ'મા, 'માંગલિક ગીતાંજલિ'મા, તેમ અન્ય કાવ્યોમા કે મુક્તકોમા પણ હૃદયસ્પર્શી, ટૂંકા, સુરેખ, સુન્દર વર્ણનો મૂર્ત કરતી સ્વાભાવિક પંક્તિઓ મળી શકે છે, અલંકાર વિના પણ વાણી સ્વયં મોહક ચિત્ર ખડુ કરીને કે મહીંના ઊર્મિના ઝંકાર જગાવીને કવિતાની સફલતા સિદ્ધ કરી શકે એ આવા અંશ સમજાવે છે.

આપણે ગુપ્તોત્તર કાવ્યખંડોને—મુક્તકોને શબ્દાલંકાર રૂપે ગણી લીધા. દંડી તેને અલંકાર કહે છે, પરન્તુ વિશ્વનાથ 'સાહિત્યદર્પણ'મા પ્રહેલિકામા તેને સમાવી લઈને લખે છે કે रसस्य परिपन्थित्वात् न अलङ्कार । અર્થાત્ રસનો તે વિરોધી અંશ હોઈ એને અલંકારમા ન ગણાય એ ઉક્તિવૈચિત્ર્ય ખરુ અને એટલા પૂરતુ એમા અલંકરણ ખરુ.' સમસ્યાપૂર્તિને પણ પ્રહેલિકા જ કહી શકાય દલપતકવિતામા શામળે લોકપ્રિય કરી મૂકેલુ આ ઉખાણા—સમસ્યાદિનુ તત્ત્વ ઘણુ છે. બુદ્ધિચાતુર્યના શબ્દાર્થ અંશો કાવ્યરસપાનમા વિઘ્નકર્તા તો થાય જ. ક્યાંક સંસ્કૃત પંડિતે યોગ્ય જણાવ્યુ છે કે શેરડીનો રસ ચૂસતા ચૂસતા વચ્ચેના ગાંઠા નડે તેવુ કાવ્યાસ્વાદમા આવા અંશોનુ નડતર છે. દલપતરામની કાવ્યભાવના તો એમા જ રસ રહ્યાનુ માને છે.' એમના સમસ્યાપૂર્તિના થોડાએક દૃષ્ટાન્તો અત્રે જોઈએ.

' પીંછવાળો છે તથાપિ મોર કે મરાળ નથી,
પગ નો રાખે છે તથાપિ પક્ષી ન પ્રમાણીએ
જડે ગણીયત જગ જડો નહિ નીરજ,
સેથો પાડ્યો શિર, માટે શેરડો (શેરડી) ન જાણીએ
વનનો વિજોગી, પણ ભજોગી કુભોગ નહિ,
છે ચતુરકર પણ વિષ્ણુ ન વખાણીએ
પાસે છે સરસ્વતીને પણ નહિ પિતામહ
કહે દલપત એ તો કોણ ઉર આણીએ "

—'ફાર્બસવિલાસ'નું સમસ્યાનું આ કવિત ઉત્તર પાસે છે,

" પગ લખે પીંછા વડે ત્રિજોરિપતિ છાપ,
ચતુર કરે જન ચાહીને એ તો ફાર્બસ આપ "

'નિત્યવિનોદ'માના એક બે સમસ્યાપદ્ય જોઈએ —

' મુખમાથી રચના રચે, નહિ કરોળિયો જાત,
એનુ એઠું ખાય સૌ, નહિ માખીની નાત '

(ઉત્તર-કવિ)

'સમસ્યાપૂર્તિ' કરવા માટેની પંક્તિ છે, ' સાસુ પરણેલી પણ સસરો કુવારો છે " કવિ તર્કની સહાયે એની સમસ્યા ઉકેલે છે

વિપ્રતણી પુત્રી એક રૂપીને કુમળી છે,
વિશ્વમા ન મળ્યો વર તેને વરનારો છે
પીપળાને પરણીને એક દત્તપુત્રી કીધી,
જોધો દનપત્ત એમ ઉમર ગુજારો છે,
ચાર ફેરા ફરે તે જ પરણ્યુ પોતે ગણાય,
એવો ધરણીમા બધા હિંદુઓનો ધારો છે,
પુછ્યાથી પ્રતિ ઉત્તર જમાઈ તેનો કહે જે,
સાસુ પરણેલી પણ સસરો કુવારો છે

(" મનનમ કે પીપળો ફેરા ફરતો નથી. "—દ )

'ભગડે તગડે ... ી'ની એમની સમસ્યાપૂર્તિમા તેમનો લાક્ષણિક બોધ, વિનોદ અને રસ પણ છે —

" અભિમાની જન ઉચર્યો, સ્ત્રી બગડે શુ એવી
ગોને વળી એવી મળી, બગડે તગડે તેવી "

'હરીશ્વર' દલપતરામની કવિતાનુ બીજુ વિચારણીય પાસુ તે એના છન્દો અક્ષરમેળ, સખ્યામેળ માત્રામેળ ઉપરાત આપણા અનેસોન્પ્રચલિત ગરબી—પદોના ઢાળ દલપતરામ એકસરખી આસાનીથી નિયોજી શકયા છે એનુ વૈવિધ્ય અને એની વિશુદ્ધિ આ ગાનન છે ના લભાનનામા લો ભોગ્યતાના સિદ્ધાન્તને લીધે અક્ષરમેળ સસ્કૃત વૃત્તો પ્રમાણમા ઓછા દલપતકવિતામા સમાતા છે છતા એ અત્યત મહત્ત્વની હકીકત છે કે સસ્કૃત અક્ષરમેળોનો વ્યાપક પ્રયોગ એમણે આદર્યો અને અર્વાચીન ગુજરાતી કવિતાનુ એ ચિરસ્થાયી નવુ પુરવાર થયુ પિંગળનુ જ્ઞાન ગુજરાતી કવિઓ અને અભ્યાસીઓને સુલભ કરનાર દલપતરામ સાદી, સુબોધક, સુશોભિત અને રજનકારી કવિતામા અક્ષર બધોને અનાયાસ આલેખનથી દૃષ્ટાન્તરૂપ બનાવી દે છે એમની વિવિધ વૃત્તોની પક્તિઓ વૃત્તયોજ કવિને સ્મરણમા રહી જાય તેવી હોય છે આ છન્દો—અક્ષરમેળ સસ્કૃત છન્દોને એમણે હસ્તામલકવત્ કરી દાખ્યા ગુજરાતી કવિતામા એ પદ્યરચનાના પ્રકારને એમણે સ્થિર, વ્યાપક અને સમૃદ્ધ કર્યાં છે, એમ નિ:સકોચ કહેવુ જોઈએ "રચ્યા છે રુડા છદ દલપત્તરામે," અથવા "છ છદ સુદર નવીન રચેલ દલપતરામ ॥" એ એમની શ્રદ્ધા પૂરી સકારણ અને સમુચિત છે એમનુ આ પ્રસ્થાન એમની અર્વાચીનતાનુ સૂચક છે એ પણ નોધપાત્ર લક્ષણ છે; એમા અપૂર્વપણુ કે મૌલિક પણ ઐતિહાસિક દૃષ્ટિએ નથી જ, તો પણ સસ્કૃત વૃત્તોનો આપણી કવિતામા વ્યાપક આદર, સતત પ્રસાર દલપતરામો જ આભારી છે એ યશનુ કારણ માત્ર એમનુ પિંગળ નહીં, એમની કવિતા પણ ખરી

ભાષા પૂરતી ઘૂંટાઈ જ હોય તેથી, કે પછી અલંકારાદિના સ્થૂલ ચાતુર્યઅંશની અતિશયતા થતી હોય તે કારણે દલપતરામની પદ્યરચના ઘણી વાર શિથિલ અને નિસ્તેજ થતી જણાય છે. એમાં રસિક કે બલ્ય કલ્પના દર્શનની અસાધારણતાનો જ્યારે અભાવ હોય છે ત્યારે વૃત્તો સુઘડ હોવા છતાં આકર્ષક નીવડતા નથી. એમને પ્રિય એવા ભુજંગી કે મનહરમાં પણ ક્વચિત્ એમની રચના ગૂંચવાતી કે લંગડાતી જણાય છે. આવા દોષો દૃષ્ટિગોચર થતા હોવા છતાં સમગ્રતયા દલપતકવિના છંદો પરની હથોટી સિદ્ધ હોવાનું દર્શાવે છે.

કુલ પચાસ ઉપર અક્ષરમેળ, સંખ્યામેળ તથા માત્રામેળ વૃત્તો કવિએ વાપર્યા છે. દેશીઓ અને પ્રચલિત ઢાળોની સંખ્યા કદાચ તેથી પણ વધારે હશે. શાર્દૂલ, શિખરિણી, સ્રગ્ધરા, હરિણી, ઉપજાતિ, ભુજંગી, તોટક, ઇન્દ્રવિજય, વૈતાલીય, હરિગીત, ચોપાઈ, દોહરા, સોરઠા, મનહર, સવૈયા, ઝૂલણા, આર્યા વગેરે પ્રચલિત પદ્યબંધો ઉપરાંત અમૃતધ્વનિ, દુમિલા, અરવિન્દમુખી, મહીદીપ, મોતીદામાદિ અપ્રચલિત પદ્યબંધો પણ દલપતરામ કુશળતાથી વાપરી શક્યા છે. આ પ્રયોગો, એમાંના સિદ્ધહસ્તપણાને કારણે તેમ તેની ભાષા—અલંકૃતિ—બોધાદિ સામગ્રીને કારણે પણ લોકપ્રિય અને રોચક નીવડ્યા છે. હોપ-વાચનમાળાનો ભણનાર 'શ્યામ ચરણ સ્મરણ મિત્ર સરસ રીત સાચી, તે વિના ત્રિલોકમધ્ય કોડ વાત કાચી' એ કાવ્યના મહીદીપ છંદને જાણી લે છે; એને એ યાદ પણ રહી જાય છે. બાળકોને હોંસે હોંસે બોલવી ગમે એવી આ જાણીતી પંક્તિઓ, "જમો જલેબી લાડવા, પીઓ કઢી પચાવવા," દ્વારા નગસ્વરૂપિણી છંદની હેને સ્મૃતિ રહે છે. એ વાત નિર્વિવાદ છે કે અલંકાર તેમ વૃત્તરચના પરત્વે પણ દલપતરામે ગૂજરાતને સંગીન અને સુગમ શિક્ષણ પૂરું પાડ્યું છે. પ્રચલિત—અપ્રચલિત અલંકૃતિ કે વૃત્તરચનાઓનો ગૂજરાતને એમણે સ્વાદ પ્રેર્યો છે. ગૂજરાતી ગિરાને શણગારવાનો એમનો પ્રયત્ન પ્રમાણિક છે.

કાવ્યનાં આ સ્થૂલ અંગોના પ્રમાણ તથા સ્થાન પૂરતી કલાવિવેકની દૃષ્ટિ અપૂર્ણ અને એકનક્ષી હોઈ એનું મહત્ત્વ જેટલે અંશે શાસ્ત્રીય ગણુ છે, એટલું કલાત્મક નથું નથી

વસ્તુ વિચારની પદ્યક્ષમતા વિષે પણ કવિ દલપતરામ એ સમયને વશ એવું સ્વતંત્ર વલણ ધરાવે છે. નિબન્ધ બનાવવાની રીતથી માંડીને રેલ્વેના ટાઇમટેબલની સીધી ટીપ કે વ્યવહારુ માહિતીની યાદીઓને તેઓ વૃત્તબદ્ધ કરી નાખવે છે "ફિનલૉક સાહેબ તે સભાનો સેક્રેટરી થયો," "પણ ઈશ્વર સુખ આપી શકે છે," "સર્વે પ્રાણીને શી શી ફિકર છે? ખાજની ખાજની ખાજની રે," "જુઓ કરણી કેવો ગુણ લે છે? કુસ્યા નિણ ગીડા કળ દે છે," "બદરી સાધારણ ફળ દે છે, પણ દેતા ટાટા મારે છે," જેવી નિર્ભેળ ગદ્યની કહીએ તેવી લીટીઓ તેમના પદ્યમા ઠીકઠીક પ્રમાણમા આવ્યા કરે છે ઇતિહાસ આપવો હોય, માહિતી ખડકવાની હોય, શિખામણ આપવાનો જ નિશ્ચય કરાયો હોય, ત્યા સવેદન વિનાની ગદ્યાળુતા આવી જ જાય, રચનામા તેની અસર પડે જ દલપતરામમા આવુ છે એ એક જાણીતી હકીકત છે.

તોપણ આને જ લગતી એક બીજી રીત દલપતકવિતામા છે એની ઉપેક્ષા યોગ્ય નથી. કેવળ પદ્યને પ્રભાવે, માત્ર સરલ—સુરેખ પદબંધને લીધે જ એમના કાવ્યની પંક્તિઓ ભાવકને આકર્ષે છે. એમા બોધ સામાન્ય હોય, કલ્પના હોય પણ નહીં, તેમ છતા એ પંક્તિઓ વૃત્તરચનાની સરલતાને કારણે જ સ્મરણીય થાય છે અમુક વર્ગ, વર્ણ, સંપ્રદાય કે લક્ષણની યાદી જેવી એમની કેટલીક કવિતા કેવળ પદ્યબળે જ વ્યાપક અને સજીવ રહી શકી છે. એ ચલણી સિક્કાની જેમ ગુજરાતી સમાજમા વ્યવહારમા ઉપયોગી નીવડતી પંક્તિઓ છે. ' પીતી હોય મદિરા ને બોલી હોય અક્કલ તો, તેવા જનો જાઓ જ્યા કલાલની દુકાન છે," અથવા "કહે દલપતરામ સાંભ ફિન્લાક વિના, કોણ માઈ ડીઅર કહી મને બોલાવશે?" કે "હિંમત નરમા હોય તો આવે દુઃખનો અંત"

જેવી પંક્તિઓની જે કંઈ ચોટ છે તે પદબંધને કારણે જ વિશેષતઃ છે. એમનાં કેટલાંક સ્થાનકો તેમાંના રહસ્યને કારણે એટલાં જ તેના પદબંધના પ્રભુત્વને કારણે યાદગાર નીવડ્યાં છે. એનો વિનોદ, એનો પ્રભાવ, એની પદ્યબદ્ધતાને ઓછો આભારી નથી. 'પુરી એક અંધેરી ને ગંડુ રાજા'થી માંડીને 'મિયાં નિસર્યો મારગે' જેવી માર્મિક સ્થાએ પદ્યમાં ન હોત તો? એની ચોટમાં પદ્યના બળનો વિચાર કરવો જ જોઈએ. મેળાવડાઓના અહેવાલ અને વ્યક્તિઓની ચરિત્રનોંધ પદ્યમાં ભરનાર દલપતરામ પોતાના જમાનાને જ બહુ તો અનુકૂલ હતા. કવિત્વની કસોટીએ વસ્તુ કે વીગતની પસંદગીમાં કવિ નિષ્ફળ જ જાય છે. એ સાથે એ પણ યાદ રાખવું ઘટે કે ગદ્યમાં મૂકવા જેવું બીજું ઘણું પદ્યમાં ઉતારીને એમણે તેમાંના કથિતવ્યને વધુ લોકપ્રિય, વધુ અસરકારક તેમજ વધુ ચિરંજીવ બનાવ્યું છે. તાન લેવાની ગરબીમાં "આવો ભૂગોળવિદ્યા ભણિયે રે, તનનન તાનોં લ્યો; ગુણ ગણિતવિદ્યાના ભણિયે રે, તનનન તાનાં લ્યો," વગેરે સામગ્રી ખડકાય એમાં નથી સ્વરૂપનો વિવેક કે નથી પદ્યનો વિવેક, એ સત્ય છે, તેમ, દલપતકવિતામાંનો કેટલોક બોધ, કેટલાંક એનાં દૃષ્ટાન્તો જેવાં કે 'એક અડપલો છોકરો,' 'એક શરણાઈવાળો,' 'એક ભોળો બાભો' અથવા 'ઊંટ કહે આ સભામાં' જેવાં પદ્યસ્થાનકોમાં પદ્યનો ઉપયોગ એના ચિરંજીવપણાનું, એની લોકપ્રિયતાનું એક મોટું કારણ બને છે એ પણ એવું જ સત્ય છે.

'કવીશ્વર'ની પદ્યરચના સામાન્યતઃ શાસ્ત્રીય અને વિશુદ્ધ છે. ભોળાનાથ, ફાર્બસ કે નર્મદથી માંડીને આજ સુધીના કવિઓ—અભ્યાસીઓને, સુહૃદો-શિષ્યોને, અથવા અનુયાયીઓ—પ્રતિસ્પર્ધીઓને પિંગળમાં પ્રવેશ કરાવનાર દલપતરામ આપણા પદ્યગુરુ જેવા છે. તોપણ પદ્યમેળ જાળવવા જતાં ક્વચિત્ શબ્દવિકૃતિ તેમનાથી થઈ જાય છે, એટલું જ નહીં, પદ્યનો સંવાદ પણ ખંડિત કરતી ક્ષતિઓ તેમનાથી થાય છે. ક્યાંક છૂટ લેવાઈ છે, જે ખટકતી પણ નથી!

અક્ષરપૂરણી અર્થે 'વિદ્યાર્થી'નુ 'વિદ્યારથી' કે 'ધર્માર્થી'નુ 'ધરમાર્થી,' તેમ 'મનોરથ'નુ 'મનોર્થ,' 'ભગીરથ'નુ 'ભગીરથ્થ' વગેરે પણ કવિ કરી નાખે છે। પદ્યપ્રતિકૂલ 'તો,' 'તથા,' 'એટલે,' 'વગેરે' જેવા પૂરક શબ્દોય શૈથિલ્ય ઉત્પન્ન કરે છે. અનુનાસિકનુ અનુસ્વારગ્રણ તો તેઓ વણી વાર ન્રે રાખે છે। 'નથી કે કના કાળજામા કટાગો' અથવા 'નહીં કોઈ સાથે સદેશો કહાવે' જેવી ભુજગીની પક્તિઓમા કે 'ઓનાજનો સરન તે પ્રભુ સભારો'ની વસતતિનકા પક્તિમા વર્ણનુ લઘુત્વ જાળવવા જતા આ પ્રકારનો દોષ થાય છે જોડાક્ષરની પૂર્વના વર્ણને ગુરુ ગણવાનો પદ્યનિયમ દલપતનવિતામા કયાક પાળવા જતા છન્દ તૂટે છે અને એ જોડાક્ષર હળવો ન હોવાથી થડકો પણ અનિવાર્ય જ હોય છે 'દયાથી વિદ્યાદાન દો દીકરીને,' એ ભુજગીનો ચતુર્થ લઘુ વર્ણ, કે 'પ્રવાસમા થાવ ઘણા ઉદ્યોગી' એ ઉપેન્દ્રવજ્રાનો નવમો લઘુ વર્ણ, લઘુને બદલે ગુરુ થઈ જાય છે અને પરિણામે લયભગ થાય છે દોહરામા પણ કવચિત્ જોડાક્ષરના અસ્તિત્વનુ નિષ્ફળ ઉલ્લઘન નોધાય તેમ છે 'વસ્તુ ઇચ્છે નૃપ વેચવા. પેડાય નહિ તે પાસ' અથવા 'પ્રભુપદ પ્રણમુ પ્રથમથી જ, ઉર ધરી હરખ અનત' અક્ષરમેળ બન્ધના નિશ્ચિત લઘુ-ગુરુ વર્ણો પરત્વેનુ ઉલ્લઘન પણ મળે છે દલપતકવિતામા

"હૈયે હામ પૂરે, તજે તજે ત્રાસ દૂરે" (ગખધારી)
'કુબુદ્ધિ રૂપિ કેદ છેદ રૂળ કામ છોડના' (નારાચ)
'જેને ગજપદૃદ્ધિ સમૃદ્ધિ છ પૂરી' (ભુજગી)
'રૂડ જેમ રાજે સનાંમ્રન બાંધ્યુ' (ભુજગી).

ઇન્દ્રવજ્રાના એક ચરણમા તો અક્ષર પણ ખૂટે છે જુઓ, 'જ્યા ચર્ની છે સા વન થવાતુ' 'વ્યાપાર સિંધુપ'થનો જન ન્રે છે' જેવી વસતતિલકાની કે 'મુગ્ધ મનુષ્ય રોગીને સદા સ્નેહિ જાણે' સમી માલિનીની પક્તિમા તો કવિનુ દુર્લક્ષ સહેલાઈથી તેઓ દૂર કરી શકતા

અને તેથી વધુ ઝડપથી દલપતરામ દેશીઓ લખી શક્તા. આટલા બધા છન્દો વચ્ચે મન્દાક્રાન્તા સમા સુપ્રસિદ્ધ વૃત્તની ગેરહાજરી કેમ હશે? છન્દોમિશ્રણ પણ તેમની કવિતામાં છે; કુંડળિયા-ત્રોટક કે કુંડળિયા-ભુજંગીની ગૂંથણી જુઓ. કથાત્મક મુક્તકો માટે મનહર, બોધ માટે દોહરા-સોરઠા, ગેય બન્ધો સુમધુર ભાવો કે વર્ણનો અર્થે,—કવિની આમ લયપસંદગી પણ એકંદરે સમુચિત છે. બાકી તો પદ્યમાં જ બધું સાહિત્ય લખી આપવાની એ જમાનાની હોંસ, ત્યાં લયની ભાવાનુકૂલતા વિષે તો કવિની કવિતા વધુ શો સંતોષ અર્પે? ઇન્દ્રવિજય, ભુજંગી. મનહર, કવિત, સોરઠા, દોહરા અને ઉપજાતિનો એમનો પ્રયોગ વિપુલ છે.

દલપતકવિતામાં અન્ત્ય પ્રાસ પદ્યનો ભાગ જ બનેલ છે. આપણે એમની કવિતાનું આ અંગ હવે વિચારીએ. પ્રાસ, પિંગળ કે સંગીતનું નહીં પણ અલંકારનું અંગ માનવાની આજની રીત છે. દલપતરામ ગુજરાતી અને વ્રજમાં તે પિંગળનિયમરૂપે જ હોય એવું માનતા લાગે છે. પદ્યસૌન્દર્ય લેખે કવિ એને અનિવાર્ય ગણે છે. કાવ્યમાં પ્રાસ નિવાર્ય છે એ દૃષ્ટિ આપણે ત્યાં ઘણી મોડી આવી છે અને હજી પણ તેના અવિવેકનિષેધને કાવ્યના વર્ગનું સમર્થન ભાગ્યે જ મળે છે. પ્રો. પાઠકે તેમના એક લેખમાં બતાવ્યું છે તેમ કાવ્યના અર્થ અને ભાવની એકતા—સુશ્લિષ્ટતા તથા તેના સંવાદને સર્જવામાં પ્રાસ પદ્યરચનામાં એક અગત્યનું બળ છે. દલપતરામના પ્રાસભંગને તેથી જ આપણે આ પદ્યવિચારના પેટામાં મૂકીશું.

'કવીશ્વર'ના પ્રાસ ચમત્કારિક છે ખરા, પરન્તુ તેનું સ્વરૂપ કેમ કરતાં શબ્દનું વિશેષ હોવાથી એવા સૌન્દર્યને આપણે કાવ્યોની વિપુલતાના પ્રમાણમાં અલ્પ અનુભવીએ છીએ. પ્રાસાર્થે શબ્દવિકૃતિ. ઉપમાનનું અનૌચિત્ય, તો ક્યાંક નિરર્થક શબ્દપૂર્તિ પણ મળે છે. આન્તરપ્રાસની રચના પણ દલપતકાવ્યમાં છે. ગીતોમાંની તેમની પ્રાસ-

યોજના વધુ સાહજિક મનોહારિતા ધારે છે એમ કહેવાયું છે કે ગૂજરાતી ભાષાનું શબ્દભંડોળ ઓછું જણાવાથી દલપતરામ તેમની કવિતામાં પ્રાસનું પ્રમાણ અખંડિત ગણે છે * લોકો પણ પ્રાસ વિનાની કવિતાને કવિતા જ ન ગણે એવી તે સમયની કાવ્યાભિરુચિ હતી પાદાન્ત પ્રાસ ન હોય તે તો પદ્યના રોગ જેવું થયું ગણાય'—"શું પાય ત્હારા પતથી સમ્બા છે? પાદાન્તના પ્રાસ ખરી પગ્રા છે?"—એ છે દલપતરામની દૃષ્ટિ

"સુણો સુણો ફજેતી ફુવડની, ઘણી ઉપમા દઈએ ધુવડની"

—જેની પંક્તિમાં ભાવકને જાણે પ્રાસનો ભણકાર પહેલી પંક્તિને અંતે જ સંભળાઈ જાય છે' ભાવકની આવી તૃપ્તિ પ્રાસની સફળતા ગણાય અને કવિ દલપતરામમાં તેનું પીડીક પ્રમાણ છે નીચેની પંક્તિઓમાં તેમ થતું નથી

"કોરો કોડ છે રે, કહીએ જેનું નામ કપાસ
ગામ કેવું કરે રે, તેનો કરીએ આજ તપાસ"

અત્રે પણ પ્રાસના શબ્દનો ભણકાર થાય તેમ તો છે જ, કિન્તુ આવી પદનો પ્રાસ રસપોષક થતો નથી એમાં કલ્પના નથી, રહસ્ય વિનાનું નિવેદન છે તેથી ભાવકને અરુચ્ય તો નહીં પરન્તુ અભિનવ અને મનોહર લાગે એવો પ્રાસ પણ દલપતકવિતામાં ઘણી વાર સધાય છે રાણી વિક્ટોરિયાએ 'કૈસરે હિન્દ'નો ખિતાબ ધાર્યો ત્યારે અમદાવાદની એક ગડબીમાં કવીશ્વરે ઉચ્ચારેલી પ્રશસ્તિની આ પંક્તિઓ —

"જેમ હાથિ લે સૂઢમાં, અનાયાસ અરવિન્દ
તેમ રાણી આ દેશ લઈ, બની 'કૈસરે હિન્દ'"

—ઉપમાના આ પંણ ઉપગત 'અરવિન્દ' જેવા સુયોગક—સરલ પ્રાસ દ્વારા શોભે છે પ્રાસથી પણ ઘણી વાર કલ્પના સૂઝે છે એવું

* દલપતરામ'—શ્રી નાસીગ કર મૂ દવે

અહીં સહેજ જણાય છે એ રીતે, રાણી વિક્ટોરિયાનું આપણે ત્યાં રાજ્ય જાહેર થતાં અમદાવાદમાં થયેલી ઉજવણીમાં આતશબાજી ઉડાડનારનું, ઘણાને ગમ્ય એવું, શબ્દચિત્ર મુક્ત સાદા છતાં ચમત્કારિક પ્રાસનું સારું ઉદાહરણ છે —

"મેનો ઘેનો પેનો જુઓ આગખેનમાં ઊભેલો,
ગોઠડે ગૂંથેલો એવો આવે હનુમાનજી,
કાળા હાથ દાઝ્યાળા દાઢી મોઢું દીસે નાળું,
પાઘડીનો પટ્ટો પૂંઠે પૂંછડા સમાનજી
લોક નાસાનાસ કરે ત્રાસ પામી તેને ઠામે,
એને ના'વે આય જેના રામજી જમાનજી
ઠેળ ઠામ ઠામ આગ લગાડીને આઘો ખસે,
હશે હનુમાનજી કે મુલ્લા સુલેમાનજી"

પ્રાસાનુપ્રાસ સરજનાનો આ પદ અને ક્વચિત્ તો અણધાર્યા રુચિકર આણવાની દલપતરીતિ અહીં સ્પષ્ટ થાય છે. રામજી અને હનુમાનજીને અને તે મુલ્લા સુલેમાનજીનો ઉલ્લેખ હાસ્યની લહર જગાવી જાય એ ખરું, પણ એમાંના પ્રાસનું વ્યાપક આકર્ષણ પણ મહત્ત્વનું જ છે

પ્રાસાર્થે નિકૃષ્ટ શબ્દો લાવ્યાનું દૃષ્ટાન્ત 'જંગખાનની ચડાઈ'માંની આ પંક્તિઓમાં મળશે —

"ઘણાક મારના ઘડી ઘડી બનાવિ સૂત્રની,
કરી ધરી ભગાવતો પ્રસિદ્ધ પૃથ્વીપુત્રની"

—અહીં 'પૃથ્વીપુત્ર'નો અર્થ કવિ આપે છે, 'પથ્થર'! અસુન્દર પ્રાકૃતતા એ જ કવિની આ પંક્તિઓના પ્રાસમાં મળશે —

"જિનનીવાગો નઈ ગયો, મોહેશ્વર ગોસાય
એમ દુખ ખા હરી ગયો, મોની લક્ષ્મી માય"

અહીં 'માપ' શબ્દપ્રયોગ શોભતો નથી જોડે ગોપીના ખૂન ગ ત શોક વ્યક્ત કરતી કવિતામા પ્રાસને ખાતર અપુષ્ટ વિભક્તિપ્રત્યય બીજી પંક્તિને અંતે આ કડીમા મળે છે —

" અધિનાથ કોડ અહાના, પદવિ પામ્યો પુણ્યથી
જેનો અધિક જરા જમિયો, નહિ ખામી કરિયે ન્યૂનથી "

પ્રાસાર્થે અપુષ્ટ શબ્દપૂર્તિ 'સુધારો કરવા વિષે'ના મ યમા પણ છે,

" દશા દૂર દેશો તણી તો તપાસો,
તદા વીચરીને વળી રાનવાસો "

—'રાનવાસો' શબ્દપૂરતો અર્થવ્યજક ખરો ? પ્રાસ માટે જ એ ગિનજરૂરી નહીં તોપણ અપૂરતો શબ્દ મુકાયો લાગે છે પ્રાસમા પણ સરળતાની દૃષ્ટિ પ્રવૃત્ત થતા ઘણી વાર કવિ સામાન્યતામા સરી પડે છે નિરુત્તર્યો વાતાવરણમા કવિ બધાઈ રહે છ, પ્રાસ અર્થ પણ સૂઝી જતો સૌમ્યુગમ શબ્દ મૂકી દેવાય છ, એવુ લાગે છ બીજા થોડા પ્રાસના દૃષ્ટાન્તો આ રહ્યા

" ગોપ ( ધાતુ ) રી એમ કોપ, તોપ ભરી તગે મા
તા જશનો ભરી રોપ ઓપ લીવા અગે મા
( ભણેની પુનાના દર્દ વિશે )

" લહિ લહિ ચેન સિનટ પેટ ભણી પાગે મા
ડ ભ ચીનરુ રેટ, ભેટ લીધી ભાસે મા
( ભણુની પુનીના દર્દ વિશે )

' ગગ સમાન ઉત્તગ ગણાય, દામોદર અખ પ્રકાશી
આ નગરીતણુ નામ જૂનાગઢ, હરિ ગણાય કે કાશિની માશી
( જૂનાગઢ વિશે )

અહીં પ્રથમ અવતરણમા પ્રાસ અસુન્દર તા લાગે છે જ, પણ તે કિલષ્ટતા પણ ઉપજાવે છે બીજા અવતરણમા ન્યૂનતની અતિવાચ્યતા

અને અરસિન્તા ઉપગત પ્રાસની હાસ્યાસ્પદ આલિશના જણાય છે બીજામા તો આગલી પંક્તિના 'પ્રનાશી' જેવા શિષ્ટ શબ્દની બીજી પંક્તિને અંતે કેવળ વિડબના જ થઈ ગઈ લાગે છે' આવુ કજોડુ દલપતનિતાના પ્રાસમોદનુ કારણુ પાસુ જ મ્હેરાય "એને ઉદર છે એન જ ઠન્યા, આથી વધતો એને અન્યા," 'વેનચરિત્ર'ની આ પંક્તિમા પ્રાસાર્થે કરવામા આવેલી શબ્દવિકૃતિ કદાચ નભાવી લઈએ, કિન્તુ એ જ કાવ્યમા "રીસે લોચન થઈ ગયા રાતા, દીસે અંગારા સરખા દેખાતા," એમા ઘૂસી ગયેલી (પ્રાસાર્થે) નિરર્થક પુનરુક્તિ નો દોષરૂપ જ છે 'ફાર્બસવિનાસ'મા વર્ષાના સુભગ વર્ણનને પ્રાસચિન્તા દ્વારા જ નબળુ તેમ પ્રાકૃત પણ કરી દેવાયુ છે —

> ઘોર રહી ઘનઘોર ઘટા ચપળાનિ છટા ચહુ પાસ તપાસુ,
> મોર કરે તતખીરથી તાડવ, ખાડિવ (દેવનુ વન) તુલ્ય વન ખાસુ,
> કુજ (કુ.) સમા મ્હે દલપત્ત વદુ અરવિન્દનુ નદ (રાણુ) વિકાસું
> આતુરતાથી કર વિરહાતુર ચાતુરનુ ચિત્ત ચાતુરમાસુ '

આ ચાર પંક્તિઓમા ગદ્યોચિત શબ્દોના પ્રાસથી શરૂઆત થઈ છે અને પછી તો શબ્દને વિકૃત પણ કરવો પડયો છે' ઉચિત અનુચિત સંસ્કૃત શબ્દો, ફારસી શબ્દ, તદ્ભવ બોલ, વગેરેનો જે રીતે અહીં શંભુમેળો કર્યો છે તે અનાવશ્યક અને થોડી કાળજીથી નિવારી શકાય એવો છે દલપતશૈલીની કેટલીક નબળી કડીઓ આમાની પ્રત્યેક પંક્તિમા છે 'તપાસુ,' 'મોર કરે તતખીરથી તાડવ,' 'ખાસ', કુજ,' 'વિનાસુ,' 'ચાતુરમાસુ' આદિમા ગદ્યાળુતા અનુચિતતા, ક્લિષ્ટતા, વિકૃતિ, આદિ મળે તેમ છે

પ્રાસની સીમા બહાર જવા માગતા દલપતરામ કવચિત્ યોગ્ય શબ્દ મેળવી શક્તા નથી, તો કવચિત્ ઊર્મિવગને વશ થઈ પ્રાસની પરવા કરતા નથી પ્રથમમા એમની નબળાઈ, તો બીજામા એમની સુકિન વર્નીય છે

"મુસલમાન અલ્લા કહે, ગોરા લોકો ગૉડ,
હિન્દુ માને તેનથી, પરમેશ્વરનો પાડ"
(ગરુડપુરાણીનું અંગ).

'ગૉડ'ને ઠેકે 'પાડ' મૂકાય અને તેય દલપતરામને હાથે?' હદ થઈ છે ને!

"વનિતા વેલી વીર, ગુમ થાત ગુજરાતથી,
નિર્મળી ધારી નીર, કેળવી, તે કાગ્રસ"

આ સોરઠાના પૂર્વાર્ધમાં પ્રાસની સારી મિનાવટ છે અને ઉત્તરાર્ધમાં પણ પ્રાસ રચનાની મનોહારિતા છે. ઊર્મિસંવાદ પ્રાસની જરૂર જોતો નથી. જો કે, આ કંઈ દલપતરામની નવીનતા નથી—વસ્તુત આ એક પ્રાસગીતિ છે.

પ્રાસનો ઉપયોગ વિનોદ તરંગ ઉછાળવા માટે પણ કવિ કરતા-કરતા હશે 'ફાર્બસવિલાસ'માંના આ નિરુક્તિ અનુવાદમાં તેમ થયું છે

"જોબનમાં જુવતી જન કારણ સાખી રહ્યા શિર સંકટ શાન,
પ્રૌઢપણે દલપત્ત કહે તનબીર તણા ન તજ્યા જ તડાક,
મેશ નિશા મરાળ (હંસ) સમાન કેશ થયા પરિપૂરણ પાક,
તો ય ન્યોં ન નપચ નિવારણ, કારણ એ જ કહે સહુ નાન"

દલપત-કવિતામાંથી પ્રાસ સાદા અને હુ સાધ્ય છતાં એકસરખી ચોટ વાળા હોય એવા આ રહ્યાં બે દૃષ્ટાન્તો,—

"પ્રભુ મેરીને હાથ ખાની
ઓચિન્તાનું જવું ચાની,
કરે માથાકૂટ હાલી રે,
પામર પ્રાણી!" (વેનચરિત)

—અને

"અન્યો છેલ તું છકેલ ખેલ ખોયો,
સાર ઉમરમા જરૂર તેં ન જોયો,
કર્યા કેવ પાપ મેનને ન ધોયો,
ન લીધું જ હરિ નામ, ધરી હામ, દલપતરામ, કહે આમ,
દીધા દામ, વિષયકામ, ઠામોઠામ, આઠે જામ;
ભજ્યો નાગી નારી; જો વિચારી, દુરાચારી"
(દુરાચારીને શિખામણ).

દલપતકવિતાના પ્રાસ અંગને આપણે એટલું પ્રાધાન્ય મળતું જોઈએ છીએ કે ઘણી વાર તો શબ્દશુદ્ધિ, અર્થવિશદતા, ભાવમયતા પદ્યત્વનો પણ પ્રાસ માટે જ ભોગ અપાયો છે! એમા ક્વચિત્ અધૈર્ય, ક્વચિત્ અશક્તિ પણ જણાય છે. તો પણ દલપતકવિતામા પ્રાસ સાહજિક છે, સુગમ છે અને લોકપ્રિય નીવડે તેવા છે. ભાષા તથા પદ્ય પરનું કવિનુ પ્રભુત્વ તેમને પ્રાસયોજનામા સહાય કરે છે. એમા સંયમ જળવાયો નથી, નહીંતર એમના ઘણાખરા પ્રાસ આકર્ષક થઈ શકત.

દલપતકાવ્ય—૧, રમાના ત્રણ બહિર્તત્ત્વોનો આપણે વિચાર કર્યો છે: એની ભાષા, એના અલંકાર, અને એની પદ્યરચના એ ત્રણેને કવિ કાવ્યકળામા મહત્ત્વના ઘટક અંગો માને છે. એ ત્રણેના નિરૂપણમા આપણે કવિ દલપતરામનો અભ્યાસ તથા તેઓનું સરળપણું અનુભવીએ છીએ. આપણી ભાષામાં એ ત્રણેનો સુગમ પરિચય પૂરો પાડતી વ્યાપક સામગ્રી દલપતકવિતામા જ છે. સંસ્કૃત, વ્રજ, ઉપરાંત જૂની ગુજરાતી ભાષા સાહિત્યના એમા સંસ્કાર અંકિત છે. કવિતા શ્રાવ્યકલા હોવાની શ્રદ્ધા ધ્રુવધ્યેયરૂપ ગણીને કવિ દલપતરામે શબ્દ, અલંકાર, પ્રાસ, છન્દને એ ધ્યેય સિદ્ધ કરવામાં જ નિયોજ્યા છે. એ સમયે એને આવી ધ્યેયસિદ્ધિ બીજા કોઈ પણ કવિની કૃતિ કરતાં વિશેષ મળેલી એ આપણે જોયું છે જ. 'અર્વાચીન કવિતા'ના શ્રી સુન્દરમ્ કવિની આવી લૌકિક

સફળતાને જ તેમની નિષ્ફળતાનું કારણ ગણે છે. આજે આપણે દલપત કવિના આટલી રીત અનુસાર વાંચીએ છીએ અને આજ માન્યતા એના ગુણોમાં રહેલી શિથિલતા કે વિકૃતિ આપણને તરત ખૂંચે છે. કાવ્યના આસ્વાદને અનુસરીને જ રચના એના દલપતરામના કાવ્યોમાં શબ્દ, અનુકૃતિ અને પદબંધ પરત્વેની ખૂબીઓ કે ખામીઓ એ માધ્યાર્થને કારણે જ છે. આ નજરે અંગોની આટલી શિષ્ટતા, આટલી પ્રાસાદિકતા, આટલી વિવિધતા, આટલી વિપુલતા પ્રતિ તે સમયનું સમગ્ર ગુજરાત અહોભાવથી જોતું એમાં આશ્ચર્ય કંઈ નથી, આજે પણ એ પાછળના ઉત્સાહ, પરિશ્રમ અને નિરાભારનો આપણે આદર જ કરવો રહ્યો. એમની કલાદૃષ્ટિ વિચારીએ તો એનું ચારતરણ અસ્ખલિત છે, એ સ્પષ્ટ છે.

કવિ દલપતરામની કવિતા રસનિષ્પત્તિ પરત્વે શબ્દ, અર્થ કે પદ્યની સ્થૂલ ચમત્કૃતિઓ પર આધાર રાખે છે, તેથી એ રસજમાવટના સાચા તત્ત્વોના વિકાસ તરફ અભિમુખ રહી શકતી નથી. તોપણ એટલું તો નોંધવું જ ઘટે છે કે હાસ્યરસની દલપતરામની ખિલવણી અસાધારણ ગણાય તેવી છે. તેમના હાસ્યમાં સુધારકનો કટાક્ષ છે, છતાં એમાં દઝાડતી ઉગ્રતા નથી. કાવ્યના સ્થૂલ અંગો—શબ્દ, અલંકાર, પ્રાસાદિનો પણ તેઓ હાસ્ય નિષ્પન્ન કરવામાં કે તેને બહલાવવામાં પ્રયોગ કરે છે. ઊંટને 'આપના' કહીને કવિ કટાક્ષે નવાજે (ઊંટ કહે આ સભામાં,—એ મુક્તકમાં), કે પછી 'કાના' શા માટે વૃદ્ધોનું સંબોધન થયું છે તે સમજાવવા રમૂજી શબ્દો પ્રાસાર્થે શોધી કાઢે, એના દૃષ્ટાન્તો આ વાત સ્પષ્ટ કરે છે. હાસ્ય નિષ્પન્ન કરવા માટે અમુક જ શબ્દ, અમુક જ પ્રાસ આદિ પસંદ કરવામાં કવિ સફળ થાય છે. મનુષ્યની સામાજિક પરિસ્થિતિ અથવા તેની પ્રકૃતિની ત્રુટિઓને કવિ ચકોર દૃષ્ટિથી જોઈ લે છે અને તેની લાક્ષણિક મર્મસૂચક મુદ્રાને સરલ વાણી તથા સરલ પદ્યબંધમાં છતી કરે છે. એમાં કવિ પરત્વે

પોતાના કોઈક અનુભવને ગૂંથી લઈને આત્મનિરીક્ષણના પ્રસંગરૂપ જાતને ઠગી તેનાનું વર્ણન પણ બનાવે છે  ગુજરાતી જનતામાં એના વ્યાપક અને સમભાવયુક્ત પરિચયે—અવતરણને દવિને આ પ્રસંગની —આ રસની જમાવટની અનેક સામગ્રીઓ પૂરી પાડી છે  ક્યાંક ઉપમામાં, ક્યાંક સ્વતંત્ર મુક્તક રૂપે, ક્યાંક મોટા નાટના પ્રસંગમાંના નિરાળા સ્થાનમાં, તો ક્યાંક રસવૈવિધ્ય અર્થે કવિ દલપતરામ હાસ્ય ખીલવે છે  'ફાર્બસવિલાસ' જેવી શબ્દાર્થના ચમત્કારો દર્શાવતી કૃતિમાં, 'વેનચરિત્ર' સમોરડ ગુણગર્ભ કૃતિમાં, પ્રકૃતિવર્ણનના કાવ્યોમાં, 'રાજવિદ્યાભ્યાસ'—'લક્ષ્મી સંવાદ' કે 'ગુર્જરી વાણી વિલાપ' જેવી ઉદ્બોધનાત્મક કૃતિઓમાં પણ દલપતરામ હાસ્યના તરંગ ઉછાળે છે  ઈશ્વર અને ધર્મ વિશે લખતાં પણ એમને દૃષ્ટાન્તાદિ એવાં જ સૂઝે છે કે જે હાસ્યની રેખાનો ચમત્કાર દર્શાવી દે  એમ કહી શકાય કે એમના સર્જનનો એ એક વ્યાપક અને યશસ્વી અંશ છે

૧ 'ડોળઘાલુઓ, ખુશામતિયાઓ, ટળ્યું ભાખનારાઓ, પારકી પંચાત કરનારાઓ, આપવડાઈમાં પ્રમત્ત 'ભાટ્ગવાના ભીડા' જેવાઓ, કંજૂસો,—સર્વ પર કવિ દલપતરામ વેધક કટાક્ષ કરે છે  નિરૂપણની મીઠપ—શિષ્ટતા એ ચિત્રોની રેખાઓને હાસ્યનો ઘેરો રંગ અર્પે છે  એ હાસ્ય નિરૂપણે તેમ અવતરણગુણે લાક્ષણિક, મર્મસ્પર્શી અને વ્યાપક છે  "સામેનું બગાડે તો , જાણું કે હું શાણો છે'  —એવી શાણપણવાળાની 'દરર' કરતા શેઠ, વિનયયુક્ત પ્રશ્નો અને શિખામણને તોછડા ઉત્તરોથી ડામતા માર્ગે નિસર્યા મિયાં, ભૂપના ભવનમાં ઘડિયાળના ટકોરા સાંભળી ભડકી ઊઠતો 'ગમાર ગામડિયો'  "શોધી ચઢાવો શૂળીએ જાડા નરને જોઈ" —એમ ફરમાવીને છેવટે "વેગે મળે વિમાન" તે માટે જાતે જ શૂળી પર ચડી જતો અવેરી પુરીનો ગંડુ રાજા, ત્રણ બાજુથી ટેવાયેલા ઊંટને થાળી ઠોકીને ભગાવવા મથતા કરતો 'એક ભોગો ભાભો' ચોમાસામાં જ ફાનસ લેતા કારમના

કમના નડને દૂર ખસના જણાનનો 'ભીંડી ભાદરના તણો,' કે પછી, "અન્યનુ તો એક નાકુ, આપના અઢાર છે"—એવો ઉત્તર પામનો જ્યાં ને ત્યા દોર જ જોયા કરનો ઊંટ,—દલપતરામના હાસ્યના—કચાકાત્રના તો ત્યાં તીખાશવાળા હાસ્યના, એ સર્વ, ગજ્જ-ગેડ-ભીંડો-ઊંટ સહુ, નિશાન બને છે ઊંટ, ભીંડી વગેરેના આલેખનમા વ્યંગનુ લક્ષ્ય તો બને છે અવશ્ય એ ગુણે સમાન મનુષ્ય જ આપણા વ્યવહારમા આવી અન્યોક્તિઓ કે બીજી ઉપર ટાકેલી પક્તિઓવાળી દૃષ્ટાન્તાત્મક પદ્ય કૃતિઓ સભાનણમા ય વણાઈ ગઈ છે (એમાનો નિવેશીન જીવનનો બોધ એ રીતે સહુને જીવનમા મિષ્ટ પાથેયની ગરજ સારે છે વેધ- દર્શન અને સગન આલેખન આ સર્વમા છે હાસ્યની બાબતમા નો દલપતરામ ધાર્યું નિશાન જ પાડે છે/

આવા હાસ્યના દૃષ્ટાન્તાત્મક મુક્તકો કે સ્થાનકોમા કવિ કવચિત્ કેવળ સાદુ ચિત્રાન્ન જ કરે છે, તો કવચિત્ સારદર્શન, દોહન પણ કરેલુ હોય છે આપણી જડતા, આપણુ અજ્ઞાન, આપણા અહમ્ આદિને કમના કવિ કોમ કે વર્ણની ખાસિયતાને ટસે છે ત્યારે એમના હાસ્યની અસર આજે તો ઓછી જ થાય છે રાજ્ય મળે તો હજામ કુદનનો મસકો અને નિખાસની કોથળી કરાવના કહે વાણિયો રાજ્ય મળે તો લગાર લગાર સહુના પગાર નાપવાનુ કહે બ્રાહ્મણ શત્રુને આશીર્વાદ આપવાનુ કે મોટા મોગા વગ કરવાનુ ગરજ્ય મળે તો ધારે વિધવાવમ પ્રતિમધની સમજાવટ કરવા આવેલા બ્રાહ્મણને કણબણ જવાબ આપે, "છો બ્રાહ્મણીઓ સ્વર્ગે જાતી, નથી અમારે જાવુ કણબી સઉને કોપ થશે તો જમાડશે નહિ લાડુ', આ અને આવા ચિત્રોમા સામાજિક પરિસ્થિતિનુ વાસ્તવિક દર્શન છે, એટલુ જ નહિ, એની ભીતરમા કવિની સમભાવભરી દૃષ્ટિ પણ છે કોમ કે વર્ણ કે વર્ગના ઉપહાસનુ—હળવા, ઉગ્ર ઉપહાસનુ વલણ આપણે ત્યા હજી પણ રૂઢ તો છે જ, કોમ વર્ણાદિ પર તાકેલુ હાસ્ય સકુચિત અને સ્થૂલ છે એ

મૂકે, "વાટે કરતાં દંડવત, લોક હસે ચોપાસ." દીવાની અદાલતના નામકરણનું રહસ્ય સૂચવે કે હાથ-પગ નહીં અને ગમે ત્યાં ગબડે માટે 'દીવાની'; ચાકરના પગ બે બદામના અને સાહેબની છબ કીમતી એવો કટાક્ષ કરીને કવિ કહે છે, "ટેરવું હલાવા સાટે ટકોરો બજાવે છે"; ખેડૂતની સ્ત્રીના વેશ-કેશાદિનું વર્ણન કરી ઉમેરે છે," ચોરી ચડતાં ચોટલે ધર્યું હશે ધૂપેલ";-વર્ણનાત્મક, કથાત્મક, ઉપદેશાત્મક કે ઉદ્‌બોધનાત્મક કાવ્ય હોય, પણ દલપતરામ આવાં અસંખ્ય કટાક્ષ અને વિનોદનાં ઉદાહરણો કવિતામાં ગૂંથે જાય છે. આ હાસ્યમાં ક્યાંક હળવી મસ્કરી છે, ક્યાંક માર્મિક ચીમકી છે, ક્યાંક બે-ઘડીનું મનરંજન છે. ક્વચિત્ ભાષાપ્રયોગથી, ક્વચિત્ વર્ણન કરીને, ક્વચિત્ પ્રાસની સહેતુક ગોઠવણીથી, તો ક્વચિત્ અલંકાર દ્વારા 'કવીશ્વર' હાસ્ય નિષ્પન્ન કરે છે. ક્યાંક એમનું તર્કબળ પણ હાસ્ય જમાવે છે.

'વેનચરિત્ર'માના વિપ્રોની નાસભાગનું વર્ણન પ્રેમાનંદીય છે. એમા જ વાંઢા નનગીના માનસનું ચિત્ર બહારથી હસતું હસાવતુ જણાય છે પણ તમા ઊંડે ઊંડે કવિનો કરુણ વ્યાપેલો છે. 'ગુર્જરી વાણીવિલાપ,' 'રાજવિદ્યાભ્યાસ' જેવી કૃતિઓમા પણ હાસ્યની તરંગાવલી પ્રસારતા કવિ અંદરથી કારુણ્ય અને ગાંભીર્યે આર્દ્ર જણાય છે. આ છે દલપતહાસ્યની એક વિશિષ્ટતા. (હાસ્યના ગર્ભમા કારુણ્ય કે ગાંભીર્યને સ્થાપીને કવિ હાસ્ય સાથે કરુણ તેમ શાન્તનુ પણ સંયોજન સાધી બતાવે છે. તેમનું હાસ્ય તેથી સુબોધક અને સંયમી નીવડે છે.)

દલપતકવિતાના આ ચિરંજીવ વ્યાપક અંશ—હાસ્યરસને પ્રત્યક્ષ કરતાં બે ત્રણ દૃષ્ટાન્તો આપણે અત્રે જોઈ લઈશું. 'ધર્મવિવાદ અંગે' કવિ આવું વિનોદભર્યું ચિત્ર રજૂ કરે છે:

> "પળિયેલ પતિને બે પતનીઓ હતી, તેમાં
> એક વય વૃદ્ધમાં ને બીજી વય બાળમાં;

વૃદ્ધ વયવાળી તો વૃદ્ધાઈ પતિની વખાણે,
ચુંટી કાઢે કાળા વાળ જોઈ ધોળા વાળમાં;
જુવતીએ જોઈ જોઈ ધોળા વાળ ચુંટી કાઢયા,
કર્યું માથું પતિનું જેવી જગા કપાળમાં;
એ જ રીતે એકબીજાતણો ધર્મ ઉચ્છેદતાં,
ઉપજે કુતર્ક થાય નાસ્તિક તે કાળમાં."

—ધર્મસિદ્ધાન્તોનો કલહ—દ્વેષ—ઝઘડો ઉભય પક્ષને હાનિકારક જ છે, કારણ ધર્મ એ લડાઈ શરૂ થતાં જ વિદાય લઈ લે છે! કવિએ એ વાત સમજાવતાં કેવું રમૂજી છતાં વિચારપ્રેરક ચિત્ર રજૂ કર્યું છે? સાથે જ, બે પત્નીઓવાળા આ વૃદ્ધ પતિ તરફ હસતાં હસતાં ય દયા— તો આવે જ! આપણી સહુની આ કાયમી નબળાઈને કવિએ કેવી, સચોટ દૃષ્ટાન્તમાં ગોઠવીને, હસતાં હસતાં સ્પષ્ટ કરી છે?

શાણા ધીર દલપતરામ 'ભરુચ સંગ્રહસ્થાન વિષે' કાવ્ય લખતાં દેખાદેખીએ સુધારામાં ખેંચાનારાઓને ઠીક ઉડાવે છે! જુઓ,

" સુધારાનું શુદ્ધ રૂપ છાતીમાં ન જચતાં જેઓ,
સુધારાની ધામધુમ ઉપરથી ધરશે,
જેમ સ્વયંવર વિષે બુઢ્ઢાઓ બેઠેલા ગાલ,
જુવાની જણાવા ભલી ભોપારીઓ ભરશે. "

—અહીં કટાક્ષ તીખો છે. હસાવતું દૃષ્ટાન્ત આપતાં આપતાં કવિ જાણે પ્રહાર પણ કરી લે છે! પહેલા અવતરણમાં હળવી રમૂજ ઉઠાવીને, મર્દનો બોધ સ્પષ્ટ કર્યો છે. કવિનું જીવન ગંભીર પ્રવૃત્તિઓ અને સદ્ધર્મનિષ્ઠ ભાવનાઓથી પરિપૂર્ણ હતું. સાહેબો, રાજાઓ, લક્ષ્મીવન્તો, સભાઓ વચ્ચે એમને ઘૂમવાનું હતું. અંગત અશાન્તિજનક જીવનઘટનાઓ પણ આવ્યા કરતી. આંખની પીડા પણ ભારે વળગી જ હતી. વિદ્યાવૃદ્ધિ, સુધારામાં પ્રગતિ, જીવનની શુદ્ધિ જેવા ગંભીર આશય મૂર્ત થાય તે માટે તેમને સતત પ્રચાર કરવાનો હતો, એક

શિક્ષક—પત્રકાર અને ઉપદેશક તરીકે પણ. આ બધું એમણે પોતાનું નૈસર્ગિક હાસ્ય પળેપળ જીવન્ત રાખીને અને જનતાનું મોં પણ હસતું રાખીને સિદ્ધ કર્યું. ચૌદ વર્ષની વયે શૃંગારની વાર્તાઓ ઘેર આવીને અગ્નિમાં હોમી દેતા દલપતરામ જીવનભર અનેકના માર્ગદર્શક, સલાહકાર હતા. આવી પરિસ્થિતિમાં પણ આ હાસ્યનું તેજ પ્રગટ થયા જ કરે છે. બહારથી શાણું, ગંભીર અને પ્રૌઢ લાગતું આ જીવન અંદરથી આટલું બધું રમતિયાળ, હળવું કે તરંગી કેવી રીતે રહ્યું હશે? હાવકા દલપતરામ મસ્ત થતા હોય તો તે હાસ્યરસ જમાવતાં એમનાં શબ્દ-ચિત્રોમાં જ. પોતાની કવિતાનું સ્વરૂપ સમજાવવા પણ તેઓ આવું જ લખે છે,

" ગાંજો નથી, ભાંગ નથી, બાળી પીવા બીડી નથી,
પત્ર પુષ્પવાળી આ શ્રીમાળી તણી છાબ છે. "

—અહીં પહેલી પંક્તિ એમનું હાસ્ય ક્યાં લગી પ્રસરી ચૂક્યું છે તેનું સૂચન કરે છે. પોતાની કવિતા કેવી છે એ સમજાવવામાં પણ તેમની ગંભીર—ભારેખમ બનીને બોલવું જાણે ગમતું જ નથી. એમની પ્રથમ ઉપલબ્ધ કૃતિ 'બાપાની પીંપર'માંય કવિ એવી જ હળવી કલમે લખે છે ને? હાસ્યનો તેમનો આ સ્વભાવ તેમને મોકળી રીતે બોલતા કરે છે. એમની પ્રગલ્ભતા હાસ્યના અંશોથી ઘણી વાર લક્ષપાત્ર બને છે. હોપ-સાહેબનું ગુજરાતી નામ તેઓ પાડે 'આશારામ'; ભરુચ સંગ્રહસ્થાન યોજનાર 'ગ્રીવ્ઝ સાહેબ' સાચો અંગ્રેજ છે, કારણ લોકોના મન ઉપર રંગ ચઢાવવાની ગોરાઓની 'તદબીર'માં પ્રવીણ એવો એ 'રંગરેજ' છે એવું કવિ લખે; ફોર્બ્સનું કુળનામ શાથી પડ્યું તે સમજાવતાં કહે કે, યુરોપખંડ જઈ ચડેલાં ખંડોબા અને બૌચરાજીને કિન્લાક ફોર્બ્સના એક પૂર્વજે પોતાની સંતતિને પૃથ્વીમાં કેવું માન મળશે એવું પૂછતા, "ખંડોબા બોલ્યા કે "ફાર," બૌચરાજી બોલ્યાં "બસ," બન્ને મળી બિરુદ બનિયું "ફાર્બસ" તે;"—કવિ ગોરા અધિકારીઓને નીચા

વળીવળીને સલામ કરતા હશે એવું માનવું કે મિત્રભાવે એમની ય હળવી વાતો જાહેરમાં કરી શકે છે એ જોવું?

એમની "સર્વથા સ્વકીય સંપત્તિ...હાસ્યરસ," * "એમણે સિદ્ધ કરેલું હળવા વિનોદનું કાવ્યરૂપ મુક્તક સ્થિરગુણ કાવ્યપ્રકાર છે,"+ "ક્વચિત્ પ્રહારક બળ પણ" × આવ્યું છે ખરું, આદિ એમના હાસ્યરસની સમાલોચનામાં વાજબીપણું છે જ. "અર્વાચીન ગૂજરાતી કવિઓમાં તેને લીધે દલપતરામનું સ્થાન ચિરંજીવ અને વિશિષ્ટ છે. પ્રેમાનંદ જેવી એમાં સૂક્ષ્મતા નથી તેમ એવો અસંયમ પણ નથી. અખા જેવી તેમાં ઉગ્રતા પણ નથી. દલપતકવિતાનું હાસ્ય અનુભવે અને તર્કે સભર છે. એમાં ચિત્ર છે, સૂચન છે તેમ સીધું શિક્ષણ પણ છે ગૂજરાતી કવિતાની એ યશસ્વી સંપત્તિ છે.

દલપતકવિતામાં 'વેનચરિત્ર' કે 'ફાર્બસવિરહ'માં કરુણરસની નિષ્પત્તિ કંઈક અફળ, કંઈક સફળ એવી થઈ છે. 'ફાર્બસવિરહ'માં તો કવિનું ઊંડું હૃદયમંથન ઊતર્યું છે. એમાં કેટલીક હકીકતોનો અતિ-અંગત ઉલ્લેખ ન થયો હોત તો એમાંનો કરુણ ઘણો ઘેરો થઈ શકત. તેમ છતાં એની કરુણતા હૃદયોદ્ભુત હોઈ હૃદયસ્પર્શી પણ નીવડી છે. એની પંક્તિઓ મોટે ભાગે દર્દીલી બની છે. એમાં હૃદયની મુક્ત અભિવ્યક્તિ સરલ વાણીમાં થઈ છે. 'વેનચરિત્ર'નો કરુણ બુદ્ધિલક્ષી વિશેષ છે. એમાં કરુણની અસર વચ્ચે વચ્ચે આવતા હાસ્યરસિક અંશોને લીધે આછી થઈ જતી અનુભવાય છે. ઉપાડમાંનો કરુણ—વિરજા ઋષિકન્યાના વૈધવ્યનો, વધુ અસંસ્કારક છે ખરો! 'કવીશ્વર'ના જીવનના ઉત્તરાર્ધમાં એમનાં મિત્રો, સ્વજનો, સમકાલીનોની ખોટ પડી હતી—એ એકલતાએ 'ફાર્બસવિરહ' સમી બીજી કૃતિ ન આપી! કોણ જાણે

* 'સાહિત્યસમીક્ષા'—વિ. મ. ભટ્ટ.
\+ 'અર્વાચીન કવિતા'—સુન્દરમ્.
× 'અર્વાચીન કવિતા'—સુન્દરમ્.

કેમ, કરુણ એમની કૃતિઓમાં વિરલ વર્તાય છે. એમની ધાર્મિક મનોવૃત્તિને કારણે એ હોય કે પછી એમની સમાધાનશીલ પ્રકૃતિ—વ્યવહારુ દૃષ્ટિને લીધે તેમ થયું હોય. 'ફાર્બસવિરહ' ન લખાયો હોત તો કવિની કૃતિઓમાં કરુણની છાયા ધ્યાન ન જ ખેંચી શકત.

કરુણરસની નિષ્પત્તિ એમના માનસિક વલણને લીધે વિરલ છે આ કવિતામાં, તો એ જ કારણે શાન્ત 'રસ' તેમની કૃતિઓમાં ઘણો વ્યાપક છે. સ્વસ્થ, ગંભીર, પ્રૌઢ અને સમાધાની પ્રકૃતિના ધર્મપરાયણ 'કવીશ્વર' પ્રકૃતિવર્ણનના ચિત્રો આપે, લગ્નાદિ અવસરો વિશેના મધુર ગીતો રચે, તાનમાં ગાવાની કે બોધક ગરબીઓ લખે, આર્થિક—સામાજિક કે રાજદ્વારી જીવનના સમકાલીન પ્રશ્નો અંગે ઉદ્‌બોધનો કરે, અથવા હાસ્યરસિક કથાનકો આલેખે,—એ સર્વમાં તેમનું ધીર, ડાહ્યું અને મધ્યમમાર્ગી માનસ પશ્ચાદ્‌ભૂરૂપે તો કવચિત્ પ્રભાવક સ્વરૂપે દૃષ્ટિગોચર થાય છે. સંયમનો એમનો બોધ સર્વત્ર ગૂંથાયેલો છે. તેઓ વ્યવહારુ સુધારક હતા, ઉપદેશક હતા, શિક્ષક હતા. કવિ ન્હાનાલાલે તેમને ચળવળકાર નહીં પણ 'મંત્રદ્રષ્ટા' કહ્યા છે. અહીં એ સ્પષ્ટ કરવું ઘટે કે એમનું આ સમતાશીલ માનસ, કાવ્યમાં આવશ્યક એવા ભાવાવેશને અનુકૂળ નથી નીવડતું. કરુણ, શૃંગાર, જેવા રસોને તે જામવા દેતું નથી. એમના બોધક પદો અને મુક્તકોમાં શાન્તરસ સારો ખીલે છે, પરન્તુ બાકીના કાવ્યોમાં એમનું મધ્યમમાર્ગી માનસ રસબાધક નીવડે છે. વ્યવહારની મર્યાદા એ જ રસના સંભવાસંભવની મર્યાદા એવું દલપતરામની કવિતા વિશેનું નવલરામનું વિધાન સર્વથા ઉચિત છે. સંવેદન કરતાં અનુભવ અને બુદ્ધિનું કાવ્યમાં પણ વધુ મહત્ત્વ સ્વીકારતા કવિ દલપતરામ શાન્તરસની નિષ્પત્તિમાં પણ હૃદય કરતાં બુદ્ધિનો સ્પર્શ કરવાનું જ વધુ પસંદ કરે છે! સાદો વૈરાગ્યનો ઉપદેશ, સાદી વ્યવહારુ સૂચનાઓ કે બુદ્ધિજન્ય સ્તુતિ એમના પદો અને ઈશ્વર ધર્મ વિશેના કાવ્યોમાં પણ મોટે ભાગે જોવા મળે છે. એમાં શમનો ભાવ જગાડવાનું બળ ઓછું છે.

'માગલિક ગીતાવલિ'ની શેષ રચનાઓમા પ્રધાનત એમનો શૃગારરસ અનુભવાય છે ' છૂટી ગરબીઓમા પણ વિરહની વેદનાની રૂઢ અભિવ્યક્તિ છે શૃગારના વિભાવો વિશેષત ગણાય સ્ત્રી પુરુષ અને પ્રકૃતિ કવિ સ્ત્રી પુરુષને સદાચાર– નીતિ—શિક્ષણાદિનો બોધ આપવામા મગ્ન રહે છે, તેમ પ્રકૃતિના વર્ણનાત્મક ચિત્રો આલેખતા પણ તેમને ગજ અને સમાજનું સ્મરણ થયા કરે છે ' શૃગારરસ જમાવી શકે એવી કૃતિઓમા પણ તેમની શિખામણ આપવાની હોસ અદમ્ય જ રહે છે ' શીલના આગ્રહી આ કવિને મસ્તીનો ભાર બહુ ગાવો ફાવતો નથી 'કોક ળામા કસર ન રાખે' એવા નવરગી તથા કમળાગૌરી રસ્તા પર પણ ચુબન આલિંગન કરતા વર્ણવાય, એવા સ્થૂલ ચિત્રો તો અપવાદરૂપ જ છે 'વિજય—ક્ષમા' મા યમા, બગીચાના ક્યારારૂપ હોજમા 'નગન થઈને ન્હાતા' જેમેવી ગમારૂપ કેશ મેહાન વિવાકુ જોઈ શરમમા આવી જઈને "ગોટાપોરો વાળીને રૂપાળી સાડી શિર ધારી, પાલવ સાડીના કે આ તે લીના પાન છે'"—એવુ વર્ણન છે 'ગધિનાનુ ડસણુ' એ ગરબીમા "સ્વામી સાથે તત અત્યત ન તાણીએ રે લોલ" કે "મીણુતણો પણ મરદ, ધણી તે તો ય ઠે રે લોલ" સમી 'શુદ્ધ શિખામણ' નાન્યના ભાવને પ્રતિકૂલ નીવડે છે તો "રેના વીતે છે રાતની રે, દિવસે દિલમા દાઝુ છુ," "વાલનીઆ નાયા રે પિયુ વૈશાખના, રજ ઉડે ને આખ્યે મેનુ થાય જો," "હુ તો તમને દીઠે થાઉં દેખતી, અણદીઠે તો આધળી ભીંત, જનમની એ રીત," "ગાજે મેવ ને દમકે જો દામની, આખી જામની જપ ન થાય" "વરસે બહુ વરસાદ, વળી ઝબૂકે વીજળી આવે સજ્જન થા, વધે વિરહની વે ના" એવી એવી વિરહની ઊર્મિને વાચા આપતી ગરબીઓ અને એવા કાવ્યોમાની કેટલીક પક્તિઓ એ રીતે જોવા જેવી ખરી કે એમા ક્યાક ક્યાક ચમકી ઊઠતી વિરહની લાગણી સ્વાભાવિક અને રૂઢ છતા સચોટ ઉક્તિ પામી છે જો કે પ્રથમ અવતરણમાની રચના ગદ્યાળુ બને છે અને 'સજ્જન'ને સ્થાને 'સાજન' શબ્દ વધુ અનુરૂપ નીવડત

એમ પણ લાગે છે. 'માંગનિક ગીતાવલિ'મા મિલન ઝ ખતા, વિરહથી પીડાતા, પત્રવ્યવહાર—મંદેશાવિનિમય અને મેળામા ગુપ્ત મિલન સાધતા અથવા સામસામા બુદ્ધિચાતુર્યના પારખા લેતા પ્રણયી પાત્રોનુ આલેખન છે. સાસારિક ઉલ્લાસને એ રચનામા કવિએ ઉમગથી ગાયો છે. સયુક્ત કુટુમ્બજીવનની પાર્શ્વભૂ યોજીને તેઓ આવુ ગાન કરે છે એ તેની વિશિષ્ટતા છે એમના પ્રેમીઓ મસ્ત બને છે તે કરતા શાણા મર્યાદાશીલ વિશેષ રહે છે નાયક નાયિકાના અન્યોન્ય આકર્ષણ કે તેમની પરસ્પરની રોમાચક ઊર્મિઓની ગીતરચના એમા અલ્પ છે, વિશેષ તો છે એમના વિવાહ કે લગ્નપ્રસ ગની વિવિધ વિધિઓએ તેમના કુટુમ્બીઓ અને સ્નેહીઓમા પ્રવર્તતા ઉલ્લાસના ગીતો વસ્તુત તો પ્રેમીઓના પરસ્પરના ભાવસ વેદનને ય એના ગીતોમા જ મઢી દેવાયા છે. 'ગીતાવલિ'મા વર્ણનની ચારુતા અને સુરેખતા છે, પરન્તુ તેમા પ્રણયોર્મિના હૃદયગમ સ્પન્દન ઊઠતા નથી એની રચનાનો આશય જ સામાજિક છે, રસલક્ષી નથી એના પાત્રો વરવધૂ છે, વર કન્યા છે, નાયકનાયિકા નથી સામાજિક ઉલ્લાસના અવસરો ઊજવવા અર્થેના એ ગીતો છે, સ્ત્રીપુરુષના આકર્ષણને રસલક્ષી ભાવે ગાવાનો એમા કવિનો હેતુ જ નથી એમા વાત્સલ્ય વર્ણવાય છે એટલો પ્રણય ગવાતો નથી વર કન્યાના મન મેળવના કલ્પિત પ્રણયપ્રસ ગો કુટુમ્બીજનો ગાય, એમા જૂની રીતે ચિનારો અને પખી આવે, એમા માત્ર શક્ય એટલી શૃ ગારની લહર પ્રસરે છે પોતાની કવિતાનુ સ્વરૂપ એમણે સ્પષ્ટ કરી બતાવ્યુ છે જ "વીરની આ ગણો વીરપસની," 'આ તમને શુભ સાસરવાસો," "પોપણ્નાગક જેવુ માનુ મયગાન છે," "દોષ ન દેખાય જેમા જરિયે નાતાનીનો," "આશમ્માથની નદી, ઘો ન વાચવા વાત,"—આવી થોડી પક્તિઓ પણ સ્પષ્ટ કરશે કે કવિ શૃ ગારરસિક કવિતા લખવા રાજી જ નથી તેઓ લગ્નનો ઉલ્લાસ ગાઈ શકે બહુ તો, પણ પ્રણયની મસ્તીને ગાવા તેઓ હરગીજ તૈયાર નથી તેઓ શિક્ષક છે, પ્રજાઉપદેશક છે, વધુમા 'કવીશ્વર' પણ છે, તેઓ

કવિની જેમ કવાથી ગાઈ શકે ? 'નર્મ'ની પ્રણયકવિતા બીજે છેડે જ જતી હતી એ જોઈ સમાજનો 'સુજ્ઞ' વર્ગ દલપતની રસલક્ષી કૃતિઓના સયમી—નીતિબોધક વાતાવરણથી રાચતા એ જમાનો જ મર્યાદાનો—સામાજિક રૂઢિપાલનનો હતો વ્યક્તિ કરતા સમાજનો જ મોભો જાળવવાની સહુની ફરજ મનાતી નર્મદ પોતે પણ પોતાની કવિતા વિષે જીવનના ઉત્તરાર્ધમા લખે છે, * "નર્મકવિતાના શૃગારમા જુવાનિયા બહુ રાચે છ, પણ તેમાના વીર કે શાન્તને શુ કરવા જૂવે ? એ સઘળુ શુ બતાવે છ ? ભ્રષ્ટ નીતિ." તેથી જ કદાચ પોતાના મિત્રને એણે કહ્યુ હશે, "ખાપર્ડે ! એ ગ્રન્થને બાળી મૂક" દલપતરામ કિશોર વયે રચેલી શૃગારરસની વાર્તાઓને જીવન તથા કવનમા 'સદ્ધર્મ'નુ સ્થાન કરવા બાળી મૂકે છે અને વયોવૃદ્ધ વયે સામાજિક ઉલ્લાસના ગીતા "ગુર્જર સસારનુ ગૌરવચિત્ર" + અર્પવા લખે છે, નર્મદ જુવાનીમા લખેલી શૃગારની અતિસ્થૂલ 'કવિતા'ને જીવનના ઉત્તરાર્ધમા બાળી નાખવાનો પ્રતિભાવ ઉચ્ચારે છે ! નર્મદ લાગણીવશ છે, દલપત સ્વસ્થ છે સ્વાભાવિકતા નર્મદમા તેથી જ વિશેષ વર્તાય છે

વીર, રૌદ્ર, ભયાનક બીભત્સ અને અદ્ભુતરસના શબ્દચિત્રો—વર્ણનો દલપતકવિતામા છે એમા પણ કવિને ક્યાક ક્યાક સફળતા મળી છે ખરી ! 'જનદવારશજી' કે 'દુઃસ્પ્રાનની ચડાઈ'મા વીર રસ વર્ણવાયો છ, તો કૂવડના ચોટલાના વર્ણન જેવા ભાગોમા જુગુપ્સા પણ જગાવાઈ છે અલૌકિક પાત્રોનો કાવ્યમા પ્રવેશ 'વેનચરિત્ર' કે 'મપનલક્ષ્મી સવાદ' જેવા કાવ્યોમા અદ્ભુતની સામગ્રી પૂરી પાડે છ ગીષ્મનુ કોલાવિષ્ટ સ્વરૂપ વર્ણવીને ભયાનક શબ્દચિત્ર અને એના વિકરાળ સ્વરૂપનું વર્ણન કરીને રૌદ્રરસનુ શબ્દચિત્ર દલપતરામ આપણને આપે છે રસ સ્વયભૂ છે કવિ કહે છ કે હવે અમુક રસનુ

* 'ધર્મવિચાર'

\+ 'કવીશ્વર દલપતરામ'—ભાગ ૩, પૃ૦ ૬૬ (ન્હાનાલાલ)

પોતે 'વર્ણન' કરશે, કારણ એમાં અમુક ભાવ પ્રેરતા શબ્દચિત્રનો સમાવેશ છે, એટલું જ નહીં પણ કાવ્યને મથાળે જ માલાના 'રસ'નો ઉલ્લેખ પણ કરે, એ વસ્તુ રસનિષ્પત્તિની જ વિરુદ્ધ છે એની જાહેરાત ન હોય! એની ઓળખવિધિ ન હોય! કવિ દલપતરામ વર્ણનની ઊર્મિમયતા કરતાં અલંકારમયતા દ્વારા જ રસ પ્રેરવાનું માનસ ધરાવે છે! અલંકારને જ રસનું પ્રેરક ગણી કવિ માને ત્યાં ભાવોલ્લાસનું મૂળ ક્યાંથી સિંચન પામે? ભાષા, છંદ, અલંકાર ઉપરાંત રસ અંગેના પણ સ્થૂલ મતવ્યોને લીધે કવિની કવિતા ઉપદેશકી, વિચારપ્રેરક, બોધક અને 'મન'રંજક થાય છે, પરન્તુ હૃદયને આર્દ્ર ભાગ્યે જ કરે છે.

આપણે દલપતકવિતાના વિપુલ પ્રવાહને હેતુલક્ષી—વસ્તુપ્રધાન ગણીને જોઈ શકીએ છીએ, રસગામી બનતા નીરખી શકતા નથી. હાસ્યરસ નિષ્પન્ન કરવાની એમની અસાધારણ કુશળતા માત્ર એમાં અપવાદ ગણી શકાય તેમ છે. એમનાં કાવ્યોમાં આપણી અલકશાનાં વર્ણનો અને ઉદ્‌બોધનો આવે છે 'ગુર્જરી વાણીવિલાપ,' 'ફુલ્લરખાનની ચડાઈ,' 'વેનચરિત્ર,' આદિ કાવ્યોમાં એને અવકાશ છે રસજમાવટ એમાં સારી કરી શકાય એવું વસ્તુ છે એમ થઈ ગયું નથી એનું કારણ છે દલપતરામની કવિતામાં પ્રાધાન્ય ભોગવતા બોધ—કથન—માહિતી આદિ. એમાં તર્ક અને પદ્યકલા ઉપરાંત શબ્દાર્થનું ચાતુર્ય છે, અવલોકન વ્યાપક અને માર્મિક પણ છે, બહુશ્રુતપણાની સવીગત છાપ છે, વસ્તુ પણ વૈવિધ્યવાળું છે, છતાં એમાં નથી બહુધા હૃદયની ભવ્ય કે મનોહર આર્દ્રતાનું નિર્વિઘ્ન આવિષ્કરણ કે સંવેદનાનું અનિરુદ્ધ નીતરતું વહન અનુભવ, અવલોકન, કલ્પના, તર્ક, કથાનક, એ સર્વને 'કવીશ્વર' બુદ્ધિજન્ય અને બુદ્ધિગમ્ય કરે છે હૃદયરસે ભીંજાઈને તેમની કવિતા પ્રગટતી નથી, પરન્તુ બુદ્ધિથી ઘડાઈને બહાર પ્રગટ થાય છે. શબ્દ, અર્થ, અલંકાર, પદ્ય આદિ સ્થૂલ અંગો સાથેનો રસતત્ત્વનો વધુ પડતો સમ્બન્ધ તેઓ માનતા હોવાથી જ રસ-

નિષ્પત્તિનો જ્યાં અવકાશ, ત્યાંય તેઓ સફળ થતા નથી. સદાચાર, મર્યાદા, નીતિને લગતી એમની જીવનભાવના 'અતિશય સર્વ અસાર' કે 'થોડામાં મીઠું'ના સૂત્ર ગ્રાહ્ય કરીને લાગણીને એ સ્વરૂપે જ પ્રગટ થવા દેવામાં માને છે: તેમનું કવિમાનસ અને તેમની જીવનદૃષ્ટિ ઉભય એમની કવિતાને રસાત્મકતા ઓછી આપવા દે છે.

'નવીશ્વર' દલપતરામની કવિતા વર્ણન, કથન અને ચિંતનમાં સંવેદના કરતાં બુદ્ધિને વધુ અનુસરે છે. સમાજને આગળ લઈ જવો, એને સુધારવો, એને જ્ઞાન આપવું, એને વ્યવહાર શીખવવો, એને આનંદ ભેગો ઉપદેશ આપવો, એ તેમનું લક્ષ છે. એ દૃષ્ટિએ જ એમનાં કાવ્યો લખાયાં છે. 'ફાર્મસવિરહ' સિવાય અન્યત્ર કવિ ભાગ્યે જ હૃદયને દ્રવતું કરવા પ્રેરાય છે. એમની કવિતામાં આત્મલક્ષીપણું અપવાદરૂપ જ છે, પરલક્ષીપણું જ એનું સામાન્ય લક્ષણ ગણાયું છે. 'દાખે દલપતરામ' કે 'આશિષ દે દલપતરામ' જેવા ઉલ્લેખો ઉપરાંત પોતાનું કુળ, વતન, પોતાના કાવ્યની પ્રેરક વ્યક્તિનું નામ કુળ, લેખનનું સ્થળ અને તેનો સમય, પોતાને મળેલા શિરપાવ—શાનપાઘડીનો ઉલ્લેખ, કે પોતાની આંખની વ્યાધિ દૂર કરનાર દાક્તરનો ઉલ્લેખ, જેવું અંગત ઉમેરણ—કથન તો વારંવાર આવ્યા કરે છે. પોતાના અંગત સંબંધની વ્યક્તિઓ વિષે પણ એમણે લખ્યું છે. પોતાની મુલાકાતોની વાત પણ એમણે કવિતામાં ઉતારી છે. આવા અંગત ઉલ્લેખો કાવ્યમય થતા નથી, બોધ જેવા જ રહે છે. કાવ્યનું આત્મલક્ષીપણું આવા ઉલ્લેખોથી સિદ્ધ થઈ શકે નહીં તે સ્પષ્ટ છે. એ તો જૂની રચનારીતિ છે. સાહિત્ય પણ દ્વારા જ લખાય, કર્તૃત્વની પ્રસિદ્ધિ લહિયાઓ કે નકલ પ્રચાર દ્વારા જ શક્ય, એ જમાનાની એ રીતિ છે. દલપતરામ તે જાળવી રાખે છે. વાર્તા કરવી, બોધ દેવો, શબ્દાર્થચમત્કાર દાખવવો, એ જ એમનો આશય. પોતાની લાગણીઓ અને પોતાના અનુભવોને સીધી રીતે, સ્વતંત્ર સ્વરૂપે ભાવક આગળ કલાત્મક રીતે ધરવાનો એમનો આશય જ

નથી પોતાના વિચાર અપરોક્ષ રીતે તેઓ ઉચ્ચારે છે ખરા, પરન્તુ પોતાની લાગણી કે અનુભૂતિને પોતાની તરીકે તેઓ ભાગ્યે જ વ્યક્ત કરે છે ('ગુર્જરી વાણીવિનાપ'મા કવિની ભાષાભક્તિ, વિદ્યાપ્રીતિ છતી થાય છે એમના જીવનના એક ઐતિહાસિક પ્રસગનુ એમા વર્ણન છે એમા શબ્દાર્થચમત્કૃતિ અને ઘટનાનોધનુ પ્રમાણ વધી જાય છે. 'બાપાની પીંપર'મા કવિ પોતાના જીવનનુ એક સભાગણ ચિત્રાલેખન કરે છે એમા સારદર્શન આવે છે, છતા એમા અનુભૂતિનો સાદો સ્પષ્ટ રણકો વિશેષ લક્ષપાત્ર નીવડે છે પિતાના પ્રેમ વિનાના દાયેમા પણ પિતાની મૂક પોને તાણતા જેવા વાત્સલ્યસૂચક ચિત્રોમા આત્મલક્ષી રગરેખા ઊતરી છે 'કાર્તસવિગ્રહ'મા તો મિત્રવિયોગે એમનુ હૈયુ જ વલોવી નાખ્યુ જણાય છે એ મથન વાણીમા ઠીક ઊતર્યુ છે આના વિરલ ન વસ્થાનો સિવાય દલપતકવિતાનુ સ્વરૂપ કલ્પનાજન્ય હો વા અનુભવજન્ય, છતા, પરલક્ષી જ છે એમની સયમી સ્વસ્થ ધીર નમ્ર અને ઉપદેશ પ્રકૃતિ માટે એ જ શકય હતુ

કોઈ કવિ આત્મલક્ષી કૃતિ અર્પે કે પરલક્ષી એ ગૌણ વાત છે એનુ અર્પણ—આલેખન કેટલુ કવિત્વસપન્ન છે, એ જ એની સાચી કસોટી છે ઇતિહાસ, વ્યવહાર અને કલ્પનામાથી સર્વાનુભવસિદ્ધ—પરલક્ષી વસ્તુ દલપતરામ લે છે ખરા પરન્તુ એમાનુ રહસ્ય ઊર્મિરજિત કરીને રજૂ કરી શકતા નથી પરલક્ષી કવિ તરીકે તેઓ વ્યાપક જોઈ શકે છે એટલુ ઊડુ જોઈ શકતા નથી અને આલખવામા તો તેઓ એથી પણ સ્થૂલ સિદ્ધિમા રાચી રહે છે એમા એમનો સમભાવ વિશાલ છે દૃષ્ટિ સાગ્રાહી છે જીવન સક્રિય છે પણ કોણ જાણે શાથી—પ્રતિભાની ઊણપને જ લીધે હોય—એમનુ આલેખન કલાત્મક બનતુ નથી સ્થિતિનુ ચિત્ર એમા છે ખરુ પણ પૂરતુ સૌષ્ઠવયુક્ત કે સૌન્દર્યમય નથી રહસ્યનુ વિશ્લેષણ તો એમા છે જ નહીં એમ કહી શકાય માનવહૃદયના ઊડા પડો લગી એમની કવિત્વશક્તિના કિરણ જતા

કાવ્યરુચિ દલપતકવિતામાં નવી દિશાએ વળે છે. દલપતરામનું આ નવું અને નિરાળું પ્રસ્થાન છે. પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે ધર્મ વિષે જ્ઞાન—વૈરાગ્ય—ભક્તિની બોધક કવિતા દલપતરામે લખી છે, તે કરતાં ય એમણે આપણને વિશેષ આપી તે આપણાં સામાજિક કે રાષ્ટ્રીય જીવનને વર્ણવતી કવિતા * "દલપતરામથી આપણી કવિતાએ ઇહ-જીવનનાં લૌકિક તત્ત્વો તરફ વિશેષ અભિમુખ થવા માંડ્યું," એ વિધાન સુયોગ્ય છે. નર્મદાકાંઠે આપણો લોકપ્રિય મધ્યકાલીન ઊર્મિકવિ દયારામ પ્રેમલક્ષણાભક્તિની કવિતા ગાતો હતો, ધીરો-ભોજો વગેરે—વૈરાગ્યની ઝડી વરસાવતા હતા, સ્વામીનારાયણી કવિઓ પણ ભક્તિ અને વૈરાગ્યની માદી મધુર કવિતા રચતા હતા, એ જમાનામાં જ નવી અમરોને અનુભવતાવેંત, જોતાંવેત જ, આપણા આ કવિ આર્થિક સ્વાતંત્ર્ય—સ્વાધીનતાનો નાદ સૂરતની સભામાં કાવ્યરૂપે કરે, વેપારી પ્રજાના બનેલા ગૂજરાતને લક્ષ્મી નહીં પણ એના—સંગઠન સાધનાનો આદેશ આપે, મદ્યનિષેધની હિમાયત કરતાં મદ્યપાનથી યાદવોની થયેલી અવદશાનું પૌરાણિક ઉદાહરણ કાવ્યમાં વર્ણવે, પોતાના વતન તરફની 'ભીંવર'ની છાયાને કાવ્યમાં બિરદાવે, પોતાના જીવનના એક પ્રસંગને કલ્પિત વાર્તામાં ઢાળીને 'અંગ ઉધારનો ઝઘડો' રચીને ખોટે રસ્તે ધનવૃદ્ધિ ન કરવાનું સૂચન કરે, ગજવીઓને અભ્યાસ કરવાનું જણાવે અને તેમને ચટક લાગે માટે 'ટકે શેર ભાજી ટકે શેર ખાજા' એવી અંધેરી પુરીના ગંડુ રાજાની વાર્તા પણ કહે,—આ બધું અસાધારણ છે પોતાના સમયના વાતાવરણથી એમની કવિના કલા તેમજ વસ્તુ પરત્વે પણ બહુ ઊંચે ઊડી શકતી નથી એવું જણાયું છે આ નવા વિષયો, નવા વિચારવલણોને અપનાવવામાં, એનો પ્રચાર કરવામાં કવિએ પહેલ કરી છે એ નોંધીશું અને પછી કહીશું કે એ કવિતા પોતાને મળી ગયેલા એ નવા માર્ગે જ પછીથી ગાંધીસીધી ચાલ્યા કરે છે.

* 'અર્વાચીન કવિતા'—સુન્દરમ્

છે તેઓના મધ્યમ માર્ગમાં નિષ્ક્રિયતા નથી, એનો પ્રકારનો શાન્ત ધીર ઉત્સાહ છે તે પણ નોંધવું જોઈએ "અરે સ્વદેશી અભિમાન આણો," "સુધારો થવા સદ્ય વિદ્યા વધારો" "ધીરે ધીરે સુધારાનો સાર," 'મહાસમુદ્રમંથન કરો," "ઉદ્યમ ઉત્તમ જાણવો," "એક મળી એવી સ્થાપો જ્યાં સહુને ઉદ્યોગ જડે," "કરિયે સારું કોઈનું, એ જ ધર્મનું મર્મ," "શક્તિ વિચારી કરિયે કામ," જેવી પંક્તિઓ દ્વારા એમણે નવા યુગને નવીનતા તરફ વાળ્યો. એમની દોરવણીમાં બોધ હતો, સમજાવટ હતી, સલાહ પણ હતી પુસ્તકાલયો સ્થપાય, પ્રદર્શન ભરાય, શાળા મહાશાળાઓ નીકળે, સામયિકો બહાર પડે, સભામંડળી રચાય, નિરાશ્રિતો માટે નિવાસ બંધાય, પરદેશગમન કરનાર કોઈ નીકળે, સૌને હિતકારક એવું કોઈ સત્કાર્ય કરે, ત્યારે ત્યારે દલપતરામની કવિતા તેને વધાવે છે અંગ્રેજ અમલની સુવ્યવસ્થા અને પ્રગતિશીલ નીતિને વિગ્દારતા તેઓ અધિકારીઓના આગમનને, રાણીના જીવનના શુભ પ્રસંગોને, કે પ્રિન્સના આગમનને વધાવે છે ખરા પણ તે સાથે અંગ્રેજ અધિકારીઓ અતડા રહે વેર કરાવે એ સામે વિરોધ પણ પોકારે છે। લંડનમાં ઇમ્પીરીઅલ ઇન્સ્ટિટ્યૂટ સ્થપાય એના સત્કારનું કાવ્ય લખવા પણ કવિ પ્રેરાય એ નવા જમાનાના એક વિશિષ્ટ લક્ષણ લેખે નોંધપાત્ર ખરું જ

તે સાથે નવા જમાનાના ઉલ્લાસના અન્ય આવિર્ભાવરૂપે પ્રકૃતિ અને પ્રેમ—દુન્યવી નરનારીનો પ્રેમ પણ તેઓ નર્મદની માફક કવિતામાં ગાય છે પ્રીતિનો ભાર ગુજરાતી એમની રચનાઓમાં લોકસાહિત્યના સંસ્કાર પણ વર્તાય કે કન્યા નિશાળે જાય અને ભૂગોળ ખગોળ ભણે એ ય એમનો જ નહીં એમના જમાનાનો પણ ઉલ્લાસનો વિષય હતો પ્રકૃતિના એમના ચિત્રણ સાદાં છતાં તાઝગીભર્યાં છે કુદરત અને મનુષ્યજીવનને સાથે સાથે એમાં કવિ વિચારે છે આકાશ અને કાળ, પૃથ્વી, સૂરજમાળાદિની ગરબીઓ તેઓ લખે છે એમાં નિરૂપણ સાદું, મનોરમ છતાં કલ્પનાપ્રભાવિત છે ।

ટૂંકમાં, જીવન પ્રત્યેની દલપતરામ કવિની જીવન્ત સક્રિય સહાનુભૂતિ તેમના આ વિશાળ અને વૈવિધ્યભર્યા વસ્તુપટને પ્રત્યક્ષ કરતી કવિતામાં દૃગ્ગોચર થાય છે જેથી સુન્દરમ્ લખે છે તેમ કવિની કલમ સમકાલીન જીવનના એકેએક ખૂણામાં પહોંચી ગઈ છે પરમેશ્વર, પ્રકૃતિ અને પ્રજાજીવનના અનેકરંગી તાણાવાણાનો, ગૃહસ્થ દશાઓનો એમાં સુઘડ અને સાદો તેમ અનલંકૃત વણાટ છે.

એમના કાવ્યોને આલેખનની દૃષ્ટિએ વિચારીએ તો એમાં કથાત્મક, વર્ણનાત્મક, ઉપદેશાત્મક, ઉદ્બોધનાત્મક, રંજનાત્મક અને પ્રાસંગિક કાવ્યોનો સમાવેશ થાય છે. એમની પ્રાસંગિક કૃતિઓમાંની ઘણી પ્રતિષ્ઠિત સજ્જનો, સભાઓ કે અધિકારીઓની ઇચ્છા ફરમાયશથી રચાઈ છે એ પણ ખ્યાલમાં રાખવા જેવું છે એમની કેટલીક બોધક તથા વર્ણનાત્મક કૃતિઓ પણ એ જ રીતે રચાઈ છે એ પણ ભૂલવા જેવું નથી કે એમની કેટલીક રચનાઓ વિદ્યાવૃદ્ધિના પોતાના ઇષ્ટ કર્તવ્ય અર્થે થઈ છે એમની ઊર્મિરંગી—ઊર્મિપ્રધાન કૃતિ 'ફાર્બસવિરહ' આ સર્વથી જુદી પડે છે

દલપતકવિતાનું સ્વરૂપવૈવિધ્ય પણ ધ્યાનપાત્ર છે મુક્તક પદ, ગરબી, ગરબો, ગરબા, આખ્યાન, નાનાં ટૂંકાં અને લાંબાં કાવ્યો અને એમની જ આગવી વિશિષ્ટતા સમાં કાવ્યચાતુરીઓ (શ્રી સુન્દરમ્ જેને 'કાવ્યકથા' તથા કવિશ્રી ન્હાનાલાલ 'દૃષ્ટાન્તબોધક કાવ્યો'— Parables કહે છે તે), દલપતકવિતાનાં આ નાનાં પરરૂપો છે એમની કેટલીક કૃતિઓ (દા ત 'વડે નામ ન જેવા વિર' અને 'ફાર્બસવિલાસ' કે 'વિજયવિનોદ')માં વચ્ચે વચ્ચે ગદ્યકથા કે ગદ્યવર્ણન ગૂંથાયું છે એનો કોઈ ખાસ કલાત્મક હેતુ જણાતો નથી, છતાં પ્રયોગ લેખે એ ધ્યાન ખેંચે તેમ છે મહિના, તિથિ, વાર, ટપ્પો,—આદિને અવલંબીને રચાયેલી એમની કેટલીક પદ્યકૃતિઓ પણ મળે છે, જે જૂનું પદરૂપ છે આટઆટલાં વસ્તુરૂપો પ્રયોજનાર કવિ લગભગ સર્વ

રૂપનું સપ્રમાણપણું સાચવે છે. આકૃતિનું સૌષ્ઠવ એ તેમનાં પદ્યસ્વરૂપોનું એક પ્રશસ્ય લક્ષણ છે. એમની કાવ્યભાવના,—બોધ આપવો, ચાતુર્ય પ્રદર્શિત કરીને રંજન કરવું, શિક્ષણ આપવું એવી કલાદૃષ્ટિ, એની શિથિલતાનું કારણ બને છે ખરી, તોપણ આકારકૌશલ તેઓ ઘણુંખરું રાખવે છે+. આપણા એક વિવેચકે* કહ્યું છે તે પ્રમાણે એ સમય વિષમતાનો હતો. સુધારાના એ કાળમાં આત્મતિરસ્કાર અને ઉદ્દામ યુયુત્સાની એ વૃત્તિઓ પ્રબળ હતી. બંને હતી કાવ્યવિઘાતક. પરઅનુકરણની વૃત્તિ પણ એવી જ હતી. " આવી પ્રતિકૂળતામાં પ દલપતરામની કવિતામાં રૂપનું સૌષ્ઠવ અને કૌશલ છે."

'કવીશ્વર' દલપતરામની કવિતાના આ વ્યાપક દર્શનને અંતે આ જ વસ્તુ પર ભાર મૂકવા જેવો છે. 'ચંચળ' કહેવાયેલા એ જમાનામાં, અત્યુત્સાહ અને નિરાશા વચ્ચે વીંટેલા એ સમયમાં, દલપતરામનું શાણું, સચેત વ્યક્તિત્વ જેમ 'ધ્રુવતું' તેમ તેમની સ્વસ્થ, સુધીર, રંજનકારી તથા સુધારક કવિતા પણ સાહાગતી. એમની કાવ્યોપાસના અડગ, અથાક અને તેથી આદર્શ ગણાઈ. ભાષા, છંદ, અલંકાર, રસ, પદ્યસ્વરૂપ, વસ્તુપ્રદેશ, વિચાર અવલોકનાદિનું આવું સતત, વિપુલ અને કુશળ નિરૂપણ એ ઝડપથી બદલાતા જમાનાની એક યશસ્વી કલાસિદ્ધિ ગણાય. ગુજરાત એમને વંદતું, આજે પ વર્ષે એમાં એ નિષ્ઠા અને કુશલ કર્તવ્યશક્તિનો ઋણસ્વીકાર જ છે. આજે એમાં જણાતી અધૂરપ કે ત્રુટિઓ એમના અજ્ઞાન કે પ્રમાદની નથી એ જાણીએ તો એમના પ્રત્યે આપણે પૂરો ન્યાય કરીએ.

*

કવિ દલપતરામ ડાહ્યાભાઈની ન્હાનીમોટી પદ્યકૃતિઓ તેમના પ્રગટ થએલા બે દળદાર સંગ્રહો 'દલપતકાવ્ય—૧' તથા 'દલપતકાવ્ય—

* શ્રી૦ વિ. મ. ભટ્ટ ('સાહિત્યસમીક્ષા').

+ 'સાહિત્યદર્શન'—વિ. ક. વૈદ્ય

ર'મા સમાવિષ્ટ થઈ છે એનું વિપુલપણું અને વિવિધપણું કવિના પુરુષાર્થનું સૂચક છે એમાનું ભાષાપ્રભુત્વ, એમાની છન્દહથોટી એમાની અનુપ્રાસરચના અને ચિત્રબન્ધો એમાના નિર્મળ લોકહિતના વિચારો, એમાના વર્ણનો એમાની તર્કપરંપરા વગેરે એ કવિતાને વિશિષ્ટ બનાવે છે સતત અર્ધી સદીની એ કવિતાસેવાના આ ફળોએ એ સમયની સમસ્ત ગૂર્જરપ્રજાને રસ પોષણ આપ્યા છે એમાના કેટલાક ગુણો તો આજે પણ માનનીય છે

દલપત કવિતાનો આ વિશાળ પ્રવાહ બે ફાંટાઓમા નિરખી શકાય તેમ છે ટૂંકા પદો-ગરબીઓ-મુક્તકો કાવ્યોનો એક અને બીજો લાંબા કાવ્યો—આખ્યાનો અને વાર્તાઓનો

પ્રથમ વિભાગમા એમના પોતાની કાવ્યભાવના દર્શાવતા કાવ્યો, ઈશ્વર અને ધર્મ વિષેના કાવ્યો, કુદરતવર્ણનના લાંબા ટૂંકા કાવ્યો, સમકાલીન ઘટનાઓ અને નામાંકિત વ્યક્તિઓને લગતા કાવ્યો માનવ સ્વભાવને વર્ણવતા અને તે પરથી બોધ આપતા કાવ્યો સ્વદેશવાત્સલ્ય અને સુધારાને લગતા કાવ્યો બાળકાવ્યો લક્ષ્મી સમ્બન્ધી કાવ્યો, શૈરસ્વપ્નાની અને બીજી છૂટક ગરબીઓ છૂટક પદો અને ધોળનો સમાવેશ થાય છે

'ઈશ્વર તથા ધર્મસમ્બન્ધી' કાવ્યોમા કવિની ધર્મપરાયણતા ઉદારતા તથા સેવાભાવના મૂર્ત થાય છે સાદી છતાં શિષ્ટ ભાષા અને પદરચનાએ શોભતી આ ટૂંકી કૃતિઓ તેમાના વિચારઔદાર્યને કારણે વૈશિષ્ટ્ય ધારે છે કલ્પનાનું સૌન્દર્ય અહીં ન જેવું છે તેનું વૈચિત્ર્ય મનોરંજક નીવડે છે ઐક્યદૃષ્ટિ સર્વધર્મસમભાવ અને સદાચાર સત્કાર્યની શ્રદ્ધાના ઉદાત્ત વિચારો તેમા સૂત્રસ્થાને છે એ વિચારોને ચિત્તાકર્ષક કરવા રમૂજી છતાં સૂચક દૃષ્ટાન્તકથાઓ પણ દલપતરામ યોજે છે ઊંડી આધ્યાત્મિક પર્યેષણા દલપતકવિતાના આ ગુચ્છમા મળતી નથી, પરન્તુ ધર્મનો જીવનલક્ષી વિચાર અને દૃષ્ટિની વિશાળતા આ

કાવ્યોમાં અવશ્ય મળે છે. એમાં સાંપ્રદાયિક દર્શન નથી એ તેનું ગૌરવ ગણવું ઘટે.

આ કાવ્યોમાં ઈશ્વરની સ્તુતિ છે, જીવને ચેતવણી અને શિખામણ છે, ઈશ્વર સ્વરૂપનો વિચાર છે અને ધર્મનો મર્મ પણ દર્શાવાયો છે. "નથી દીઠો કોઈએ નજર ભરી, નથી બોલ્યો તે કોઈ સાથ જરી; સઉ ઉચરે છે અનુમાન કરી" એવા પરમેશ્વરને તેઓ સચરાચર વ્યાપક વર્ણવે છે. ઈશ્વર અકળ છે, એનો આકાર કે એનાં રુપરંગનો આગ્રહ વ્યર્થ છે, કારણ "અકળિત જાણું ઈશને, કેમ કરું તકરાર?" એવું કવિ પૂછીને ધર્મો તો મનુષ્યકૃત છે એમ પણ કહે છે. "સર્વનો પ્રભુ છે એક ખાલી ખેંચતાણ છે," એવું સમજાવતા કવિ ધર્મવિવાદને પરિણામે કશું પ્રાપ્ત થતું નથી એમ બતાવવા, આંગણામાં ઊગેલા બાવળના કાષ્ટમાંથી રાજા માટે ગાડી બનાવવી કે મેનો એ પર ઝગડી પડતા બે સુનારભાઈ એવું અન્યત્ર ( 'હંસકાવ્ય શતક'માં ) તો અત્રે પળિયલ પતિના કાળા-ધોળા વાળ ચુંટી કાઢીને તેનું માથું સાફ કરી નાખતી તેની બે જુવાન-પ્રૌઢ પત્નીઓનાં દષ્ટાન્તો રજૂ કરે છે. ધર્મ વિષેના દુરાગ્રહ કરતા નાસ્તિકતા સારી એમ પણ કવિ કહે છે. તેમને મન બે જ ધર્મો જગતમાં છે, આસ્તિકતાનો અને નાસ્તિકતાનો. "સૌના મત સાચા કહો," "જુદો કહેતાં કોઈને મુજ મતિ તો મુ ઝાય" એવી ઉદાર વિનમ્રતા તેઓ ધર્મમતમતાન્તરોનો વિચાર કરતાં સેવે છે. નૈવેદ્ય, ઉપવાસ, પ્રાર્થના, નિયમવ્રત, તીર્થાટનાદિને ધર્મ સાથે સમ્બન્ધ નથી, એમ સૂચવીને કવિ પૂછે છે, "ગદગદ્ સ્વરે ગુણગાન કરતાં આંખથી આંસુ ઝર્યું; શી રીત ઈશ્વર રીઝશે, તેં સારું કોનું શું કર્યું?"

ઈશ્વરસ્વરૂપનો વિચાર કરતાં તણખલાંની રચનાથી માંડીને જનનીના તનમાં બાળક માટે સંચિત થતા દૂધનો તેઓ મૌગ્ધ્ય-અહોભાવે વિચાર કરે છે. પોતાની અલ્પતા અને ક્ષુદ્રતાનો એકરાર કરીને કવિ જગતકર્તાની સ્તુતિ કરે છે. એને બ્રાહ્મણ, વૈશ્ય અને શુદ્રરૂપે જગતનું નિયમન કરતો

વર્ણવવા તેનું કુંભાર-હજામ સ્વરૂપ પણ તેઓ કલ્પે છે! નિશાળનો બંદોબસ્ત રાખવા ઉપરી જોઈએ, કારખાનાનો સંભાળનારો જોઈએ એમ આ સૃષ્ટિની નિશાળ કે અનંત કોટિ અંડના આ જગતકારખાનાનો ચાલક ઈશ્વર પણ જોઈએ જ! આવી ઉપમા—સરખામણીઓ કવિની કલ્પનાશક્તિની પ્રાકૃતતા બતાવે છે. ધર્મપંથો તો માત્ર વેશપરિવર્તન છે. તેઓ લોકગમ્ય છતાં સચોટ કટાક્ષ કરે છે કે કાને ખાવાનો પંથ હજી થયો નથી! તેઓ માને છે, "ધર્મ ઈશ્વરી એક છે, જનકૃત જૂદા હોય; આંખે કોય ન સાંભળે, કાને ન જુએ કોઈ." અંગ્રેજ સરકારની પરધર્મ-સહિષ્ણુતાના દૃષ્ટાન્તરૂપે વિપત્તિવેળાએ પોતપોતાનાં ધર્મ-સ્થાનોમાં પ્રાર્થના કરવા દેવાની તેના તરફથી અપાતી જાહેર છૂટની વાત દલપતરામ કરે છે! દૃષ્ટાન્તનું અનૌચિત્ય એમાં સ્પષ્ટ છે. આ જીવનમાં સત્કાર્ય કરનાર સ્વર્ગમાં જાય અને જેના મૃત્યુ પછી લોકોમાં ફીટકારની લાગણી થાય તે નર્કે જાય એવી એમની સાદી માન્યતામાં એમની સેવા-વૃત્તિનો જ પડઘો છે. સૌનો પ્રભુ એક છે ત્યાં અન્ય ધર્મની ઈશ્વરકલ્પનાને નિંદવી શા માટે એવું પૂછીને, તેઓ એવી પરધર્મનિંદાને સગાં બાંધુઓ માને ભાંડે અથવા "સોક્યને વિધવા કહે પોતે પણ થાય છે" એવી સાદી સરખામણીથી વર્ણવે છે. "સૌને સાચા સુજન અંતરે ભિનારે છે," એ છે એમનું નિદાન. સાચા શત્રુ તો આપણા પોતામાં જ છે, માટે "ચેન ચેન નર ચેન" કહેતા કવિ દૃષ્ટાન્ત આપે છે, "ધન પહેલાં બાળ રચે પછી જુઓ મશીજ." "પાણી પહેલી બાંધિએ પાળ" એમ ફરી ફરી દૃષ્ટાન્તો ગુંથીને તેઓ સમજાવે છે. બીજાને સુધારવાની બડી બડી વાતો છોડી "તું તારૂં સંભાળ" એવો પણ બોધ તેઓ આપે છે. મૃત્યુ અનિવાર્ય છે એમ સમજાવવા કવિ ઉદાહરણ ટાંકે છે, "પંખીને આજે પત્રા દાણા સોટ ધનાર." મૃત્યુ કોઈને મૂકતું નથી તો એથી દિલગીર થઈ થવું એમ પણ કવિ કહે છે. સંસારનો મોહ મિથ્યા હોવાનું જણાવીને કવિ લખે છે, "સાંધિયે સાન ત્યાં તેર તૂટે" એવો એ કાચો તાંતણો છે. તેથી જ કવિ ચેતવે છે, "રખે રીઝનો સિદ્ધિ ગિદ્ધિ

રણાને." કવિને તો એક જ અંતે જણાવવાનું છે, "હરિ હરિ બોલ ફરી ફરીને." જીવન પ્રત્યે તિરસ્કાર ન જાગે માટે તેની અપૂર્ણતા અંગે તેઓ આશ્વાસન આપે છે કે ઈશ્વરી રચના ય અધૂરી જ છે તો! નહીંતર "મણિમાં મિઠાશ નહિ, નિધિજળ ખારૂં છે" એવું શાનું હોય? તેથી જ કવિનો બોધ છે, "સારા સારા ગુણ જોઈ કહેવું જે સારૂં છે."

ઈશ્વિર અને ધર્મના વિષયને સ્પર્શતાં આ કાવ્યો કવિના સાત્ત્વિક, પરોપકારી તથા સમન્વયવાંચ્છુ સ્વભાવની પ્રતીતિ કરાવે એમ છે.' દૃષ્ટાન્તોની સરલતા તેમાં છે, તેમ કવચિત્ તેનું અનૌચિત્ય પણ છે; છંદની હથોટી અહીં છે, તેમ તેની તૂટ પણ ક્યાંક ક્યાંક નજરે ચડે છે; શબ્દની શિષ્ટ સાદાઈ સામાન્યપણે છે જ, તોપણ ક્યાંક ગ્રામ્ય ઉક્તિનો અંશ પણ છે; વિનોદ અસરકારક જ છે; 'ધણીનું ધાર્યું થાય' જેવી યાદગાર ટેકપંક્તિઓ પણ કવિની શૈલીની એક વિશિષ્ટ બાજુ બતાવે છે; ચિત્રબન્ધોની નકશી સાદી તેમ દુઃસાધ્ય પણ છે (સમુદ્રપ્રબંધમાંની તરંગનરંગની લીલા કવિનું કૌશલ સૂચવે છે); ઉપદેશ સાત્ત્વિક અને ઉદારતાસભર છે; જીવનદૃષ્ટિ રચનાત્મક અને વ્યાપક છે;—આ કાવ્યોનું વિહંગાવલોકન આવું આવું બતાવે છે.

મધ્યકાલીન કાવ્યવસ્તુને જ 'ફ્રીશ્વર' અત્રે નવી ભાવના, નવો દૃષ્ટિકોણ અને નિરૂપણ અર્પે છે. પ્રજાહિતની ભાવનાથી ઈશ્વર અને ધર્મસિદ્ધાન્તની વિચારણા આટલી સ્પષ્ટ રીતે દલપતકવિતામાં પ્રથમ નૂતન આવિર્ભાવ પામે છે. સ્વામીનારાયણી સંપ્રદાયના એકનિષ્ઠ ઉપાસક—અનુયાયી આ કવિ સાંપ્રદાયિક કવિતાથી ભિન્ન એવી ધર્મભાવની કવિતા અહીં મૂકે છે. તેઓ તો જાણે છે જ કે, "મુજ કવિતા મનમાં ધરી વાંચે વર્ણ અઢાર; તે માટે સૌને ગમે એવા વદું વિચાર." અર્થાત્ એમની ધર્મવિચારણામાં વ્યાપક જીવનસત્યોની જ રજૂઆત છે. "અવયવ શ્રી ઈશ્વરતણા, આ અનેક બ્રહ્માંડ; મૂર્તિ મહા પ્રભુતણી, આ

આકાશ અખંડ," એવું કલ્પતો કવિ વ્યાપકભાવે જ ગાઈ શકે. કવિ સાચું કહે છે, "ભીતર જેવી ભાવના, ગીતો તેવાં ગાય." કવિની એ ભાવના વિશાલ હતા નૂતન જીવનને અનુરૂપ હતી.

એમનું આવું ધર્મિષ્ઠ અને સદાચારઆગ્રહી માનસ એમની કવિના વિષેની ભાવનાના પાયામાં છે. કવિશ્રી ન્હાનાલાલ વર્ણવે છે તે પ્રમાણે કાવ્યમાં સદ્ધર્મનું સ્થાપન એ દલપતરામનો મનોરથ હતો. પોતાની કાવ્યભાવનાને સમજાવતા એમનાં કાવ્યોમાંના જ ઉદ્‌ગાર સાંભળીએ,

"સારાં માણસો સભામાં સુણી શરમાઈ જાય,
અદબ તજીને એવું નથી હું ઉચરતો;
ધરમ અધરમ ને નીતિને અનીતિ લઈ,
બધું ભુંડું મેળવી વખાર નથી ભરતો;
સજી છું કવિતા શાણા સજ્જનોને સંભળાવા,
રંડિબાજ રિઝાવા કવિતા નથી કરતો;
વાંચી મારાં વચનો ભવિષ્યકાળતણી પ્રજા,
દુરાચારી કહે તેથી દિલે રહું ડરતો."

આવી ઉગ્ર શુદ્ધિનો આગ્રહ સેવતા 'કવીશ્વર' તેથી તો પ્રકોપ પણ દાખવે છે, "બેન કે બેટી પાસે બોલી ન શકાય બોલ, એવી કવિતાને તો ઉકરડે ઉછાળીએ;" તેમ શાપ પણ ઉચ્ચારે છે, "ફટ દઈ પડજો કાંટી; જનિના જગમાં કપુત જણનારી, તેમજ જાજો તૂટી લખતાં લેખણ અનીતિ લખનારી." 'માશુક આશક'ની વાત દલપતકવિતાએ નથી ઉચ્ચરી. કવીશ્વરને સ્ત્રી પુરુષના આકર્ષણનાં રસ ભર્યાં ગાન, એ પ્રણયસ્પંદન કે મસ્તીનાં ક્વન મર્યાદા બહારનાં લાગે છે. શૃંગારની અતિશયતા તેઓ કહે છે કે તેમને વર્જ્ય છે. ભોજન ખટરસ થાય તેથી કંઈ તેમાં અફીણનો રસ મુકાય નહીં એ છે એમની દલીલ. ગામગીતાના શૃંગારને તેઓ રસ કહે છે, બાકીનાને રાગ-ફટાણાં! "સુકવિના કોઈને ન હોય અવગુણકારી", એ એમનું કલાસૂત્ર છે. "સુકવિની કવિતા તે

નીતિનું પોષણ કરે, પોરુષકારક જેનું માનું પયપાન છે," એ તેમનો કલાઆદર્શ છે. કવિશ્રી ન્હાનાલાલે પણ દલપતકવિતાને માતાના ધાવણનું જ રૂપક આપ્યું છે ને! દલપતરામ શૃંગાર આલેખે છે પણ તેઓ પોતે જ સ્પષ્ટ કરે છે તેમ, "દંપતિ વિવાદ સ્નેહ વર્ણવું શૃંગાર રસે." પોતાની કલમને તે શ્વેતરંગી કાગળના સદ્વાસમાં રહેતી હોવાથી 'બઈસો હું બઈ છું' કહીને પોતાના મનનો મર્મ તેની આગળ ઊઘાડો કરતા કવિ લખે છે.

"નિર્લજ વચન કાં તો કોઈને નિંદા લખીને,
હાથ લગાડે તું રખે દીલમાં હું હઈ છું."

સ્ત્રીઓને સંબોધીને તેઓ કહે છે કે તેમની કવિતાને "વીરની આ ગણો વીરપસલી." તેમનો એ તો છે "શુભ સાસરવાસો." બાળકને જ્ઞાનબળ વધે, જુવાનીનો છક ઉતરે, વૃદ્ધમાં હિંમત ને જોર વધે, સતીને સતનો મારગ સુઝે,—એવી કવિતા તેમની છે એમ તેઓ લખે છે. સૌ માનતાનને કવિ વીનવે છે, "આશક માશુકની કહી, દ્યો ન વાચવા વાત." વ્યસનીઓ તમાકુ પર તાળીઓ પાડે તેથી કંઇ નાગરવેલનાં પાન પામર થતાં નથી એવી અન્યોક્તિ પણ તેઓ આલેખે છે. સાકર ગર્દભને સારી ન લાગે તેથી શું થયુ? કાગડો લિંબોળી જ ખાય, દ્રાક્ષને તે ન જ પસંદ કરે!

નીતિના આગ્રહમાં દલપતકવિતાનું રસવિશ્વ સંકુચિત થઈ જાય એમાં હવે કંઈ નવાઈ લાગે એમ છે ખરું? માનવ સ્વભાવનું સર્વોત્તમ સૌન્દર્ય, માધુર્ય, ગૌરવ તેના પ્રણયોદ્ભવ-વિકાસમા મૂર્ત થાય છે. સ્ત્રી કેવળ માતા નથી—ભગિની નથી તેમ પુરુષ કેવળ પિતા નથી—બંધુ નથી એ સાદા સત્યમાં જ સ્ત્રી-પુરુષના નૈસર્ગિક આકર્ષણનો સ્વીકાર છે, એવું આકર્ષણ માત્ર દોષ નથી તેથી જ એનું કવન માત્ર પાપ નથી, એવું એવું 'કવીશ્વર' કેમ વીસરી શકતા હશે? અનીતિની કવિતા જરૂર ભૂંડી, પરન્તુ પ્રણયનું મધુરમંગલ સ્વરૂપ માત્ર મર્યાદાની કે સદાચારની

શિખામણ સહિત જ નિરૂપવાની તેમની રીત તેની રસનિષ્પત્તિને બાધક નીવડે છે. 'માંગલિક ગીતાવલિ'ની કેટલીક કૃતિઓ અને વિરહભાવની કેટલીક છૂટક કૃતિઓ સિવાય દલપતકવિતા પ્રણયના ચિત્રણમાં અતિભીરુ થઈ ડગ માંડતી જ નથી.

સ્વદેશ ગૌરવ અને સ્વદેશોત્કર્ષની ભાવના દલપતકવિતાનું એક બીજું પ્રેરક બળ છે એવું પણ કવિએ તેમનાં આ ટૂંકાં કાવ્યોમાં સ્પષ્ટ કર્યું છે.

" આર્યભૂમિ તણું હિત અંતરમાં ઇચ્છું સદા,
આર્યભૂમિ તણાં મારાં અસ્થિ અને ચર્મ છે;
મિત્રના સૌ સાથે થવા મીઠાં મીઠાં વેણ કહું,
એ તો મારાં મોટાં ખરેખરાં ખટકર્મ છે,
સુધારો વધારી મૂળ કાઢવાં 'કુધારાતણાં,
ધાર્યો છે મેં તે તો મારો, ધંધો તથા ધર્મ છે;
સ્વદેશમાં સંપ વધે, કુરુપ કંકાસ ઘટે;
એ જ મારા મન વિષે, એક મોટો મર્મ છે. "

આ સમગ્ર વલણ, આવો નિશ્ચય અને એનો અમલ, દલપતરામનું અર્વાચીન લક્ષણ છે. એમની કવિતા તેથી જ વિપુલ, વૈવિધ્યવાળી અને જીવનલક્ષી બની છે. આવી ઉત્કટ, આવી એકાગ્ર અને આવી અખૂટ સ્વદેશવત્સલતાથી એમની કવિતા પ્રેરાઈ છે અને ગરવી સિદ્ધિ પણ મેળવી શકી છે. શૃંગારરસ વિષેની એમની દૃષ્ટિ એક બંધન સમી નીવડે છે તેમની કવિતાને, તો આ રાષ્ટ્રોદ્ધારની ભાવના તેમની કવિતાને નવા-નવા માર્ગો પ્રત્યક્ષ કરે છે. અર્વાચીન ગૂજરાતી કવિતાની દલપતરામે કોરેલી એ એક નવી કેડી બની રહે છે.

પોતાની કાવ્યભાવના દર્શાવતાં ટૂંકાં કાવ્યોના ગુચ્છમાં કવિ દલપતરામ આ બે મહત્વની પ્રેરક ભાવનાઓ સમજાવે છે.. એમની કવિતા એ બે ભાવ, સદ્ધર્મપરાયણતા અને સ્વદેશવત્સલતાથી પ્રેરાએલી

છે. " હે પ્રાણનાથ પ્રભુ હું તુજ પાય લાગું, વાણી રૂડી ઉચરવા વરદાન માગું" એવી પ્રભુપ્રાર્થના પ્રન્થારંભે અને લગભગ ઘણીખરી કૃતિઓમાં પણ કવિ કરે છે. કાવ્યરચનાની શક્તિ અંગે તેઓ માને છે, "દેવે દીધી હોય ગતિ, કવિતાઃતો જ કરાય." પ્રતિભા સ્વયંભૂ છે એ હકીકત આ રીતે નિરૂપાય તો પણ તેમાં સત્ય જ છે. એમની વિનમ્રતાં પણ વાચા પામે છે, " કવિતા રસસાગર સર્વ કહે, ગુણ ગ્રાહક પાત્ર પ્રમાણ ગ્રહે; મુજ બુદ્ધિ પ્રમાણ મળી સુજને, સુણી દોષ નહીં ધરવો સુજને." કવિનો ઉમંગ તો સ્પષ્ટ છે, "કલ્પના કૈલાશ શૈલ ઉપર આસન કરી, અવની આકાશ પાસ કોડે દૃષ્ટિ કરું છું." કોડભરી દૃષ્ટિ છે, પરન્તુ કલ્પના શૈલનાં શિખરો તો દૂર જ રહ્યાં છે દલપતકવિતામાં, તો પણ કવિનો ઉત્સાહ સાચો છે. બાકી એમાં કલ્પનારમણ કે રસનિષ્પત્તિ કરતાં કવિ પોતે જ કહે છે તેમ "નીતિતણો ઉપદેશ ઉચરું વિશેષ એમાં."હા, તે સાથે શબ્દાર્થ ચમત્કારો છે ખરા; તેઓ કહે છે તેમ "મુજ શક્તિ સમ શણગાર શોભિત હારમાર રચ્યું હરી." "દીલમાં મમતા રાખી, આપણા ગજા પ્રમાણે અધિક ઉજાળવી" એવું છે એમનું વાણી-ભાષા પ્રત્યેનું સક્રિય મમત્વ. તેઓ નિખાલસ ઉમળકો વ્યક્ત કરે છે," ભાષા ગુજરાતિ ભવ્ય સુજને, આપી રૂચી ઈશ્વરે" અને "મને ભાવી ગુજરાતી ભાષા." "ગુજરાતી વાણી રાણીનો વકીલ છું" એમ કહેતા દલપતરામ તત્ત્વ જાણનારા દેશીઓ તમામને મમતા ધરી ગુજરાતી ગિરાના સુધારામાં તનમનધન જોડવા વિનંતિ કરે છે. પોતાનું કાવ્ય કોઈને ગમે, કોઈને ગમે એ જાણતા કવિ ન ગમતો ભાગ બીજા માટે રહેવા દેવા કહે છે! પાઘડી બનાવનારને રાગદ્વેષ નથી હોતો, પણ રુચિ પ્રમાણે સહુ ફાવતી પાઘડી લે છે ને? કોઈને માટે ય તેવું જ છે ને? કવિ દૃષ્ટાન્તો શોધવામાં પણ બહુ દૂર જતા નથી! પોતાની કવિતાને ચિત્ત રૂપી ચોવટામાં મંડાએલી નીતિરીતિ અને પરિગ્રહ પ્રીતિનો સારો સારો માલ શોધીને સંઘરતી દુકાન કવિ કહે છે અને તેનો ક્યાસ કરીને સોદો કરનાર સોદાગર ફોર્બસ છે એમ પણ તેઓ

જણાવે છે! રસિકતાની ખામી આ વર્ણનમાં પણ છે જ. દલપતકવિતાના પુરોવચન સમાં આ ટૂંકાં કાવ્યોનો ગુચ્છ દલપતકવિતા સમજવામાં ઠીક ઉપયોગી થાય તેમ છે.

કવિ દલપતરામનાં ટૂંકાં કાવ્યોનો ત્રીજો ગુચ્છ છે પ્રકૃતિનાં વર્ણનો સમાવતાં કાવ્યોનો. આ ગુચ્છમાં જ રણમલસરનું વર્ણન સમાવાયું હોત, તેમ દલપતકવિતામાં ઘણીવાર કાવ્યોનું પુનર્મુદ્રણ થયું છે જ તો તેમ કરીને પણ આખું પરતું કાવ્ય પણ આમાં મુકાયું હોત તો ઠીક થાત. અહીં એ નોંધવું ઘટે કે 'કવીશ્વર' વિભાગો પાડીને તેમાંની વીગતો પરત્વે બહુ ચોક્કસ થતા નથી. આપણે સરલના અર્થે એ એ કાવ્યોને એમણે યોજેલા ક્રમમાં જ—વિભાગમાં જ વિચારીશું. પ્રભાત, સાયંકાળ, ચન્દ્રોદય, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત, શિશિર, વસંતાદિનું કવિ સુરેખ વર્ણન છે. પ્રકૃતિવર્ણનને માનવભાવપ્રાણિત કરવાનું વૈશિષ્ટ્ય દલપતરામ દાખવે છે. સમકાલીન જીવનમાં પ્રતિબિમ્બ તેઓ પ્રકૃતિનાં દશ્યોમાં બનાવીને એ વર્ણનોને વિશેષ બોધક બનાવે છે. આપણી આ પ્રારંભિક સ્વતંત્ર પ્રકૃતિકવિતા છે તેથી તેની સાદાઈ ઘણીવાર અનાકર્ષક નીવડે છે. તેની વીગતો કે તેનો વિસ્તાર ભાવપ્રેરક બનતાં નથી. એમાંની કલ્પનાઓ ક્વચિત્ મનોહર બને છે, તો ક્વચિત્ તેમાં શુષ્કતા અને અને પ્રયોગલક્ષાનો તર્ક પણ મળે છે. વચ્ચે ક્યાંક વર્ણન પડતું મુકાય અને કવિ પોતે પોતાના લખાણનો પરિચય આપતું ભાષણ કરવા માંડે તે આજે તો અજુગતું અને ક્વચિત્ હાસ્યાસ્પદ પણ લાગે છે. તો પણ, વર્ણનાત્મક કવિતામાં કે રસલક્ષી કાવ્યમાં પણ તે જમાનાને આવાં નિવેદન ઉલટાં રોચક અને બોધક લાગતાં!

પ્રકૃતિકાવ્યોમાં કવિ ઉત્પ્રેક્ષાઓ દ્વારા અને અન્ય અલંકારો દ્વારા ઠીક 'દાઠ' રચે છે. અર્વાચીન સમયને પ્રકાશપૂર્ણ અને વીતેલા કાળને તમિસ્રમય વર્ણવતા કવિને વારંવાર અરુણોદયની આભામાં નવા જીવન, નવા રાજ્યના રંગોનું સામ્ય જણાય છે. વસંત ઋતુ વર્ણવતાં તેમને

અગ્રેજ અમન નસત રૂપે જણાય છે. બાપાની પીંપર, બાદરવાનો બીંડો, બોગો બાબો, વગેરે તેમના અત્યત લોકપ્રિય અને હૃદયમગ્ડિત મુક્તકો—નમ્યો—દ્યાનકો અહીં આનદ઼ણ પ્રેરે તેમ છે. પ્રકૃતિચિત્રોમા દીવાગીની આલશમાક્તનું વીગતે વર્ણન થાય, ભવનના ઊંચે લટકતા પખાને જટાયુની પાખ સાથે સરખાવીને વર્ણવાય, ઉનાળાના તાપમા મુમર્હના ગવર્નર મહાબળેશ્વર જાય તે જાણે શિવને શરણે જવા ગયા હોય એવો તર્ક કરાય અને છેવટે પ્રકૃતિના પરિવર્તનને બનાવી માનવજીવનમા પણ પલટા આવ્યા કરે જ એવો ઉપદેશ અપાય,— દલપત-વિનામા આ બધુ, વર્ણન વીગતની યોજના પરત્વેના કનાવિવેકની ખામી સૂચવે તેમ છે એ વર્ણનોનો બીજો એવો જ દોષ છે અનિવાર્યતા ધ્વનિનુ સૌન્દર્ય દલપતકવિતામા ભાગ્યે જ મળે, એમા સારો બોધ હોય, મઝાના દૃષ્ટાન્તો હોય, ટીન્ટીક વર્ણન પણ હોય, તેમ શબ્દાર્થક્રીડા પણ રહીભર ગમી જાય તેવી હોય, પણ ગૂઢ રમ્ય સૂચન ભાગ્યે જ ક્પના અને સવેદનાને અહીં—પ્રકૃતિનાયોમા પૂરો અવકાશ છે, છતા કવિ તેનુ ભવ્યપણુ કે રસિકપણુ ક્વચ જ દર્શાવી શકે છે. લગભગ સાડી ઘસો પક્તિઓના આ પ્રકૃતિવર્ણનમા સાદુ લાવણ્ય છે, ઐતિહાસિક નાવીન્ય છે, અને આજે પ તેની વાનભોગ્યતા જોતા એનુ અમુક સ્થાન અવશ્ય રહે તેમ છે, તેમ છતા એમા વચ્ચે વચ્ચે નિરર્થક વિસ્તાર, અનુચિત વીગતો, ઉપમાઓ અનભાગ્રહ અને બોધની સ્પષ્ટ પ્રતીતિ આવતા કોઈ એન રસવલ્લી મૂરઝાય છે, એ વર્ણનોમા સદ્યોગમ્યતા છે, સુરેખતા છે અને શાણુ જીવનદર્શન છે, એ સ્વીકારવુ ઘટે

સૂર્યો યને વધાવતા કવિને આગ્રેજના અતન ગત્યને અજાનિ આપનાનુ સ્મરણ થઈ આવે છે. પરોઢિયે ચારના ટકોરા થતા મુમુક્ષનુ અજાન ઊતારનારા ચાગ્શ્રુતિના ઉચ્ચારનુ કવિને સ્મરણ થાય છે ઘડીનો રવ સાભળતા એમને આનાશ અને પૃથ્વી એ બે પડ વચ્ચે જીવ

દળાતા હોય તેવી સચોટ સરખામણી સૂઝે છે. તારા-શશી પશ્ચિમમાં જાય છે તે કવિને ધનાઢ્ય પાશ્ચાત્ય દેશો જોવા દેવો પણ જતા હોય તેવો 'વિચાર' પ્રેરે છે. લજ્જા વિના નાસી જતા ચન્દ્રનું વાણિયાશાઈ નામ 'ચંદ' બરોબર છે, એવો વિનોદ પણ કવિ વચ્ચે કરી લે છે! ચન્દ્ર જેવા પુત્રનું રાજપાટ ગયું તેથી ક્રોધે સમુદ્ર ઘૂઘવાટ કરતો હોવાની કલ્પના કવિને સૂઝે છે. પ્રભાતની રક્તિમાનું ટૂંકું, આકર્ષક અને ભાવસોહ્યું ચિત્ર કવિ આપે છે, "જાણે પ્રતાપી પગણે ભૂપાળ, આનંદનો આજ ઉડે ગુલાલ." સૂર્યબિંબને સૂર્ય માનનારની હળવી મશ્કરી પણ, એક અચ્છી ઉપમા મૂકીને, દલપતરામ કરી લે છે, "ખવાસનો જેમ ડમાક દેખી, નમે અજાણ્યા નૃપ એ જ લેખી." અહીં 'ડમાક' શબ્દ કેવો ચોટવાળો છે? સૂર્ય આછી હવાના પડ પાછળ પ્રારંભમાં જણાતાં કવિને ઉત્પ્રેક્ષા મળે છે, "જાણે ભવાયો પડદે રમે છે." પાંદડાં પરનાં ઓસબિન્દુ ગોપતા સૂર્યને મોતી ચરતા હંસનું ઉપમાન કવિ આપે છે. વાતાવરણમાં ઊડતાં અણુઓને રવિકિરણો સ્પષ્ટ કરતાં જોઈ તેને કવિ શિક્ષક સાથે સરખાવી દે છે! રવિકિરણો સારસયુગલને તો વર-વધૂમાં પ્રમોદ પ્રેરતી વેદીની જ્યોત જેવાં લાગે છે એવું મંગલ ચિત્ર પણ કવિ રજૂ કરે છે. સૂર્યોદયે શિકારી—ઘોબી—સ્ત્રી—અરીણી—ચરો—નિશાળિયો વગેરેનું પ્રવૃત્તિ-ચિત્ર આપીને કવિ કહે છે, "જાણે નવા રામનું રાજ્ય જામ્યું, સૌ વિશ્વ સારો શિરપાવ પામ્યું." કવિને લાગે છે, "જાણે નિશાનો પડદો ઉઘાડ્યો, આ વિશ્વમાં નાટક ખેલ માંડ્યો." રાતે અંધારામાં કંઈ પરખાય નહીં પણ સૂર્યોદયે સર્વ વર્તાય તેથી કવિને સત્ય જડે છે, "કુરાજ્યમાં પંડિત મૂર્ખ એક, સુરાજ્યમાં જેમ પડે વિવેક." નદી પણ રવિદેવથી લાજતી જતી હોય એવું કલ્પીને તેમાં ન્હાતી સ્ત્રીઓના કેશકલાપમાં રાત્રીનો સખો 'દઢ અંધકાર' છુપાયાનું તથા શ્રીમંત સ્ત્રીઓના શૃંગારમાં શશી-તારા શરણ લેતા હોવાનું પણ તેઓ કલ્પે છે. ચડતે દિન છાંયો ઘટે અને પડતે દિન તે વધે તેથી કવિ બોધ તારવે છે,

"વધે કુબુદ્ધિ પડતી દિશામાં, ઘટે કુબુદ્ધિ ચડતી કળામાં." અન્તે 'જ્ઞાન વિશેષ વાધ્યું' એવા રૂડા રાજ્ય પર 'સદા રહેજો'ની કવિઆશિષ પણ છે!

રવિને આથમતો નિહાળી કવિ લોકપ્રસિદ્ધ પંક્તિઓ રચે છે, "ઊંચી દશા દેખી છકી ન જાવું, નીચી દશા દેખી નહીં મુંઝાવું; આ વિશ્વ છે ચિત્ર વિચિત્ર એવું, રાખે પ્રભુ તેમ સુખેથી રહેવું." સૂર્ય આથમે તે પહેલાં ભોજન કરતા શ્રાવકોને, રાજાના શત્રુ વધે ત્યારે નિજ અર્થ સાધતા સ્વાર્થી પ્રધાનો સાથે કવિ સરખાવે છે! કેવું અનૌચિત્ય છે? પાછી ફરતી ગાયોનો સમૂહ જાહ્નવીના પ્રવાહ સમો અને ગોવાળ ભગીરથ જેવો કવિ કલ્પે છે! ગોવાળની વાંસળીનો બુલંદ સૂર મોરને ભ્રમિત કરતો મેઘનાદ, એ કલ્પના સારી છે; પણ ગોવાળિયાને ખભે ડાંગ જોઈ દલપતરામને 'કવિ ઉપમા' સૂઝે છે કે "જાણે કપિએ પુછ ઊંચું કીધું"! સૂર્યાસ્ત થતાં કવિ સાર બતાવે છે, "આવી પડે અસ્ત થવાનું જ્યારે, કોઈ ન છાંટે લઈ કંકુ ત્યારે." વળી કવિનો દૃષ્ટાન્તશોખ બીજો એક ભોગ લે છે!—સાગરકાંઠે સાહેબનાં બાળકોને લઈને ફરતી આયા તેમને કડવા કણબીની નાર બાળકને શણગારીને વરાવવા લઈ જતી હોય એવી લાગે છે! આપણે કહેવું પડે છે, 'કવિ, તમે ય ઠીક!'

સૂર્યોદયથી સૂર્યાસ્ત પર્યન્તનાં પ્રકૃતિ દશ્યોને આલેખતી આ વીગતો દલપતકવિતાનું પ્રકૃતિવર્ણનનું સામાન્ય સ્વરૂપ ખડું કરે તેમ છે. એમાં સુરેખ, સાદી અને શિષ્ટ ચિત્રણા છે; એમાં છન્દોરચના તથા ભાવો શિષ્ટ છતાં સરલ છે; એમાં નવા આંગ્લ અમલે જગાવેલો ઉમંગ છે; બોધક સૂત્રોનો એમાં સ્વસ્થ હથોટીનો વણાટ છે; અલંકારોની પણ ઠીક ઠીક આકર્ષક રચના છે. ક્યાંક વિનોદની છાંટ છે; ક્યાંક કટાક્ષનો ડંખ પણ છે. ઉપમાન પસંદગીનો ક્યાંક અફળ ઉપયોગ છે, ક્યાંક ભવ્યતાનો વ્યર્થ પ્રયાસ છે. સૂક્ષ્મ ચિત્રને સ્થૂલ બનાવાયું હોય તેવું પણ તેમાં છે. એવા સૂક્ષ્મત્વને ક્યાંક ક્યાંક હૃદયંગમ સરલતા પણ સિદ્ધ થઈ છે. એ

અંશો આ પ્રકૃતિ કાવ્યોના મહત્વના છે: તેમાંનું જીવનલક્ષીપણું અને તેમાનું અલંકારકૌશલ.

"પયોધિના પાણીને ઉછાળનો પગની કેશે," એવા ગ્રીષ્મના વર્ણનમાં "અક્કેરના ઉર નિચે શિર રાખનારાં, ઘેટાં ઘણાંક"નું ચિત્ર છે, તેમ માકણથી ડરી જઈને રણછોડજી "નીર મધ્ય બેઠા"ની આલિશ રંગી ઉત્પ્રેક્ષા પણ છે. છાપાની પીંપરનું કાવ્ય એમાં જ છે. બળબળતા ગ્રીષ્મમાં એની છાંયા કવિને અમૃત શી લાગે છે. એનું નિરુપણ હળવી કલમે થયું છે. "ધિક જન્મ ધરી જશ જો ન જપાય, છપાય ન અંદર છાપાની, નિરભાગણિ નાગરવેલ અને બડભાગણિ પીંપ: આપાની," એમાં પ્રાસચાતુર્યસહ કટાક્ષ પણ ગજબનો છે. નવાજમાનાની છાપાં સમી મોહિનીનું કેવું વેધક દર્શન છે એમાં! અર્વાચીન ગુજરાતી કવિતાની એ કાવ્યથી શરુઆત ગણાઈ છે; એમાં માત્ર સમય જ નહીં, એનું વસ્તુ અને નિરુપણ પણ લક્ષમાં લેવાએલું જ છે: વર્ષાવર્ણનમાં ગ્રીષ્મ તથા તેના મંત્રી શુષ્ક તેમજ સંધિદૂત નૈઋત્ય-વાયુ સાથેના મેઘના યુદ્ધનું રુપકશૈલીનું વર્ણન આકર્ષક છે. "ઈંડાં લેને કીડીઓ નીકળી છે. પક્ષી માળાં ગુંથવા ઘાસમાળા...પાંખે કરી ચકલીઓ રજ અંગ નાંખે," વર્ષાગમનનાં ચિહ્નોનું—"વૃષ્ટિના ચાળા"નું એ સારું ચિત્રાત્મક વર્ણન છે. દાદુરોના શબ્દ વિષેની ઉત્પ્રેક્ષા જુઓ, "દિસે આરતી ભેરુખો ઉચ્ચારે છે." વાદળાંને સુતાનું રુપક આપીને એની ગર્જનામાં 'બાઅને બાઅને'નો બોલ કવિ સાંભળે અને તેમાંથી ગુઢાર્થ પ્રતીત થાય કે સુધાગનું ધામ મુંબઈ છે,—એ મુક્તક સુન્દર છે. ઇન્દ્રગોપની હારને "કૃષ્ણા જેમ ગુંજનનાં હોય હાર" એ પ્રકારે કવિ વર્ણવે છે. શરદના વર્ણનમાં પણ મેઘશ્યામગામી 'ભૂમામિની'ના ચિત્ર ઉપરાંત 'એક બોલો બાબો' અને 'ભાંડો ભાદરવાનણા'નાં સારકાં દળવાં ચિત્રાત્મક મુક્તકો છે. હેમંતવર્ણનમાં દીવાળીનું વર્ણન, નવા વર્ષની પ્રભુસ્તુતિ, અને કાર્તિક માસનું વર્ણન

સંકળાએલ છે. "પ્રજાનાં પ્રશ્ને થૈ જાશે સર્વ પાપો" એ છે એમની સ્તુતિ-પ્રાર્થના. "છએ ઋતુનું પય હોય ધાવ્યો, એવો જુઓ કાર્તિક માસ આવ્યો," અથવા "જાણે શિયાળો પરદેશિ આવ્યો, મનુષ્ય માટે ફળ મિષ્ટ લાવ્યો," એવી નવીન ઉત્પ્રેક્ષાઓ છે. શરદમાં નવરાત્રિના ગરબામાં આરોગ્ય-પાલનનો સંકેત જોતા કવિ હેમંતમાં થતા તીર્થમેળામાં સ્નેહવૃદ્ધિનું રહસ્ય દર્શાવે છે. શિશિરવર્ણનમાં "તેલ, તાપ, તાંબુલ તથા તરૂણી ડગલિ તમાકુ; તેજાનો, તાતાંજમણ, શીત રતે સુખદાઈ," એવી સંભાષણોચિત પંક્તિઓ અને "કેવી દિસે જંગલ બોરડીઓ, ઓઢી ઊભી ચુંદડિ બીલડીઓ," જેવી સુરેખ ચિત્રાંકનવાળી પંક્તિઓ છે. વસંતના વર્ણનમાં અન્ય રાજ્યો કરતાં અંગ્રેજી રાજ્યનું સુખ જરૂર અધિકું, જેમ ઋતુઓમાં વસંતનું તેમ, એવું કહીને કવિ વસંતવાયુને દુભાષિયાનું ઉપમાન દે છે. ગ્રીષ્મ કે વર્ષાના વર્ણનની સમૃદ્ધિ કે સુરેખતા બાકીનાં અને ખાસ તો વસંતવર્ણનનાં કાવ્યમાં નથી. કવિ છેવટે કહે છે તેમ પ્રકૃતિમાં પણ પ્રથમ નજરે પડ્યાં તેનું જ એમણે "વરણન કીધું સાર."

આ ઋતુઓના અને પ્રભાત-સાયંકાલાદિના વર્ણનને અંતે કવિ કહે છે કે પલટા તો પ્રકૃતિમાં પણ છે, મનુષ્યની સ્થિતિ પણ ફેરવાયા જ કરવાની—તડકી છાંયડી આવે જ જવાની. કવિ તેથી જ પ્રભુ રાખે તેમ રહેવા અને ગર્વ ન રાખવા જણાવે છે. આ લોકનું સુખ પ્રજાને સુધારવામાં અને પરલોકનું સુખ પ્રભુને ભજવામાં છે એવું ય વિચારશીલ દોહન અંતે છે. રસલક્ષી કાવ્યોમાં વચ્ચે વચ્ચે બોધક સૂત્રો ઉપરાંત તેને અંતે પણ આવો બોધ કવિ આપે છે!

કવિ દલપતરામનાં ઇતર કાવ્યોનો એકત્ર ગુચ્છ કરિયે તો તેમાં તેમનાં સાંસારિક ઉપદેશનાં, સામાજિક સુધારાનાં, રાજદ્વારી વિચારણાનાં, અને સમકાલીન વ્યક્તિઓના ગુણગાનના ટૂંકાં કાવ્યોનો તેમા સમાવેશ કરી શકાય. એમાં દલપતરામની કવિત્વશક્તિની ગુણવત્તા પ્રમાણમાં

ઓછી જણાય છે. વસ્તુનું નવાપણું એજ તેનું વૈશિષ્ટ્ય છે. દલપતરામનો ગુણજ્ઞ, સારગ્રાહી અને દેશવત્સલ સ્વભાવ તેમાં વર્તાય છે. એમાં ક્વચિત્ કવિનું દીર્ઘદૃષ્ટિપણું પણ છે. એમાંની કવિતા સુધારાની રોપાતી વેલીઓમાં, સાચે જ, જલસિંચનનું કાર્ય કરી શકી છે.

જન્મભૂમિ વઢવાણ, પ્રથમ સત્કાર થએલો તે ધ્રાંગધ્રા, જીવનકાર્યની જ્યાં ધૂણી ધખી તે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી, પોતે જ્યાં ફોર્બ્સ સંગાથે ફરેલા તે મેવાસનો પ્રદેશ, પોતે જોએલાં મુબઈ અને જૂનાગઢ, પોતે જોવા ગએલ તે 'ભરૂચ સંગ્રહસ્થાન' (પ્રદર્શન), અમદાવાદનાં ફિમેલ ટ્રેનિંગ કોલેજનું ખાતમુહૂર્ત-આપારાવ લાયબ્રેરી નિરાશ્રિત સ્થાનાદિ,—આ સર્વની કવિતાને 'કવીશ્વરે' 'સંસ્થાન સુધારા'ની' કવિતા કહી છે. પોતાની જન્મભૂમિ અને કર્મભૂમિની આવી વર્ણનાત્મક કવિતાએ યુગમાં પદ્યક્ષેત્રે નવીનતા રૂપ હતી. પોતાને મળતું માન એ વતન વઢવાણ તથા તેના રાજવીનું જ માન હોવાનું માનતા વિનમ્ર દલપતરામ વતનની લાખુ વાવનું પાણી કે આમલી તળેની છાપરીને ભૂલતા નથી. એ ભાગમાં કવિની ઊર્મિ સાદી છતાં હૃદયંગમ અભિવ્યક્તિ પામી છે. ધ્રાંગધ્રાના રણમલસરનું કવિનું વર્ણન હાકવાજી અને સ્થૂલ પણ થયું છે. કંઈક પ્રસ્તાર પણ ખરો! "સૌ જનતા સુખકારણે" કામ કરનારનો જશ વિસ્તાર કરવા કાજે પોતાને ઈશ્વિરે અવતાર આપ્યાનું કવિ જણાવે છે. કોઈ પુણ્યનું કામ કરે, તો કવિ તેના વખાણ કરીને પોતાની વાણીને કૃતાર્થ થઈ અનુભવે છે. બરમે સિત્તેર ફીટની લંબાઈના કિનાગઓ, પંદરસો સાઠ ફીટનો ઘાટનો ઘેરાવો, તળાવનું ક્ષેત્રફળ મુનિ[૭] સર[૫] ભુજ[૨] દગ[૨] વેદ[૪] ગુણ[૩] (૩૪૨૨૫૭), ઝાડીમાંની વનસ્પતિની પૂરેપૂરી ટીપ, વગેરે આ વર્ણનમાંની શુષ્ક કલાવિવેકવિહોણી બાજુ છે. ધરામાં ભરાતું નીર વઢવાણ મહારાજની 'જે જે' બોલે, તળાવમાં નીર અક્ષરમાં અર્થની જેમ રહે, નીરની લહરીઓ યજ્ઞભૂમિ વિપ્રોની ઉજળી ઓકળીઓ સમી જણાય, બગ ઢોંગી આચાર્ય જેવો લાગે, તળાવમાં

ત્રિવેણી, સાનસમુદ્રો અને આસપાસની સૃષ્ટિમાં ચૌદ સમુદ્રરત્નો પણ કવિને વર્તાય, મંદ શીળા વાયુનું 'છબીવંત સુગંધીપણું' વર્ણવાય, ઇન્દ્રની સૌમ્યના આ તળાવમાં સમાઈ તેથી જ તેમાં અંક દેખાય છે એવું કહેવાય, આ અને આવી બીજી કેટલીક વિગતો આ લંબાવાએલા વર્ણનકાવ્યને શોભાવે છે. એમાંની અતિશયોક્તિ ક્યાંક ક્યાંક આજે રુચિ ન પ્રેરે તો પણ દલપતકવિતામાં આ કાવ્ય કેટલાક સુંદર અર્થાલંકારોએ વિશિષ્ટ બને છે એવું કહેવાયું છે * તે સત્ય છે. કાવ્યનો પ્રેરક હેતુ ધ્રાંગધ્રાનરેશના ગુણગાનનો છે એ ય ભૂલવા જેવું નથી.

'મેવાસવર્ણન' કાવ્ય "મહીસાગરમાં માછલી જતી રહી ન જણાય; તેમ જ ને મેવાસમાં, ગયો ચોર ન ઝલાય," જેવી સાદી સચોટ ઉપમા, ચણોઠિયોના ચોસરા પહેરેલી ભીલડી કે ટૂંકી તંગડી ને કાખમાં કુહાડી કે અણિદાર છરાવાળા ભીલનું શબ્દચિત્ર, એવા ભીલને વશ કરીને ઝાડી છેદી નાખનાર સરકારનો આભાર, વગેરેથી નોંધપાત્ર છે. ટૂંકું છતાં આકર્ષક વર્ણનથી જીવન્ત એવું આ કાવ્ય છે. 'જુનાગઢ સંબંધિ કવિતા'માં પ્રારંભમાં જ કવિ સૂચક સ્પષ્ટતા કરે છે, "ત્રિલોકમાં હું જે. જે વાત વરણવું; તે તે વરણન તારી લીલાનું જ હે હરિ." જૂનાગઢમાં શાહજાદાની શાદી ટાણે ગએલા 'ઇશ્વર' શાદીની તારીખ આપી, જનાગઢનું 'દેવનગરી' સમું ચિત્ર આપી, એને 'કાશીની માંશી' કહી, નરસિંહ મહેતાના ઓટાને અને સહજાનંદ સ્વામીના મંદિરને વર્ણવી, જૂનાગઢને વળી ઇન્દ્રપુરી તરીકે બિરદાવી, તેને કારકુન-કારભારી-મહેતા-મુત્સદ્દીની ભૂમિ કહીને, નાગરોનું ગુણગાન તેમજ ગિરનારનું શ્રાવણ-મહિનામાં દેખાતું શિવતુલ્ય સ્વરૂપ મનોહર કલ્પના અને વાણીથી વર્ણવે, . કવિ ત્યાંના રાજાઓ, ત્યાના મંત્રીઓ, ત્યાંની બાળજ્ઞાનોદય સભા વગેરેને અંજલિ આપે છે. એકાણું કડીના આ કાવ્યમાં શાદીનું વર્ણન તો માંડ વીસેક કડીનું છે. કવિની વિષયને વ્યાપક કરવાની ઉચિત સમજ એ સૂચવે છે. માંડવાનું, વરઘોડાનું, શણગારની વાડીનું, અને રોશનીનું

* 'અર્વાચીન કવિતા'—સુન્દરમ્.

જે સુશોભિત આલેખન છે તેમા અતિશયોક્તિ અને રુઢિનુ અનુસરણ છે. લગ્નવેળા ગ્રન્થનો પાયો નાખ્યો તે "સરવથી સરસ ઉત્તમ કાજ થયુ", એવુ કવિ કહે છ, તે પણ કવિના માનસનું શુભ પાસું છે. વળતી વેળા રાજકોટમા પોતે મણિશંકર કીકાણીને મળેલા તેથી તેમનેર સ્નેહગુથી અંજલિ અતમા છે. આ કાવ્યમા નાગરો અગેનુ પ્રાસમડિત સુક્તક જોઈએ,

"મચ્છ અને જલમારગ મૌક્તિક, એ ત્રણ તો શુભ સાગરમા છે;
વેચિ ખવાય, પિવાય, સુશોભિત, તે ત્રણ તો ગુણ ગાગરમા છે,
શીતળતાઈ સુગધ, ક્ષમાગુણ, એ ત્રણ તો મલિયાગરમા છે,
સંપ, સુબુદ્ધિ, સ્વરૂપ શરીરનુ, એ ત્રણ તો ગુણ નાગરમા છે."

અર્વાચીન ભારતના ગૌરવ સમા મુબઈનું પણ કવિ સ્વર્ગ સમુ દર્શન કરાવી તેને ભોગણીરૂપ કલ્પીન સ્નેહાત્મક વર્ણન કરે છે. મુબઈના દરિયાનુ એમનુ વર્ણન યાદગાર નીવડયુ છે. એ જ એનો ઘણો ભાગ રોકે છે સમુદ્રના વર્ણનનો આ શ્લોક લક્ષ્યપાત્ર છે સમુદ્રના શીણને અફીણીના સુખના શીણ જેવુ કવિ ધારે છે, એમ કહીને કે શિવે તેનું બધુ વિષ પડાવી લીધુ હોઈ આમ થયુ છે' સમુદ્ર ખારો છે કારણ જગતમા ઝાઝા જનો નઠારા મળે છે અને તે બધા તેમા જઈને ન્હાય છે! સમુદ્રને ભક્તરાજનું ઉપમાન આપતો શ્લોક આ અગાઉ અવતરણ પામ્યો છે, જે એના કલ્પના સૌન્દર્યથી મનોરમ છે. નીતિના કવન કવિમાત્રમા ન હોય, મોતી પણ મચ્છમાત્રમાં ન હોય, એવું કવિ કહે છે સાગરને મળતી નદી પિયર છોડી સાસરે જતી કન્યા સમી કવિને લાગે છે. એ અગેની આ પક્તિઓ સાદી છતા વાસ્તવિક વર્ણનવાળી છે:—

"બોલ્યાનિ રીત બદલી વળિ ચાલવાની,
છોડી સમસ્ત રિત પૈયર માનવાની,
સૌ મચ્છ કચ્છ નિજ જીવન સોત સોપી,
સ્વામીનિ સર્વ મરજી જરિયે ન લોપી."

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનો ઇતિહાસ આલેખતું કાવ્ય દસ્તાવેજી અગત્યનું છે. "દેશના નશીબનો ઉઘાડ" કવિ નિરખે છે. "છોટા જન શ્રમ કરી કારજ સુધારે પણ, તે કર્યાનો સુજસ તો મોટા જન માણશે," એવું માર્મિક વેણ ઉચ્ચારતા કવિ સ્પષ્ટતા પણ કરે છે કે કડિયો યાદ નહીં રહે પરન્તુ પાયો નાંખનાર ગવર્નર વારંવાર યાદ કરાશે! કવિનું કથન કેવું સૂચક અને નિર્ભીક છે? એમની દૃષ્ટિ ઘણીવાર વિચક્ષણ બને છે જ. 'બુદ્ધિપ્રકાશ' વિષેનું કાવ્ય પણ કવિનો કર્તવ્યોત્સાહ પ્રગટ કરે છે. અમદાવાદની ટ્રેનિંગ કૉલેજના કાવ્યમાં કવિ તેને હેમચન્દ્રાચાર્યની પોશાળ કે ભોજરાજાની શાળા સમોવડી કહે છે, એટલું જ નહિ પણ એની ઇમારતને ઇન્દ્રપ્રસ્થ જેવી કે તેના ઇન્જિનેરને મયદાનવ જેવો ગણે છે! ઉપમાનની એકવિધતા કવિમાં આ બાબતમાં ઘણી છે. ઇન્દ્રપ્રસ્થ, સ્વર્ગ, ભોજ, વિક્રમ તેમને જ્યાં ત્યાં મળા રહે છે! અમદાવાદ, વડોદરા, જૂનાગઢ, મુંબાઈ એમ બધે તેમને સ્વર્ગપુરી જણાવાની! કવિનો આ દોષ છે. એમાં અકારણ મૌગ્ધ્ય છે, ભવ્યાભાસી નિરૂપણ છે, રુઢિસેવન છે. તેમની કવિતા સામાન્ય અને પ્રાસંગિક અંશોને આ પ્રમાણે અતિમુગ્ધતાની વૃત્તિમાંથી નીપજેલાં ભવ્યતાભાસી વર્ણનોથી નિષ્કારણ 'ગૌરવ' આપે છે.

'ભરચ સંગ્રહસ્થાન' (પ્રદર્શન) વિષેના કાવ્યમાં પણ પ્રદર્શનનું આવું જ વર્ણન છે. એ પ્રદર્શનને વિદ્યાસ્વયંવરનું રૂપક આપીને કવિ પ્રવેશવેળાની ધક્કામુક્કીનું રમૂજ છાંટયું પ્રેમાનંદીય ચિત્ર દોરી સંગ્રહસ્થાનને 'સંકટસ્થાન' કહે છે! તે જ રીતે લોકોના મન પર સુધારાનો રંગ ચડાવતા પ્રદર્શન પ્રણેતા 'ગ્રીવસ સાહેબ અંગ્રેજ'ને રંગરેજ પણ કહે છે!

એ જ રીતે પોતાના જમાનાના મહાપુરુષોને અંજલિ અર્પતાં એમનાં ટૂંકાં કાવ્યોમાં દાદાભાઈ નવરોજજી, મહીપતરામ રૂપરામ, કરસનદાસ મૂળજી, ભોળાનાથ સારાભાઈ સમા સાંસ્કારિક ધુરંધરો,

સર જમસેદજી, શેઠ પ્રેમાભાઈ, સર મંગળદાસ, લીંબડી-ઈડરના રાજવીઓ, લોર્ડ રિપન, લોર્ડ મેયો, સર હોપ, દાક્તર વાયલી, મિસ મેરી કાર્પેન્ટર, આદિ અંગ્રેજોનો મહિમા ગાતી કવિતા છે. ગરબી, ગરબા અને રાસડા પણ તેમાં આવી જાય છે, જેમાં નોંધપાત્ર ગરબો છે મુંબઈના દરજીનો. "શત્રુના કોણ બાંધે સાહેબ સાથ" એવા જમાનામાં વિઠ્ઠલ દરજી દાક્તર ભાઉ દાજીની મદદથી મીસન સાહેબ સામે ન્યાય ખાતર લડી લે છે અને દલપતરામ "ચોર અને ચોકીવાળા છે ભાગીઆ" એવા અમલ સામેના આ વિરોધને તેમ જ તેના સાફલ્યને બિરદાવે છે. એ જ કાવ્યને અંતે દાક્તર ભાઉ દાજીને અંજલિ પણ કવિએ આપી છે કે એમણે તેમની આંખો સુધારી આપી! મૂળ કાવ્ય-વસ્તુ સાથે સમ્બન્ધમાં નહીં એવું અંગત-બિનંગત કેટલુંક ભરવાની કવિની એ ટેવ છે. મહીપતરામને સારી અંજલિ અપાઈ છે કિન્તુ "નાગર નર હારે નહિ, હારે હોય હજામ" કે "ભલે જણ્યો જણનારી" જેવી અરુચિકર પંક્તિઓનું અનૌચિત્ય સ્પષ્ટ છે. શેઠ પ્રેમાભાઈના નામ પરથી અમદાવાદમાં પ્રેમાભાઈ દરવાજો બંધાતાં કવિ તેને ધ્રુવ તારા જેવો પ્રખ્યાત થશે એવું કહી બિરદાવે છે! નર્મદના સરસ્વતી મંદિર પરની ત્યાંથી જ વંચાએલી કૃતિ એ બન્ને કવિઓના સમ્બન્ધ અંગેનો એક અગત્યનો અંકોડો આપે છે. સત્યેન્દ્રનાથ ટાગોરને અંજલિ આપતાં 'દિવાની' અદાલતનો રમુજી શ્લેષ કવિ કરે છે. વાઈસરૉય રિપનને 'મહારાજ' કહી એણે દેશીજનની દાઝ દઈ આપીને હોલવી તેની યાદ કવિ આપે છે. ૧૮૯૩માં લંડનમાં ઈમ્પિરીઅલ ઈન્સ્ટિટયૂટના ખાતમુહૂર્તના સમારંભનું વર્ણન પણ ઘેરબેઠાં કવિ કરે છે! તેમાં બૌદ્ધિક કેળવણી અને અન્યોન્ય સહાય અંગે સામાન્ય ઉપદેશની કડીઓ પણ આવે અને મહારાણી વિક્ટોરિયાનાં અંતમાં ગુણગાન તો હોય જ ને! દૂર રહ્યે મહારાણી 'કવીશ્વર'ને C. I. E. બનાવે તો વૃદ્ધ અને અંધ દલપતરામ એટલું ય ન કરે?! સર હોપના ઉપકાર વર્ણવી છેવટ તેમનું ગૂજરાતી નામ પણ કવિ પાડે છે—આશારામ! આ અંજલિ કાવ્યો

મોટે ભાગે ફરમાસુ કવિતા છે કનેક્ટર ફરમાવે, શેઠશાહુકાર કહે, સભા માગે અને દલપતરામ આવી વ્યક્તિઓ તથા પ્રસગોના ગુણદૃષ્ટિયુક્ત વર્ણનની કવિતા ઓતે—નખે।

સ્વદેશ ઉત્કર્ષનો વિચાર અને આગ્રહ રજૂ કરતા એમના કાવ્યો ઘણા છે એમા આપણે તેમના અગ્રેજી રાજ્ય પરના કાવ્યોનો પણ સમાવેશ કરીશુ, કારણ હિન્દુસ્તાનમા નવા યુગની ઉષા તેમને પગલે આવેલી જોતા કવિ તેમને પગલે જ આબાદી પણ જોતા હતા "વાડ ખેતરો ખાય ત્યા વનચરની શી વાત।", એવી સ્થિતિમાથી "વિસર્યું રઘુકુળરાજ"—એવી પરિસ્થિતિ આણનાર અમને સર્જી એવુ ગાતા કવિ "બોલ્યા વિણ કોઈના બોર નહિ વેચાય" એ સૂત્ર પ્રજા સમક્ષ મૂકે છે એમ કહવુ જોઈએ તેના અનેક દૃષ્ટાન્તો કવિ આપે છે ગદ્યસવાદ 'નયનિર'થી મિશ્રિત અને અગ્રેજી રાજ્ય સામેની ફરિયાદ જાહેર સભામા રજૂ કરી ચૂકેલી 'વેઠે કામન કરના વિષે'ની એમની કૃતિ તેમની પ્રજાહિતની નિષ્ઠા સૂચવે છે તેમા પ્રજાની ફરિયાદ જાણવા ફરતો પરોપકારી એક યાદગાર પાત્ર છે ખેડૂતો તથા ભગીઓ પાસે અગ્રેજ અમલદારો વેઠ કરાવતા તેનુ સ્પષ્ટ આલેખન રાજ્યપ્રશસક દલપતરામ જાહેરમા રજૂ કરે છે। કવિ "હરકત નથી આ રાજમા ધનવાળાને શીશ" એવો સીધો પ્રહાર પણ કરે છે 'વેદના વચન વિષે ઉપજે અનેક અર્થ, એવો કાયદો છે આજ અગરેજ રાયનો," એવો કટાક્ષ પણ તેઓ કરી લે છે। દાક્તર ભાઉ દાજીની વિજ્ઞપ્તિથી 'બળવો' શમ્યા પછીથી મુબઈમા મળેલી સભામા કવિએ 'પીડા હરણ સ્તોત્ર' લલકારેલુ રાણી વિક્ટોરિયાનુ શાસન સ્થપાતા અમદાવાદની સભામા રાણીની સ્તુતિ એ અગેના ઉત્સવનુ વર્ણન, પ્રિન્સ ઓફ વેલ્સના લગ્ન પ્રસગનુ ગાન, પ્રિન્સની સુખાકારીની પ્રાર્થના, લોર્ડ મેયોના ખૂન બદલનુ શોકસ્તવન, રાણીએ 'કૈસરે હિન્દ' ખિતાબ ધારણ કર્યો તેની ખુશાલી ઉચ્ચારતી કવિતા, આદિ 'કવિશ્વર' કાવ્યમા ઊતારે છે.

દલપતરામની પરદેશી શાસકવર્ગની—રાજસત્તાની આવી ભક્તિની ટીકા કરવી સહેલી છે. આપણે એ યાદ રાખવું રહ્યું કે આમાની ઘણી રચના પણ ફરમાસુ જ હતી. આપણા આગેવાનો, આપણા શિક્ષિતો, આપણા મંડળો, આપણી પ્રજા એવી કવિતા ઇચ્છતી હતી.

રાણીનુ રાજ થયુ તેની ઉજવણીમાં આતશબાજી ઉડાવતા પેદા "હશે હનુમાનજી કે મુવના સુલેમાનજી" વાળુ રમૂજી ચિત્ર; પ્રિન્સના લગ્નનું વર્ષ ૧૮૬૩ હતુ તે પરથી તર્કકૌશલ્ય દાખવેલુ છે કે "સજ્જન સન્મુખ જો વસે, કિમત અધિક કહીશ, વિમુખ થતા કિમત જુઓ, ત્રેસઠના છત્રીશ." લોર્ડ મેયોના મૃત્યુથી થતા શોકનુ એક કારણ કવિ એ પણ આપે છે કે "વગ ખૂબ તાણુત વિધવિધે, ઇંગ્લેન્ડ જઈ આ દેશની," પ્રિન્સને સુખાકારી ઇચ્છતા કવિ લખે છે, "હક સકળ હિંદુસ્તાનના મળવાની આશા એ થકી," લાગતા વાળગાને પણ અડતા ડરે તેવી અગ્રેજ રાજમાની પ્રજા-રાજાની મન સ્થિતિ વર્ણવતા કવિ કહે, "નામ સાભળીને સામુ નથી ઝાખતા," ગવર્નરોને તેથી તો 'કવીશ્વર'ની અરજ-આશિષ છે કે "દેજો હક આ દેશિના, લેજો સુખે સનામ,"—ટૂકમા આ કાવ્યો કાવ્ય તરીકે નહિ પરન્તુ તે કાળના લોકઆગેવાનનુ માનસ જોવા ઠીક ઉપયોગી છે અગ્રેજ અમલ રહે તેમ ઇચ્છવા સાથે પ્રજાના હક્ક જળવાય, પ્રજાનુ હિત જોવાય, એ માટે પણ એમનો ફરી ફરી સહુને આગ્રહ છે આપણા અધિકાર અગે તેઓ જાગ્રત હતા તે સ્પષ્ટ છે રાજકીય સ્વાતત્ર્ય માત્ર એમની કલ્પના બહાર લાગે છે. અગ્રેજી રાજઅમલના 'સ્વતત્રતા ને ન્યાય શુભ' એઓને રુચતા હતા, એમના સમયને પણ તે રુચતા હતાં, આ ન્દાનકડા ગુચ્છમા 'વેરે કામ ન કરવા વિષે' વાળુ કાવ્ય વિશિષ્ટ કહી શકાય તેવુ છે.

"સ્વદેશવાત્સલ્ય તથા કળાકૌશલ્ય"ના એમણે રચેના કાવ્ય-ગુચ્છમા સુધારાનું ઉદ્‌બોધન છે "ઉદ્યમ આદરો," "વિદ્યાને વધારો,"

"સંપ સજો," "કેફ તજો," "વર્તમાનપત્ર વાંચો," "સ્ત્રીકેળવણી કરો," "બાળલગ્ન મહુધા તજો," "ધગે દેશની દાઝ," આદિ સૂત્રો પ્રારંભમાં જ આપીને કવિ જતી રિદ્ધિને દૂર રસ્તેથી રોકવા કહે છે અને "અરે સ્વદેશી, અભિમાન આણો!" એવો હૃદ્ઢોળતો નાદ સંભળાવે છે. વિજ્ઞાને ફેલાવેલા યંત્રોના દેશપ્રવેશ કવિ સત્કારે છે. એમનો લાક્ષણિક વિનોદ "કાળા કાળા પ્રેત પણ પંડિતો કહે છે પ્રેસ" વાળા વર્ણનાત્મક મુક્તકમાં ઉછળી આવે છે. "ખવરાવે કોઈ તો જ ખાય છે, ન ખાય હાથે"—એના મુદ્રણયંત્રને કવિ 'પરમહંસ' શું વર્ણવે છે! એના ચલાયના કુચા નોકો આંખ વડે ચાવે છે અને તેમાંનો "રસ ઉરમાં ઉતારે છે" એવું વર્ણન પણ છે. સામાન્ય સ્થૂલ વસ્તુને ચમત્કારિક કે રંજનાત્મક બનાવવાનું કૌશલ 'કવીશ્વર'માં કેટલું છે તે આવા મુક્તકો બતાવી શકે છે. આગગાડી, મંબો, વિમાન, વીજળી, કાપડના યંત્ર, આદિથી કવિને "નીર નેવના મોભે ગયા"નો સુખ અનુભવ થાય છે. સાચું કલ્પવૃક્ષ તો કવિને ઉદ્યોગમાં જ દેખાય છે. કર્મ નસીબની વાતો કરનારાઓની તેઓ હળવી મશ્કરી ઉડાવે છે, "ચુના શા માટે કરે, જો નસીબ વિશ્વાસ?" ઉદ્યોગની હિમાયતમાં ધૈર્યનો બોધ પણ કવિ ભેળવે છે. એનું કારણ તેઓ દૃષ્ટાન્ત રૂપે બતાવે છે, "ન ખણાય કુવો ક્ષણમાં ખણતાં" વળી તેઓ લખે છે, "પ્રથમ જ છેલ્લે પગથિયે, પગ કો નહિ પરહાય." કવિ સિદ્ધાન્ત પણ દૃષ્ટાન્ત ગુંથીને મૂકે છે, "ઉત્તમ રચના એ ક્રમ, સૃષ્ટિ વિરંચની વાત, જળચર પછી તરૂ પછી પશુ પછી રચી માનવજાત." 'હાસ માફના પેસે સાન" એ નીતિ એમણે નથી જ "શક્તિ વિચારી કરિયે કામ" એ તેમની સુધારા વાચ્છુઓને શીખ છે, કારણ "તાણી ઉચાળી નવ શકે કદમ ટરે કુદાડ" એના પણ અનેક વ્યવહારગમ્ય ઉદાહરણો કવિ નમ ટાંકે જાય છે. સાધનોની પૂરી સગવડ પ્રત્યેક કાર્યમાં તેઓ માગે છે, કારણ તે વિના તો "ક્રમ ભર્યું ન કરાય" સાગર તુંબડે ન તરાય, મોથના ડામે ઊંટ સાજું ન થાય, અને "ચડે પેંગડે કેમ હિસ્તો

ભણાય?" 'વ્યંતરના વળગાડ' જેવી 'ભૂંડી આળસ'ને વિચારપૂર્વક તજી દેવા કવિ સમજાવે છે.

ભણતર ઉદ્યોગ વિનો ખપનું નહીં એવું જણાવતા કવિ એમ પણ જણાવે છે જે કે, "વિદ્યા બીજ વિગત વડે, વાડી વિનય વવાય; આવી ઠરે ઉદ્યોગ જળ, તો ધનનાં તરું થાય." સંસ્કાર વિદ્યાથી અને સમૃદ્ધિ ઉદ્યોગથી એવું સમજાવતાં 'કવીશ્વર' પ્રજાને એ ઉભયનો પુનઃ પુનઃ આગ્રહ આદરે છે. શિક્ષણ વગરના સુધારાને ધૂળધાણી કહેતા આ બ્રાહ્મણ ગુર્જરનેતા વિદ્યાના સાર્વજનિકત્વ પ્રતિ અંગુલિનિર્દેશ પણ કરે છે.) "વિદ્યા, વનિતા, વૈલિ, ધન, જુએ ન ગુણ કે જાત; જેને સંહવાસે વસે, રહે તેથી રળિયાત." કોયળી (ધન) અને કાગળ (વિદ્યા)નો સંવાદટૂચકો રજૂ કરીને કવિ ભણતરને વરસાદ સમું કહે છે, "ચોમાસું સુધર્યે થકી, સુધરે આખું વર્ષ," તેજ રીતે "ભણિને સુધરે બાળપણ, તો જીવતર ઉત્કર્ષ." "સોનું ને શ્રીમન્ત જન, મોંઘાં દેખે હમેશ; પણ પંડિત પાણી પવન, સોંઘાં હજો સુરેશ,"—એ કવિનો દોહરો તેમના ઉચ્ચાશયી અને વિનમ્ર બ્રાહ્મણત્વનો અર્ક સમાવી લે છે. આ વિભાગમાં જ નિબન્ધ લખવાની રીત તેમજ 'નિશાળનારિ'નું કંઈક કઢંગું વર્ણન પણ આવે છે!

"સમુદ્રમાં વખણાત શું, સીમતણાં સંતાન," જેવું આકર્ષક દૃષ્ટાન્ત યોજીને કવિ દેશાટનનો પુરસ્કાર કરે છે. "વેષ લે વિદેશિનો ને જોયા આગબોટમાં" જેવી બાલિશ શબ્દ સગાઈ કે કોથળાને મુસાફરીના મંદિરનું કઢંગું રૂપક અહીં જ મળે છે! "પડી ફાટ પાષાણમાં, લાગ્યું વચમાં લેપ" એવું વળી વ્યવહારદેખ્યું દૃષ્ટાન્ત મૂકીને કવિ દલપતરામ સંપ સજવા જણાવે છે. કેફ તજો, એ પણ છે એમનો બોધ. વર્તમાનપત્રોને તેમનો ધર્મ તથા મહિમા પણ 'કવીશ્વર' સમજાવે છે. સ્ત્રીશિક્ષણનો ઉપદેશ દેતાં ખુરશી-મૂળ જંગલી પેદાશની છતાં નિશાળમાં માન પામી કારણ કેળવણીનો પ્રતાપ એવું આત્મૌપમ્ય પણ કવિ દાખવે

છે! બુદ્ધિવર્ધક સભાને દોરવાની રૂપ આશિર્વાદ આપતાં કવિ નિશાળો કાઢવા, ચોપડીઓ છપાવવા, સભાઓ રચવા, નિરુદ્યમ નિવારવા, "વિવાહના લગ્નમણાં પ્રથા ઘણાં ઘટાડવા." ભિખારીઓનાં ભૂખ-દુઃખ ભાંગવા, 'નામદાર નારિયો' સભામાં નથી આવતી તેમને ભણાવવા, વિલાયતી વસાણપંચ ખરીદવા સમજાવે છે. કહેવાનું છે કે નર્મદને એ નારાચ છંદની કૃતિ ગમેલી. આજે ય થાય છે કે કવિ દલપતરામ સુધારાની કેવી વ્યાપક સમાલોચના કરે છે! સુધારાની દિશાએ દિશામાં તેમની નજર છે.

લક્ષ્મીથી મોટાઈ મળે પરન્તુ વિદ્યાભ્યાસ વિના તેમાં લાંચિયાપણું આવે એવું સમજાવીને કવિ રાવણને સંભારીને પૈસાનો "વિશેષ શો વિશ્વાસ!" એમ પણ ચેતવે છે. કુંભાર શ્રીમન્ત થાય પણ "ખર ઉપર અંબાડી શુભ લાગે નહિ લગાર" એમ પણ કહે છે. વડાને યાદ કરીને મોટાઓને રુદન કરવામાં પણ મોટા થવા તેઓ બોધે છે. વડા કુટાય છે, તે પર મરચાં ભભરાવાય છે, ખારવાળું જળ તે પર છંટાય છે, વેલણથી વણાતાં તે પીડાય છે, વચ્ચેથી તે છેદાય છે, ગરમ તેલમાં તે તળાય છે, તો પણ પડે પ્રફુલ્લ જ જણાય છે ને! દૃષ્ટાન્તવસ્તુ અહીં અસરકારક માત્ર હાસ્ય પૂરતું થાય ખરું, બાકી એમાં રસિકતા નથી. "ગરીબ પામે ઘર ભલું" કહીને કવિ "ખોટાને લાંછન ચડે" એ જગચાલ પણ ઉઘાડો કરે છે. અમલ કેફ ચડાવે છે તેથી રાજાઓને વિદ્યાથી શાણા થવા કવિ સમજાવે છે. "હાલી ફકરાજને" તો તેઓ ધિક જ કહે છે. પહેલાંના "કૃપાળુ ભૂપાળ ભલા ભણેલા" "નીતિની હદમાં રહેલા," આજે એવું નથી એમ કહેતાં કહેતાં વળી પહેલાંના બ્રાહ્મણો પણ હવે રહ્યા ન હોવાનું 'એક સમે એક ક્ષત્રિ આગળે બ્રાહ્મણે કહ્યું' એ વ્યંગાર્થના મુક્તકમાં તેઓ સંભારી આપે છે. રાજ મળે રાજનીતિ જાણી શકાતી નથી, એ માટે તો જોઈએ રાજબીજ. શામળની યાદ આપે તેમ આ સત્ય સ્ફુટ કરવા કવિ હજામ, નટ, ભિખારી અને

બ્રાહ્મણની, રાજ્યપદ મળે તો કેવી અભિલાષા હોય તે રમૂજી શૈલીમાં વર્ણવે છે. નટ કહે, "ઊંચી આંખો રાખી રોજ ચાલીએ ચૌટામાં ચાહી;" ભિખારી કહે, "ખાંડની તો પુરશીમાં બેહદ ગીત ગાઈએ;" વણિક કહે, "ચાલે નહિ તેટલા જ રાખીએ ચાકરીઆટ;" બ્રાહ્મણ કહે, "મેનામાં બેશીને રોજ જાઉં ભિક્ષા માગવા;" જ્યારે હજામે તો કહ્યું જ હતું, "સોનાનો સજાયો ને શલાકીએ સોનાની કરું." શૂરવીરની ઓળખના છત્રીસ શ્લોક લખીને કવિ વિવેકની ટેક ન છોડવા સલાહ આપે છે. લાંચ એ 'કાળી બિલ્લનું કામ' હોવાનુ કહેતા દલપતરામના લોહીમાં છે જૂના મધ્યકાલીન ધારણમહિમાના સંસ્કાર. "ન્યાયં નિયમ સહુ ગરીબને, સમર્થને સૌ માફ" એવા જુલમી રાજ્યમાં "કરીએ કાગારોળ તો ક્વચિત્ ફાયદો થાય" એવું કવિ શીખવે છે. 'બોલવું' જોઈએ, 'કાગારોળ' કરવી જોઈએ એમ કહે છે એ ય મહત્વનું તો ખરું જ ને? વળી કવિ બીજી સલાહ આપતો સિંહ તથા અજનો ટૂચકો કહીને કથે છે, "જોરાવરને ન જોએ ડાપણ શિખવવા." તે સાથે એમ પણ કહે છે કે "નાનાં બહુ નેવાં મળી, ઢાંકે મોટો મહેલ."

ચડતી-પડતી વિષે લખતાં દલપતરામ પંજાબ-પાદકાદિ ઇલ્કાબોની મુનશી-મિસ્તર રુપે થએલી પડતી તરફ લક્ષ ખેંચીને રમૂજની લહર વહેતી કરે છે. "એક તરફનું સુખ મળે, એક તરફનું જાય; રથ બેસી ચૌટાલણી ચીજો નહિ જોવાય," એવો ઉપદેશ પણ અહીં જ આવે છે. કરજ ભૂંડું, તેથી કસર કરવાની શીખ આપીને તેને સ્પષ્ટ કરવા 'ફુલણજીની ગરબી' જેવી લોકપ્રિય કૃતિ આપણને આપે છે. આ રહી એમાંની કેટલીક મઝાની બોધક પંક્તિઓ,

"પેહેર્યાને પટકુળ બાંધ્યા ચંદરવા રે,
આ ઘર બાળીને ચાલ્યા તીરથ કરવા,
મારા ફુલણજી.

કૃષ્ણજી તો કુવો શોધવા ચાલ્યા રે,
આ ગરથ વિના તે અફીણ ન કોઈએ આલ્યાં,
મારા કૃષ્ણજી."

બોધની પૂર્તિ કરતાં એમનાં દૃષ્ટાન્તો મોટે ભાગે સચોટ જ હોય છે, પણ તેમાં જ્યાં વિનોદની છાંટ હોય છે ત્યાં તેની ચોટ વિશેષ થાય છે. કરકસરની શીખનું આ દૃષ્ટાન્ત જુઓ, "લેખણ ભરી લખવું ભલું, નહિ રેડી રૂસનાઈ."

"જનસ્વભાવ વિષે" એ કાવ્યગુચ્છમાં એમણે મૂકેલાં ટૂંકાં કાવ્યોમાં સજ્જન, મૂર્ખ, કૃતઘ્ની, અભિમાન, વહેમ, નમ્રતા, લોભ, સંતોષાદિ પર કવિએ લખ્યું છે. આ સર્વમાં મહત્ત્વનું લાગે એવું એક ચિરંજીવ કાવ્ય મળે છે, "એક મંડળી એવી સ્થાપો જ્યાં સૌને ઉદ્યોગ જડે." "ઉપજાવો ખોરાક અતિ," "ક્રોડ માણસ કામે લાગે... એવા તો ઉદ્યમ ઉપજાવો," "અતિશે એ વાત શરમની, માણસને ન આહાર મળે," એવાં આદેશ—અપીલવાળું આ કાવ્ય સચોટ ઉદ્‌બોધન તથા કવિનું વિચારપૂર્ણ રચનાત્મક લોકચિંતન વ્યક્ત કરે છે. આર્થિક અવદશાના આવતા ઓળા સામે જાણે કવિ ચેતવણી ઉચ્ચારતા હોય તેવી એમાંની ઉક્તિઓ છે. એનો લય પણ ઉદ્‌બોધનને અનુકૂલ છે. તે સિવાયનાં કાવ્યોમાં કવિ, "સ્વભાવ કુળ સરખો જ" એવી મધ્યકાલીન રુધિરશ્રદ્ધા દર્શાવે છે, "જાતી સ્વભાવ જોઈને, રૂદે ન ધરિયે રોષ; સૃષ્ટાએ ભસવા સૃજ્યું, શ્વાનતણો શો દોષ?" એમ પણ સમજાવે છે, ઠંડક કેલાવી મચ્છરને ફસાવતા સાંચાનું દૃષ્ટાન્ત આપતાં "સ્ત્રીબોધ વિષે વિગતે કરી વાંચો" એવી જાહેરાત પણ કવિનામાં કસાવી દે છે, 'ગમારઆવની' અને 'બીજાની ચરશી તે કરે' વાળી લક્ષણાવલીનાં પદ્ય રચે છે, વહેમ વિષે લખતાં "ભૂપના ભવનમાં સુનો ગમાર ગામડિયો "વાળું રમૂજી મુક્તક પણ આપે છે, "કાગળિયું ચાલ્યું તે ભંગિયે સવાલ્યું કહે" એવા "ભોળા કારભારીઓથી ભલા ડાહ્યા

ભંગિયા" એવું બીજા એક મુક્તકમાં લખે છે. (-દલિતો—અસ્પૃશ્યો અંગેના આપણા વહેમની આમાં ભારે કટાક્ષાત્મક ટીકા છે); અભિમાન પર લખતાં કવિ "ઘૂડ કહે ઘણો જૂનો ચોખો છે અમારો ચાલ"નું લોકપ્રિય બોધક મુક્તક પણ દે છે, અને "સકળમાં અકલ અંધારે વહેંચાઈ છે"—વાળું કટાક્ષભર્યું દૃષ્ટાન્તમઢયું મુક્તક પણ અપાયું છે. ક્યાંક આવો સરળ બોધ પણ છે, "વધે અભિમાન ત્યારે ઊંચી ઊંચી દૃષ્ટિ કરો, તૃષ્ણા વધે ત્યારે ત્યારે નીચા નીચાને નિહાળિયે." નમ્રતામાં પણ અતિશયતા વર્જ્ય છે એ બતાવવા કવિ સ્પષ્ટ દશ્ય આલેખતાં કહે છે, "વાટે કરતાં દંડવત્ લોક હસે ચોપાસ," દૃષ્ટાન્ત પણ આવે જ, "અજા ધરે અતિ નમ્રતા, વાઘ તજે નહિ વેર." સદ્ગુણ કેળવવાના આગ્રહમાં પણ એજ વાત કવિએ લખી છે, "સદ્ગુણ પણ નહિ કામનો, જો પહોંચે હદપાર." લોભ, સંતોષ, ક્રોધ, પક્ષપાત, અદેખાઈ, વાદવિવાદ, આદિનો બોધ પણ દૃષ્ટાન્તો આપીને કવિ બીજાં કેટલાંક કાવ્યોમાં આપે છે.

એમનાં હોપવાચનમાળા માટે લખાએલાં ટૂંકાં કાવ્યો તેમની એક તેજોમય યશકલગી છે. બાળકો અને કિશોરો માટે એ બહુ બોધક અને રસિક નીવડે તેમ છે. એ બાળકાવ્યો અને કિશોરકાવ્યોની વાણી સરલ શિષ્ટ છે અને તેની છન્દરચના પણ સરલ શિષ્ટ છે. દૃષ્ટાન્તો ગુંથવાની તથા તારવી આપવાની તેમની રીતિ પણ તેમાં સુભગ આવિષ્કાર વરી છે. તેમાં વિનોદ પણ છે. સાત્ત્વિક વિચારણા પણ આ કાવ્યોમાં સમાઈ છે. એ બાળકાવ્યો એની ગુણસમૃદ્ધિને કારણે પ્રૌઢવયી વર્ગને પણ રુચિકર નીવડે એવાં છે. ગૂજરાતનાં બાળકોને એ કવિતાએ પાંચ દાયકાઓ સુધી કાવ્યાનંદ અને પદ્યશિક્ષણ આપવાનું મહાન કાર્ય બજાવ્યું છે. એના સામર્થ્યની બરાબરી પછીથી બીજા કોઈ કવિથી કરી શકાઈ નથી. દલપતરામની પ્રતિભાનું એ એક સુભગ ફળ છે.

"વાડામાંથી પાડું એક," "પોપટ બેઠો પાંજરે," "છજાં

જાળિયાં માળિયાં ખૂબ છાજે," "ભણનાં પંડિત નીપજે, લખનાં લહિયા થાય," "આસપાસ આકાશમાં વિશ્વપતિનો વાસ," "માખી બોલી મુખ થકી," "શીઆળે શીતળ વા વ્હાય, પાનખરે ઘડ઼ે પેદા થાય," "એક અડપલો છોકરો, જીવો જેનું નામ," "સુવાક્યથી સ્નેહ સદૈવ વાધે," "દીઠો આજ આબૂ ગિરિરાજ એવો," "જાનેવારી જાણવો ફેબરવારિ ફરી હોય," "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી," "સુધારો થવા સદ્ય વિદ્યા વધારો," "એક વિકટ વનમાં રમે, સિંહ વડો વનરાજ," "ઝેર ગયાં ને વેર ગયાં, વળી કાળાં કેર ગયા કરનાર," "છત્રે થાતી છાંય, છડીધર છાજતા," "શ્યામ ચરણ સ્મરણ મિત્ર સરસ રીત સાચી," "ફૂલણજી તમે ફૂલાવ્યા કેમ ફૂલ્યા રે, ફૂલણજી ?," દલપતકવિતાના બીજા ખંડમાં પુનર્મુદ્રિત થએલાં આ બાળકાવ્યોમાં લગભગ એકેએક કાવ્ય લોકહૈયે અને લોકજીભે વસી ગએલ છે. એમાં બોધ છે, એમાં દૃષ્ટાન્ત છે, એમાં વાર્તા છે, એમાં પદ્યરચનાની વિવિધતા છે, એમાં રમૂજ છે, એમાં અલંકરણ પણ છે, એમાં વર્ણન ઉપરાંત વ્યવહારોપયોગી કોષ્ટકો પણ છે. આ કાવ્યોનો રચના હેતુ વિચારતાં આ સર્વ અંશો સાર્થક છે. દલપતરામની આ કવિતામાં એમની સરલ વાણી, સિદ્ધ છન્દહથોટી, દૃષ્ટાન્તની સફલ રીતિ, અને નિર્મળ બોધની પ્રતીતિકર ગૂંથણી છે.

આ કાવ્યોમાં કવિ દલપતરામે માખીનું બચ્ચું ("માખી બોલી મુખ થકી પ્યારા બચ્ચા પાસ"), વાડાનું પાડું ("વાડામાંથી પાડું એક, છૂટું ચૈને નાઠું છેક") અને અડપલો જીવો ("એક અડપલો છોકરો જીવો જેનું નામ" વર્ણવીને એ દૃષ્ટાન્ત કથાનકો દ્વારા સ્વચ્છન્દતા અને અડપલાં—વડીલોની સલાહની અવગણનાથી દૂર રહેવા. બાળકોને બોધ આપ્યો છે. સર થિયોડોર હોપને પહેલાં એ કાવ્યો બહુ જ ગમેલાં કહેવાય છે ! શાસિત પ્રજા માટેનો શાસકનો દૃષ્ટિકોણ એમાં. રહસ્યપૂર્ણરીતે સમાતો હતો તેથી જ તો ! એમાંના વ્યાપક ઉપદેશને

જોતાં એ કાવ્યો આપણા જીવનમાં સહુને ઉપયોગી નીવડે તેવાં પૂરવાર થયાં છે "નિશાળમાથી નિસરી જવું પાંસરૂં ઘેર" "ભણતાં પંડિત નીપજે," વગેરે વિદ્યોત્તેજક ઉદ્દેશ દર્શીને કવિએ સૃષ્ટિ સમસ્તને નિશાળ સાથે સરખાવી છે. ગાય, ઉંદર, પોપટ, કાગડા વગેરેનાં પદ્યાત્મક ચિત્રો પણ ઉપયોગી તો છે જ. "કીડી કાળા નાગનો પ્રાણ જ લે આ પેર" જેવો બોધ બાળકોને દૃષ્ટાન્તમાંજ કવિ મૂકી આપે છે. "ચોખી ચીજો રાખવી, ચોખાં પહેરો ચીર" કે "સાપ, કેફ ને જળની રેલ, તેની સાથે કરો ન ખેલ," "એક વિવેક વિના નર અંધો," "એક કુટુમ્બી આપણે, એક પિતા પરિવાર," "વિચારીને ચાર ઉચાર વાણી," "એવાં ઝાડ ઉગે જેવાં બીજ વાવીએ," "સંપ થકી સુખ થાય છે," "નમ્રપણામાં સુખ નકી," "નહીં વેણુ જાશે ભલે જાય નાણું." "સુધારો થવા સહુ વિદ્યા વધારો," "ઘર બાળોને ચાલ્યા તીર્થ કરવા, મારા ફૂલણજી," "ઉડે ન તો ય ઠેકવા શિખે વસી વિહંગમાં," "રૂડી વૈદ્યશાળા રચો ઠામઠામે," "શોધો ગુણ સારા રે," "ધરો ગુણ ધીરા રે," આદિ પંક્તિઓ સરલ અને અસરકારક ઉપદેશ આપે તેમ છે. ૧૮૫૭ના 'બળવાખોરો'ને 'હરામીજન', 'પૂરુલ બળવાખોર' કહીને તેમના નિષ્ફળ પ્રયત્નને માટે તેઓ કહે છે કે, "આવી પડ્યું નિજ અંગની ઉપર સુરજ સામું ઉચ્છિષ્ટ ઉડાવ્યું" રાણી વિક્ટોરિયાનો મહિમા ગાઈને "સૌ કહો રાણીની જય થજો સર્વ ઠામે", "ઘણાં વર્ષ જીવો વિક્ટોરિયા", "બહુ વર્ષ સુધી અચલ એનું રાજ, અમ ઉપર હજો" એવી રાજ્યભક્તિ કવિ ઉચ્ચારે છે. "જુલમીરાજની જડ ઉખડી" અને "ફાંસી ખોરા ફેલ કરીને, વનમાં પાડી ન શકે વાટ; ધીંગા કાઢી જટનાં ધાડાં, ઘોડાં ઘેરી ન શકે ઘાટ" એવા ઈશ્વરી ઉપકાર સમા અંગ્રેજી અમલને "ઝેર ગયાં ને વેર ગયાં...હરખ હવે તું હિંદુસ્તાન" એ બત્રીસીએ ચડેલા કાવ્યમાં કવિ હરખથી વધાવે છે. આવાં કાવ્યો એ પછીથી દલપતરામને બહુ અળખામણા કરી દીધા છે? વાચનમાળાની

કવિતામાં રાજભક્તિની કવિતા પણ મૂકવાનું કવિને જ સૂઝ્યું હોય કે પછી હોય જેવાઓની ઇચ્છા પણ તે માટે હોય! હિંદુસ્તાનની વખણાતી ચીજો અને અંગ્રેજી મહિનાઓની વિગતો પણ 'કવિતા'માં કવિ ઊતારે છે! ઋતુઋતુઓનો પાક તથા ભોજનની વાનગીઓ વિષે પણ જ્ઞાન-વિનોદની કૃતિઓ કવિએ રચી આપી છે. કવિનાં આ વાચનમાળામાંનાં કાવ્યો બાળકો-કિશોરોને વિચાર આપે છે, વાર્તા આપે છે તેમ રસિકતા પણ તેમનામાં પ્રેરે છે. એ કાવ્યોની સફળતા ઘણી છે.

દલપતકાવ્યોના બે વિશાળકાય સંગ્રહોમાંથી આપણે તેમનાં ટૂંકાં સ્વતંત્ર, વર્ણનાત્મક, બોધક અને ઉદ્બોધનાત્મક છાન્દસ્ કાવ્યોનો કંઈક વીગતે ખ્યાલ મેળવી લીધો છે. એમાં વચ્ચે વચ્ચે ગેયકૃતિઓ પણ ક્યાંક જોઈ છે. એમનાં પદો, ગીતો, એમની ગરબીઓ, એમનાં ધોળ, આદિનો ગેયકાવ્યોનો ગુચ્છ આપણે હવે અવલોકીશું.

આ ગેય પદ્યકૃતિઓમાં આપણી જૂની દેશીઓ, પ્રચલિત ગુર્જર લોકઢાળો, કવિએ અપનાવ્યા છે. એ પરનું કવિનું પ્રભુત્વ પ્રશસ્ય છે. ગુજરાતને એઓએ અક્ષરમેળ વૃત્તોની તાલીમ આપી છે, માત્રામેળ તથા સંખ્યામેળ છન્દોમાં મુક્ત વ્યવહાર શીખવ્યો છે અને ગેયરચનાના ક્ષેત્રમાં પણ અનેક નાની મોટી કૃતિઓ ઢાળીને જૂના ગુર્જર ગીતપ્રવાહની સાથે અર્વાચીન જમાનાને સંકલિત કર્યો છે. એમાં એમનો લાક્ષણિક હાસ્યરસ; એમની સચોટ દૃષ્ટાન્તકલા, એમનો સાત્ત્વિક ઉપદેશ, એમનાં સારાં વર્ણનો, એમની સરલ શૈલી, લયની એમની કુશલ વિવિધતા આદિ મળે છે. એમાં માર્ગદર્શન છે, ઉપાલંભ છે, ચિત્રણ પણ છે. ટૂંકમાં "કથન હિતકારક", "કહી દીધાં દલપતરામે."

'નરભમરને શિખામણ'નું પદ નિરૂપણકૌશલથી ધ્યાન ખેંચે છે. "નિર્ભય ન ભમિશ રે ભમરા, બહુ બાવળ ક્યાંઇક જ ડમરા" જેવા મનોહર પ્રાસોથી સંકલિત એ પદ સારું છે. દોહરાનું ગેય પદબન્ધમાંનું ગૂંથણ કવિ આ કાવ્યમાં કરે છે. 'દુરાચારીને શિખામણ'ના પદમાં

અટપટી પ્રાસયોજના પ્રાવીણ્યયુક્ત છે. ભોળા જનને માટી જેવો વર્ણવાય કારણ માટી મદિરાથી તેમ ગ ગાજળથી પણ "પલળી જાય", પ્રીતિ વિષેની હોરીઓમા સ યુક્ત કુટુમ્બની પાર્શ્વભૂ પર વિરહનુ ચિત્ર રજૂ થાય, "સ ત વસતના રાગ આતાપે, લાગે છે તે તો લવારો, સ્વામી હોય તો જ તે સારા" જેવુ આનર્ષક વિરહવર્ણન પણ તેમા જ આવે કેરની ગરબીમા કેરીની પત્નીના મુખમા ઉક્તિ મુકાય કે, "આ એ સગપણ કરનારો મરજો ગોર, સાભળ સાહેલી," ગરબીમા માતા પિતાની સ્તુતિથી માંડીને બાળબાળાઓના નિત્યકર્મની યાદી પણ અપાય —"પટકુળ ઝીણા નહિ પેહેરીએ, ગાવા ન જવુ પર શેરીએ", 'છાડીઓને ભણવા વિશે'ની ગરબીમા ન ભણનાર બાઈ તો "ગદ્ધિ જેવી ગામની" એવુ ય લખી નખાય, પ્રભુના રસ્તાની રૂપકમડિત ગરબી રચે કવિ જેમા સીધો મારગ તથા વિશ્વાસરૂપી વળાનાની વાત પણ કરાય, સ્ત્રીરૂપી પેટીની કદગી રૂપકગરબી હોય તેમ રાધિકાના રૂસણાની ગરબી પણ આવે, ખારા પાણીમા નાણુ નાખ્યુ તે ઝાડ શાનુ થાય એ બતાવતા કવિ રોગસટ્ટાની ગરબીઓ એવી રચી આપે, જે રસ્તે ગાનાગાઓ ગાના કરે, રામસીતાના ધોળ અને મોચીના પત્થરને શિખામણનુ ધોળ પણ હોય, જેમાંનુ પાછલુ ધોળ તો આપણા એક પીઢ વિવેચકનેય * આવકારવા જેવુ લાગ્યુ છે, મનરૂપી હાથીની કે ગાનનુની ગરબી પણ અ દર આવી જાય,—'દલપતરામ'ના ગેયકાવ્યોના વિશાળ સમૂહમા અનેક વિષયો મળે તેમ છે સામયિક માટે લખાયેલી આ કૃતિઓમા વિરહની કેટલીક ઢબી અને ઉપદેશ સાગ છે તેમા ભરત ચિત્ર શીખવાની કે નિશાળે આવવાની ગરબીઓ છે તેમ પૃથ્વીરૂપી નારીની પણ ગરબી છે "ફુગરા દુર થકી રળિયામણા રે"ની ગરબીમા આકોલીયા, મણિધર, શ ખલી, આવળના ફૂલ, કે કાચના દૃષ્ટાન્તો કવિ ગુથે છે "સાખી ચાલે તે માણસ મોટુ રે" એવો બોધ નારી આપતી ઘેતી મુસાફરની ગરબીમા સ્મૂજ પણ છે 'મદિના'ની

* પ્રા (બ ર ત્રિવેદી—'વિવેચના'

ગરબીમાં વર્ણન ૩૯ છન્દનાં મઝાનાં છે. "સૈયરોને મળવા વિષે"ની ગરબીમાં વર્ણનમાં ગતિ છે. કેટલુંક વર્ણન સાદું છતાં આકર્ષક છે, "ચળકતી ઓઢી ચુંદડીએ...હંસની ચાલે ચાલતી રે, હાં હાં રે, જાણે ઢેલ ઠમકતી;...હાં હાં રે છૂટે છેડે છબીલી...કપૂરતણા જેવા ક્યારડારે, હાં હાં રે અંગે એવી ઊજળીઓ...ઈશ્વરી માયા એ ખરી રે," ઇત્યાદિ.

'હંસકાવ્યશતક,' 'માંગલિક ગીતાવલિ' અને '૨૨૭ ગરબાવળી' એ ત્રણ કૃતિઓ, વસ્તુતઃ ટૂંકાં કાવ્યો, ગીતો, પદો કે ગરબા-ગરબીઓના સંગ્રહો સમી જ છે. એમાં વિવિધ વિષયને કવિએ છેડ્યા છે. આપણે એ ત્રણે કૃતિઓને, ટૂંકાં કાવ્યોના વિભાગની આ પુરવણીમાં જ સમાવી લઈશું.

'હંસકાવ્યશતક,' એટલે સો છુટા શ્લોકો—પદ્યખંડોનો મુંબઈના ક્ષુદાણા શેઠ હંસરાજ કરમશી માટે રચાએલો બોધક કાવ્યોનો ગુચ્છ. કથાનક, દૃષ્ટાન્ત, વિનોદાદિ ઉપરાંત શ્રોતા શેઠના નામની પદ્યમાં ચમત્કારિક અક્ષરગૂંથણીનું મનોરંજન પણ તેમાં છે. ઈશ્વર, કવિ, ચડતીપડતી, અભિમાન, પ્રીતિ, ઉદ્યોગ, લોભી, કંજૂસ, દુર્જન, ભોળી સ્ત્રી, સત્સંગ, વચનવિવેકાદિ પર તેમાં બોધપ્રદ કાવ્યો, શ્લોકો છે. કવિ એને 'રાજનીતિ અંશ' કાવ્ય કહે છે. મંગલાચરણમાં ઈશ્વર-પ્રાર્થના છે, "હૃદય સભાસદોનાં રંજન કરી શકું"—એ છે તેમનો અભિલાષ. 'સત્સંગ'નો મહિમા સમજાવતાં ક્યાંક સંદિગ્ધતા આવે છે, "ધીરે ધીરે ધીરવી ધીરવીને ધરાવી ધીર, અધીર અધીરિયાની ધીર નાંખે ધોઈને." "અદેખાનું શરીર સ્વભાવથી સુકાય છે" એવું કહીને કવિ અદેખાને ક્લોરેટ પોટાસ તથા ગંધક છાની રીતે ઘૂંટતા અને પછી ફટાકો થતાં ફજેત થતા ચોર સાથે સરખાવે છે. ક્રૂર ને કઠોર પણ મળી જાય તેનું ઉદાહરણ કાળાક્રૂર નાગ અને શેખની વાત સમજાવીને આપે છે કવિ. વાણી અને વાણિયાના દ્વિઅર્થી શ્લોકોમાં "પંડ્યાણીનું પૂરું કુળ પૂછ્યા પાખી ઝીછી લૈએ, દીકરાનું નામ જ્યારે દાઉદીઓ

જાણીએ" જેવો વિનોદ, 'ઉપમા વિના આનંદ ન ઉપજે, એ તો પુરાતન રીત છે પંડિતાઈની એવી નાદષ્ટિ, કોકિલને શ્વેત જોઈ એવા જોગીજનને કહેવાય કે અશ્વનો પ્રસવ થયો લાગે છે કે પછી એપ્રિલ ફૂલનો દિવસ છે, "પાણી જ ચૂનો વિચાર કરતા પ્રથમ, આપના જ અંતર તરફ ચિત્ત આપિયે" એવો સદ્બોધ,—વગેરે અહીં છે ભોળી સ્ત્રીની વાત છાની રહેતી નથી તેથી 'સ્તનરૂપી ફોડલા થતા હશે જ તેહમા" એવું જુગુપ્સાજનક આલેખન પણ નિર્ભય કરી શકે છે' તનતનમાં વ્યાપતું તે વીજળીના તાર, રોમરોમરૂપી ગામો, મગજ એ મહાનગરીનો મુકામ, વગેરે રૂપકયોજના છે તે જ પ્રકારે શરીર શેતરંજ પર સુવિચાર કુવિચાર એ બાદશાહો, મન તે વજીર, તેના તરંગ તુરંગમોને સ્થાને, દષ્ટિ ઊંટ જેવી, શ્વાસ હાથીરૂપ, આદિ વર્ણવ્યાં છે "પાડું માગવા થકી પીડા પમાય પાનિયે," "દિવસે આકાશ એ જ રાત્રિએ પાતાળ છે," "કહો, ખરું રાખે કોણ આધીન કરમનું શિયાળામા ઓઢે શીદ ગોદડું ગરમનું?" એવો દષ્ટાન્તગૂંથ્યો ઉપદેશ અને વિનોદ પણ કેટલાક કાવ્યોમાં કવિએ ભર્યો છે આગણાના આવળ॥ ભાવિ ઉપયોગ કાજે લડયા કરના સુતારભાઈઓ સાથે ધર્મ માટે લમણાઝીક કરનારાઓની તુલના, એવા કથાનકો પણ તેમા છે "લિપિ વખાર્યન લખાઈ" તોય શું? લાયક લખાઈ તો ઘણું, એ બોધ પણ પછી તો આવે છે 'હંસનાવ્યશતક' જેને માટે રચાયેલું તે શેઠ હંસરાજનો કુળપરિચય આપતો દોહરો આ કવિતામા અંતર્ગત થયો છે —

1 "પ્રેમે પુણ્ય કરે ને અહંપદ ન લાવે ઊપર,
મહા સુકર્મની બણી સદૈવ નયન ધામ
બારીક સત્ય સિંધુને જ ગણી રહી કરે શ્રમ,
ઈશ્વરનો હરરોજ જપ છબે જાપ્યો જાય,

'નોરતછ કુસંગનો હોંશી સજે તત્ત્વ સંગ,
પુસ્તક કળશ જળે શીતળ સ્વગુણો થાય;
ત્રણે લોક ભાગે તુચ્છ, ભક્તિની જ વાત ભાવે,
છેવટ અગુણે પદ લોભી તે જણ જણાય."

કવિ આ સો 'પ્રબંધ'ના ઉપસંહારમાં પણ હેતનો એક ઇન્દ્રવિજય છંદમાંનો સુભગ શ્લોક આપતાં અંતે કહે છે, "દિલ હેતની નિર્મળ નેણુ કમોડી". આ કાવ્યોનો હારડો વસ્તુતઃ સ્વતંત્ર કાવ્યોનો જ બન્યો હોય એવો છે.

'માંગલિક ગીતાવલિ'માં કુલ એકસો એકતાળીસ ગીતોનો સંગ્રહ છે. વઢવાણ રાજ્યના આમંત્રણે રચાએલી આ ગેય કૃતિએ આપણા જીવનનું સાદું, મનોહર, મધુર, ઉલ્લાસભર્યું તથા બોધક ચિત્ર સર્જે છે. એમાં મધ્યકાલીન કૌટુમ્બિક સંસ્કારની સૌરભ પ્રસરેલી છે. મંગલાચરણથી શરૂઆત કરીને 'કવીશ્વર' જન્મઅવસરનાં ગીત, હાલરડાં, વર્ષગાંઠ કે નિશાળે બેસાડતી વેળાનાં ગીતો, વેવિશાળની ઉજવણી કે કન્યાનું મોં જોતી વેળાનાં ગીતો, વડીપાપડ કરતી વખતનાં કે કંકોતરી લખતી વેળાનાં ગીતો, માંડવામુહૂર્તનાં કે વિવાહ અંગેની ચીજો મંગાવવાનાં ગીતો, વર-કન્યાનાં મન હળે તે વિષેનાં ગીતો, લગ્નવિધિએ અને લગ્નોત્સવના વર્ણનનાં ગીતો, તેમ છેવટે પહેરામણી—કન્યાવિદાય અને તેની ય પછી અંતમાં સીમંતપ્રસંગનાં ગીત 'માંગલિક ગીતાવલિ'માં કવિએ રચ્યાં છે. આપણા સંસારનો ઉલ્લાસ, એની સામાજિક છબી આ ગીતોમાં સુરેખ અને સુંદર રંગોમાં ઊપસી આવી છે એમ કહેવું જ ઘટે. દલપતરામની કવિતામાં આમાના ઘણાં ગીતો અનેરું આકર્ષણ પ્રેરે તેવાં છે.

બ્હેન ભાણેજડાં કે ગોર-ગોરાણી વિનાનો માંગલિક અવસર સૂનો જ એ આપણી ભાવનાને ગાતા કવિ શણગારેલી સાઢ મામાને ઘેર જાય, ભાટ-ભવાયાને શિરપાવ અપાય એવું એવું જન્મોત્સવનું વર્ણન કરે

છે. "દૂધને ચૂવે ઉભરાવા દઉં, ભાઈને હું તો તેડી લઉં" સમા સ્વાભાવિક ભાવોદ્રેકને વ્યક્ત કરતાં તેઓ હાલરડાં પણ આપે છે. ઘોડલે ચઢીને ભણવા જતા કુંવરના વર્ણનમાં કવિ અભ્યાસક્રમની ટીપ પણ ઉતારે છે! ("રાણી વિક્ટોરિયાના રાજ્યમાં, વિદ્યારૂપી રે, રૂડો રસાળ, સાહેલી રે આંબો મોરિયો" એવો મઝાનો ઉપાડ કરીને કવિ સ્વદેશની મમતા તથા વિદ્યા ઉદ્યોગની વૃદ્ધિ પણ ભોપે છે.) "અમરવેલ આકાર ઓઢો ચળકતી ચૂંદડી" એવી કન્યાનું મોં જોતી વેળાનાં ગીતમાં પણ સુભગ વર્ણન છે. ઘીની ટાંકીઓ અને ખાંડની વખારોની ઉમંગભરી તૈયારીઓ કવિ વર્ણવે છે. સાંઢીને નાગરવેલનો ચારો નીરવાનું ય કવિ ગવરાવે છે. અર્વાચીન જમાનાના ચિતારાને વર્ણવતાં તેનાં ચિત્રોના વિષયમાં કવિ આગબોટથી માંડીને મુંબઈના ટાઉન-હૉલને સમાવે છે. બન્ને પક્ષે ગવાતાં ગીતોમાં વર-કન્યાનો પંખીઓ અને છબીઓ દ્વારા સ્નેહપરિચય, પરસ્પર સમસ્યાઓ દ્વારા મનપરિચય, હિરેખડાની રકને તેની ભાભી પણ રંગ ચડાવે—"શું ભોળા થયા રે, નીરખ્યા વિના એનું નૂર?" સિંહલદ્વીપના હાથી તથા અરબસ્તાનનાં ઊંટથી માંડીને મેવાડી મોળિયાં કે વિસનગરના વાડકા મમાવવાની હોંસનો વિષય પણ કવિનાં આ ગીતોમાં મળે છે. એમાં બન્ને પક્ષ મંગલ પ્રભાતિયાં પણ ગાય છે, કન્યા મા આગળ વર વર્ણવે અને ઘરકેરી સ્ત્રીઓ જોષીનો ય ઊધડો લે તેવાં વર્ણનો પણ આ ગીતાવલિમાં છે.

વરઘોડાનું પેલું લોકવાડીલું ગીત "માલણ ગૂંથી લાવ ગુણિયલ ગજરો" પણ કવિ રચે છે. મોસાળાનાં, ગણેશસ્થાપનાનાં, જાનનાં ગીતો તેમાં છે. હસ્તમેળાપના ગીતમાં વાદ્યોનો ધ્વનિ કવિએ શબ્દાંકિત કર્યો છે. "ઢોલ ઢમક્યારે, વર-વહુના હાથ મળ્યા; હાથી ચમક્યારે, વર-વહુના હાથ મળ્યા" એવું વેગીલું વર્ણન પણ એ જ અંગે કવિ આપણને આપે છે. સપ્તપદીનું ગીત લખીને કવિ વધૂ નવા ઘરની સજાવટમાં ઘડિયાળ, વિલાયતી વાજું વગેરેથી સાહેલીઓને મુગ્ધ કરે છે એનું ય ચિત્ર આપે છે. ભોજન વિધિનાં ગીતોમાં મિષ્ટાન્નોની યાદી જ કવિ આપી દે છે; જે હજી તાજા ગયેલા સાપરાધિયા

જમાનાને તો કદાચ દૌર્ભાગ્યભાવ પણ પેદા કરે ! કવિ તે પછી તો સદ્‌ગુણના સાન્નિધ્યા સુખડાનું ગૌરવગીત ગાય છે "રંગરસ કન્યાની ચૂંદડીએ ચળકે રે, રંગરસ વરની પાઘડીએ ઝળકે રે," એવું પણ ગૌરવગીત છે "તારે દોરડિયે દશ ગાઠ, ધબીની દોરડો નવ છૂટે !" એ કંકણદોરા છોડતી વેળાના ગીત પછી માતાને વધામણું દેવા જતા ગાનાના ગીતમાં પ્રત્યેક પંક્તિના પ્રથમાક્ષરોમા વઢવાણપતિ મહારાણા શ્રી દાજી ગજ્જી, દેસાઈ હરિદાસ વિહારીદાસ કામ્ભારી—ઉભયના નામો મઢી દેવાયા છે. વર્ણન, ભાવના, પ્રસંગવૈવિધ્ય, લયમાધુર્યાદિને કારણે આ ગીતાવલિ સુવાચ્ય થઈ છે એમા સૌન્દર્યદૃષ્ટિ ઠીક ઠીક આવિર્ભાવ પામી ન્હી શકાય 'અર્વાચીન કવિતા'મા શ્રી સુન્દરમ્ શબ્દાર્થચમત્કૃતિ અને બોધાત્મકતા પર આ ગીતાવલિમા સૌન્દર્યનો જય નિહાળે છે. "ભાઈને પારણિયે પોઢાડુ, આછી પામરી લૈ ઓઢાડુ"વાળુ પહેલુ હાલરડુ, "મેંકે છે પડો પાનડી, સોરભ સારી પસરાય, ભમરા તેથી લોભાય, ઓઢો ચળકતી ચૂંદડી"વાળુ કન્યાના મોસાળાના પહેલુ ગીત, "જી રે પીઠીમા કેસર કસ્તૂરી, જી રે પીઠીમા કહીએ કપૂર, લાડકડાને પીઠી ચઢે" વાળુ પીઠીનુ ગીત, "માલણ ગૂંથી લાવ ગુણિયલ ગજરો" વાળુ વરઘોડાનુ ગીત, "માથે બાધ્યુ મેવાડી મોળિયુ, જોઈ અતર ઊપજે વ્હાલ જિયાવર કાન્તિ લગી તોરાની હું શી કહું, ભમે ભમરા લેવાને સુગન્ધ"વાળુ વર તોરણ ચડે ત્યારનુ ગીત પહેલુ, "વર કન્યાના હાથ મળ્યા" એ ગીત, "ત્રાજવુ લીલુ ગોરા ગાલમા રે, લીના નાગરવેલના પાન, સુંદર શોભા વરણવુ"—એ ચોરીમા બન્ને પક્ષે ગાવાનુ ગીત, કે 'રંગરસ માંડવામા ધોળાય રે, રંગરસ સાજનને છટાય રે" એ ગોરનુ સાતમુ ગીત, કાં તો સમગ્ર રચનાપરત્વે અથવા ક્યાંક તેમાની અમુક પંક્તિઓ પરત્વે આ ગીત સમુચ્ચયનુ રમણીયત્વ સૂચિત કરે તેમ છે

'કચ્છગરબાવળી,' કચ્છના રાણી તરફથી દીવાન મણિભાઈ જશભાઈએ રચાવેલી એકસો ત્રણ ગરબીઓની કૃતિ છે તેમા બે ઘોળ

છે જ્ઞાન અને ઉપદેશની એ ગરબીઓમાં ઉપર્યુક્ત 'ગીતાવનિ' જેવું આત્મમાધુર્ય કે રસતત્ત્વ નથી, છતાં કરાચ સચોટ ચિત્રણો, ચ્યાક મર્મસ્પર્શી અન્યોક્તિઓ, તો ક્યાંક સૂક્ષ્મ વસ્તુને સરળ સુગમ સ્વરૂપ અર્પતી કવિત્વશક્તિનો અનુભવ તો થશે જ સમગ્રતયા 'કચ્છ ગરબાવળી'નું વસ્તુ જ ઊર્મિલીન નથી નિરૂપણ પણ સીધું બોધાત્મક જ છે આ કૃતિસમૂહનું વૈશિષ્ટય ગણી શકાય તેની અન્યોક્તિયુક્ત ગરબીઓ, જેવી કે નાતર ગજ સોયની ગરબી કપાસ–વાદળી–રેંનડી–નેતર તાડ કેળ નંટોળિયા જનાળા આરસી ઇત્યાદિની ગરબીઓ એમાં એક ભાવપ્રતીકને પસંદ કરીને કવિ તે પરથી ફલિત થઈ શકે એવો બોધ ન સૂચવે છે, અથવા સ્પષ્ટ પણ કરી આપે છે "ગાઈ ગરબી એરંડી નામે, પણ અર્થ જુદો છે પરિણામે, દીધી સિખામણ દલપતરામે," એ એમનું કથન ન આખી સર્વ ગરબીઓ માટે છે ચાર ભાગમાં યોજાએલી આ ગરબીઓમાં પ્રથમ વિભાગમાં ઈશ્વરના નામ તથા તેની દયાથી શરૂ કરીને બાળબાળાઓના નિત્ય મંત્રી, કક્કો ભણવાની, સાત વાર તિથિ મહિનાની અને પાસ રેંનડી આરસી આદિની અન્યોક્તિ ગ્રથિત ગરબીઓ સમાઈ જાય છે બીજા વિભાગમાં અદેખા જનાસાની કુડ સ્ત્રીની એરંડીની, શિખામણની ગરબીઓ છે ત્રીજા ભાગમાં નીતિ, વચન વિવેક, સત્સંગ, ઉદ્યોગ, પ્રભુભક્તિ, શિયળ, વીજળી, પ્રેમ વગેરે પરની ગરબીઓ સમાઈ છે છેવટના ચોથા વિભાગમાં વિદ્યા વેનડીની, ધીરજની, ફરજની આ રાશ અને નાળની ઈશ્વર વિનેની, ઘૂમીને ગાવાની અને બીજી ગરબીઓ છે છેલ્લા ભાગમાં મહારાજ એ ગાગ_ની ગરબીઓ પણ છે આ ઉપરાંત પણ બીજી ઘણી ગરબીઓ દરેક વિભાગમાં છે શિખામણ આપતી ગરબીઓ કરતાં અન્યોક્તિમંડિત ગરબીઓ કે આ રાશ અને નાગ જેવી વર્ણનાત્મ ગરબી વધુ મહત્ત્વની છે

કક્કો શીખવતી, સાત વાર સમજાવતી, નિત્ય મંત્ર ગણાવતી, બાર મહિના વર્ણવતી, નઠારાં ગીત ન ગાવાનું કહેતી, અદ્ભની ગીત

બતાવતી, ગરબીઓ સામાન્ય સદુપદેશ અથવા માહિતી આપે છે એવી બીજી કેટલી- ગરબીઓમા સુધરે તો સુધારિયે નહીંતર નિભાવીએ-એવો, જુદા જુદા ગુણ ઠામે ઠામે દેખાય છે જ માટે ફોગટ ફુલાઈ જવુ નહીં-એવો, "ઋષિયે ઉચ્ચાર ચિત્ત ની વિચાર"-એવો, "અતિ આગ્રહમા નથી સ્વાદ"-એવો, "સાચુ જાણો સ પથકી સુખ થાય રે"-એવો, અથવા તો "પોતાના ટટા પોતે જ પતાવજો, સમજુ હો તો જશો ન નહિ સરકાર જો"-એવો વિવિધ બોધ ભર્યો છે એના સમર્થ-દૃષ્ટાન્તો ચોટવાળા અને ખ્યાલ વિનોદની છટવાળા છે ઉદ્યોગની ગરબીમા કવિ કહે છે, "ઈશ્વર નહિ રીઝે આ ગરબુ, એ તો માણસને જમા સરખુ." "અમૃત જેવા ઉત્તમ ભોજન પીરસ્યા રૂડી પેર રે, પણ તે પર સર્પે ગળ નાખી તો તે સર્વ ઝેર" એવુ શિયળ વિનેનુ દૃષ્ટાન્ત જુઓ.

એમતી અન્યોક્તિગ્રથિત ગરબીઓમા વર્ણન દ્વારા જ બહુધા ઉપદેશ છે એમા સામાન્યત વર્ણ્ય વસ્તુના વર્ણનથી કૃતિ શરૂ થાય છે અને અત પામે છે તો ક્વચિત્ એની પાછળનો બોધ અથવા ઉપમેય વસ્તુ સ્પષ્ટ કરાઈ પણ હોય છે શેરડીનો મધુર મૂગો પરોપકાર, વડનાઈનો વિવેક, કેળની નમ્ર સમૃદ્ધિ આમ્રની નિખાલસતા, ગામડીની શૌર્યગૌરવતા, નરોળિયાની હાની ક્ષણજીવી મગરૂબી, જવાસાની અદેખાઈ, ઇત્યાદિ સુરેખ રીતે દલપતરામ વર્ણવે છે છેવટે દ્યાક કવિ કહે છે પણ ખરા, 'રૂડી સમસ્યા છે દલપતરામની' આવી ગરબીઓ માથી એક બે અવતરણો અહીં લઈશુ —

"લોકે તુજને ગણી લીધો રે, મજબૂત નહિ તુજ મૂળ
વગ મળ્યુ વરસાદ થકી તુ પણ થયો પ્રતિકૂળ"
(અદેખા જવાસાને)

"મૂળ ગયા મોગા તરવરના, નાની તુ નિશ્ચિન્ત રે,
મોટી બુદ્ધિ તુજમા માનુ, રૂડી નાગી રીત"
(નેતર નમનારી વિશે)

"સ્વદેશની મમતા મનથી નવ મૂકીએ, મો એ મો કદિ સંકટ આવે શીષ જો," એવું સ્વદેશાભિમાન પણ આ 'ગરબાવળી'માં કવિએ ગાયું છે. ભલભલાને ભાન ભુલાવતા જુવાનપુર જતાં "ઝાઝી છતનો છંછણાટ છાંડો" કે વડોદાની વાડીના વર્ણનમાં તેથી હર્ષ-શોક ન લાવવાનું કવિ જણાવે છે. ગરબીમાં આવો વૈરાગ્યનો ઉપદેશ પણ કવિ મૂકે છે ખરા! સ્ત્રીને સાચા શણગાર સદ્‌ગુણમાં બનાવતા કવિ ઉદ્યોગની મેંદી, નમ્રતાની નથ, ઉદારતાનો અછોડો, શરમનું અંજન, કીર્તિનું કંકુ, ઇત્યાદિ સૂચવે છે. દમ્પતીને નિષ્કામહિમાનો બોધ આપતાં કવિ કહે છે, "નેણ આપણાં તે આપણા જ કામનાં રે લોલ, પારકાં નેણાં તે નેણાં નામનાં રે." સર્વસારસંગ્રહની ચોપડી પણ ગરબીનો વિષય કવિ બનાવે છે! પૃથ્વીરૂપી ગાલીચાની મુગ્ધભાવી વર્ણનાત્મક ગરબી અને આકાશ તથા કાળ વિષેની એથી પણ વધુ કલ્પનાસૌન્દર્યવાળી છતાં સરલ સુરેખ તસ્વીર ચીતરતી ગરબી કવિકલમ આપણને આ ગુચ્છમાં જ આપે છે. "જોયા બે જૂના જોગી રે, કહે સૈયર તે કોણ હશે? નથી નિર્બળ કે કાંઈ રોગી રે...બંનેની એક જ કાયા રે, એક સ્થિર રહે, એક દોડે રે...પણ જણાય જોડે જોડે રે..." વગેરે સરલ ચમત્કારિક વર્ણનમાં કલ્પનાનું ગૂઢ ભવ્ય સૌન્દર્ય 'કવીશ્વર'ની ટૂંકી રચનાઓમાં ઉત્તમ ઉત્કર્ષ ધારણ કરે છે એમ કહી શકાય. 'આકાશ અને કાળ'ની ગરબી આપણી ગરબી કવિતાની એક ચિરંજીવ કૃતિ વર્ણવી શકાય. વિષય ગંભીર, અલૌકિક અને અતીન્દ્રિય છતાં નિરૂપણ કેટલું સરલ, મૂર્ત અને વાસ્તવિક થયું છે એમાં? ગરબીના સ્વરૂપને અનુકૂલ એવું જ એ વર્ણનાત્મક કાવ્ય છે.

તાનમાં ગાવાની ગરબીમાં, "આવો ભૂગોળવિદ્યા ભણિયે રે..... ગુણ ગણિતવિદ્યાના ગણિયે રે"માં કવિને તાન પ્રેરનારું બળ લાગે છે! પ્રશ્નના ઉત્તરની ગરબીમાં પ્રશ્નો નર્યા ગદ્યમાં જ ઢળાયા છે. તેવી જ બીજી ગરબી "હાં હાં રે કનક કટાય નહીં"માં પણ નર્યું ગદ્યાળુપણું જ છે. એક ગરબીમાં "મુરખ આગળ કાગળ બોલે નહીં"—થી મંડાતું કથાનક પણ છે.

કવિ દલપતરામનાં ટૂંકાં કાવ્યો તથા તેના ગુચ્છોમાં આપણે કવિનું વિવિધ પદબંધો પરનું એકસરખું પ્રભુત્વ, ભાષા પરનું કુશલત્વ, દૃષ્ટાન્તવાર્તાનું આકર્ષક ગૂંથણ, અવલોકન અને એના વિવેકનું મિશ્રણ જોઈએ છીએ. એમના ગીતોને અનુલક્ષીને એમને આપણા પ્રથમ સમૃદ્ધ અર્વાચીન ગીતકવિ પણ કહેવાયા છે. જૂના ઢાળ એમણે આપણી કવિતામાં અખંડિત રાખ્યા એ તેમની સેવા છે. એ સાચું છે કે નવા પ્રવૃત્તિપૂર્ણ યુગને અનુલક્ષીને વિવિધ વિષયો તેમાં આવ્યા છે અને નિરૂપણમાં વસ્તુપ્રાધાન્ય નજરે ચડે તેવું છે, તોપણ ક્યાંક ક્યાંક શબ્દાર્થચમત્કૃતિઓ તથા કલ્પના પણ પ્રશસ્ય નીવડી છે. વ્યવહારશાણા શબ્દનિપુણ શિક્ષકનું વ્યક્તિત્વ પણ આ કૃતિઓમાં તરે છે. આ ટૂંકાં કાવ્યોના વિભાગમાં ગેય કૃતિઓ છાન્દસ કાવ્યો કરતાં વિશેષ કલાત્મક જણાય છે, જો કે એમનાં કેટલાંક દૃષ્ટાન્તાત્મક બોધક મુક્તકો ચિરંજીવ નીવડે તેમ છે ખરાં.

'કવીશ્વર' દલપતરામ ડાહ્યાભાઈનાં લાંબાં કાવ્યોમાં કેટલાંક ઉદ્બોધન—ભાષણકાવ્યો છે, કેટલાંક પ્રસંગવર્ણનનાં કાવ્યો છે, કેટલાંક અંજલિકાવ્યો છે, તો કેટલાંક આખ્યાનો પણ છે. "હુન્નરખાનની ચઢાઈ" 'જાદવાસ્થળી' 'સંપલક્ષ્મીસંવાદ,' 'ગુર્જરી વાણી વિલાપ' 'રાજવિદ્યાભ્યાસ' ભાષણકાવ્યો છે', 'અંગઉધારનો ઝઘડો,' 'ફાર્બસવિલાસ' પ્રસંગકાવ્યો છે. 'ફાર્બસવિરહ,' 'વિજયક્ષમા' અંજલિકાવ્યો છે, 'વેનચરિત્ર' આખ્યાન છે.

ઈ. સ. ૧૮૪૮માં રચાએલા 'અંગઉધારનો ઝઘડો' — કાવ્યમાં ગરજુ તથા લોભીના મેળાપમાંથી ઉપજતી વિષમતાનું રમૂજભર્યું કથાત્મક ચિત્ર રજૂ થાય છે. દુન્યવી 'ડહાપણનો ઉપદેશ' અંતે છે કે 'ઘરે રહું લઈને જે નાણું ધીરશો તો સુખે સૂશો!' 'પ્રથમ નમું ગણનાથને" કહીને તરત જ કવિ બીજી જ પંક્તિથી "શાહતણે ઘર સંચર્યો ગરજુ દરદી જન," એમ વાર્તાનો તાર કાંતવો શરૂ કરે છે. એમનાં કડીઓમાં

તો દોહરા અને ચોપાઈમાં કાવ્ય પૂરું પણ થઈ જાય છે. કવિની આ એક પ્રારંભિક કૃતિ છે. એમાં કથનનું તત્ત્વ વિશેષ છે. કૃતિરચનાનો સમય, કૃતિનો સાર વગેરે દર્શાવી છેવટે શ્લેષનો ચમત્કાર દાખવી કાવ્ય પૂરું કરે છે," એક ગામ ચડતાં ગયું ગરબડિયું ગાજ; મોળ ગામ શિરપર ચડે, કહો રહે ક્યમ લાજ?" આ કાવ્યમાં જે પ્રસંગ વર્ણવાયો છે તે મૂળ તો કવિના પોતાના જીવનનો જ એક અનુભવ છે. આ કાવ્યને કવિના વ્યવહારુ શાણપણ, વિનોદ, વાર્તારસ કે બોધના પ્રથમ કલાત્મક રૂપ તરીકે માન મહત્ત્વ આપી શકાય. કવિએ કાવ્યની શરૂઆતમાં કાવ્યની 'હકીકત' એત્રણ લીટીના ગદ્યમાં પણ સૂચવી છે.

સુરતમાં ચ્યાર્લ્સ ફાર્બસ સભાઓમાં વંચવા રચેલાં 'હુન્નરખાનની ચડાઈ,' 'જાદવાસ્થળી,' તથા 'સંપલક્ષ્મીસંવાદ' એ ત્રણ બોધક કાવ્યો છે. તેમાં હુન્નર-ઉદ્યોગની સ્વતંત્ર પ્રતિષ્ઠા, એકતા અને મદ્યપાન-નિષેધની આપણા જીવનમાં હિમાયત એમણે કરી છે. એમાં કાલ્પનિક વાર્તાપ્રસંગોની ગૂંથણી હોવાથી એ ત્રણને વાર્તાકાવ્યો કહી શકાય એમ પણ છે. 'જાદવાસ્થળી'નું વસ્તુ પૌરાણિક હોવાથી તેને આખ્યાન કાવ્ય પણ કહેવાય. આપણે ત્રણેને બોધકાવ્ય તરીકે વિચારીએ તો સરલતા રહે તેમ છે. કવિ દલપતરામનાં ફાર્બસમાં ગવાએલાં—એમણે પોતે જ વંચવા રચેલાં—આ પ્રથમ લાંબાં કાવ્યો છે. એ ત્રણેમાં ઉપદેશવામાં આવેલો વિચાર, સાચે જ, અર્વાચીન કવિ તરીકે એમને પ્રથમ પદ અપાવે તેમ છે

'હુન્નરખાનની ચડાઈ' કવિનું સ્વદેશીની હિમાયતનું નવું જ વસ્તુ લઈને રચાએલું કલ્પનાનું વાર્તાકાવ્ય છે. કુલ એકસો ને સાઠ કડીઓમાં મોતીદામ—દોહરા—હરિગીત—સવૈયા—નારાચ—ઝૂલણા કે પધરી—ઘનાક્ષરી છંદોમાં કાવ્યની વાર્તા ગોઠવાઈ છે. પ્રભુના અગણિત ગુણોને વારંવાર વંદન કરીને સંમુખ બેઠેલા સજ્જનોને 'સુંદર

ભાપણુ 'માની ' ચિત્રેની વાત' કવિ વર્ણવે છે અને તરત જ વાર્તાના રૂપક શૈલીના પાત્રોનો પરિચય અને વાર્તા પણ પ્રારંભ પામી રહે છે. ચીનવિલાયતનો હુન્નરખાન, પ્રધાન યંત્રખાન તથા સરદાર ગાદરપાટની મદદથી, આપણા ઉદ્યમપુરના વણરાજ અને તેના ભાઈઓ અફીણ—મજીઠ પર આક્રમણ લઈ આવે છે. વહેમખાન અહીં—ઉદ્યમપુરમાં રહીને જ મદદ કરનાર છે. આડા આવનાર છે કેવળ 'સાહિબ લોક' કાગળ, કાચ, બિલોર, તજ, ખાંડ, રેશમ, ચા, વગેરે સરંજામ દુશ્મનપક્ષની યુદ્ધસામગ્રીમાં ભર્યો છે. આપણો અફીણરાજ ચીનમાં ચડાઈ લઈ જઈને જીતી આવ્યો પરન્તુ યંત્રખાએ અહીં આપણા સાળવી—સુથાર—સુતાર વગેરેના શસ્ત્રોને હેઠા પાડ્યા, નનામાં બનાવ્યાં ઉદ્યમપુર પડ્યું !: કવિ એ જ રૂપક શૈલીમાં વાર્તા સાંભળતા શ્રોતાજનોને કહે છે કે હવે ઉપાય રહ્યો છે મંડળીરૂપી સિંહને જગાડવાનો' કવિ વર્તમાનપત્રોની ભેરી બજાવતા, હાકલ કરે છે પરદેશની ઔદ્યોગિક સામગ્રીઓના શસ્ત્રાયુધ આપણે ત્યાં લઈ આવીને આ યુદ્ધ જીતી લેવા દલપતરામ દેશને ઉદ્બોધન કરે છે. આપણા આળસ, અજ્ઞાન અને વહેમ પરનો આ જોરદાર પ્રહાર છે. આપણા આર્થિક સ્વાયત્તપણાનો એમાં દૂરંદેશીભર્યો પોકાર—પડકાર છે. હુન્નરખાન મૂળ તો હિંદુ જ હતો પણ હવે યુરોપિયન થયો હોવાનું સૂચન પણ કવિએ મૂક્યું છે. આવા સૂક્ષ્મ આર્થિક સંઘર્ષને સંગ્રામરૂપે કવિએ સુરેખ રીતે વર્ણવેલો છે.

આ કથાત્મક વર્ણનકાવ્યમાં કવિ અંગત વિનતિઓ પણ કરે છે જ, ભાપણુકા ચમા તો એમ જ હોય ને! સ્વરૂપિના અપમાનને લીધે જ લક્ષ્મી સાગરમાં તણાઈ ગઈ એવું લોકગમ્ય સ્થાન પણ કવિ એક શ્લોકમાં મૂકે છે' ચીનવિલાયતના રાજારૂપી કાળા નાગનું નેતરું તથા જોરને રવૈયો બનાવીને સમુદ્રમંથન કરીને લક્ષ્મીને ફરી પ્રગટ કરવાનો આદેશ અને જગતની જય બોલાવીને કવિ આ કાવ્ય પૂરું કરે છે. ટીકામાં કવિ લખે છે, "આ કવિતા રચ્યાને ૨૭ વરસ થયાં

ગયાં ને લખવાને ખુશી ઊપજે છે કે તે દિવસ કરતાં હાલ ઘણો સુધારો થયો છે.")' 'હુન્નરખાનની ચઢાઈ' આપણું અપૂર્વ, સ્વદેશાભિમાનભર્યું વસ્તુનું, અત્યંત લોકપ્રિય, તથા પંડિતોને પણ આકર્ષી શકેલું ભાષણકાવ્ય, કથાકાવ્ય છે. કાવ્યની રૂપક શૈલી અને વર્ણનની કુશળ જમાવટ ધ્યાન ખેંચે તેવી છે. એમાં અસાધારણ એવું કંઈ ન કહેવાય, છતાં વસ્તુમાં આર્થિક વિચાર તથા ભાવનામાં સ્વદેશનો વિચાર તેમાં વણાએલો છે. મારે જ એનું અસાધારણત્વ સર્જાય છે. કથાનક, ભાષા, છન્દ, વર્ણનાદિ ઉચ્ચ ધોરણ ઠીક ઠીક જાળવી શક્યાં છે. એમાં ગાંભીર્યનો અને પ્રસાદનો ગુણ છે.] સુરતમાં અને મુંબઈમાં પણ જાહેરમાં કવિમુખે લલકારાએલું આ કાવ્ય નૂતન ગુજરાત—નૂતન હિન્દને આજથી સો વર્ષો પૂર્વે પણ આર્થિક આઝાદી—સ્વાધીનતાનો સાદ પાડતું હતું. આપણું એ યાદગાર કાવ્ય છે.

'સંપલક્ષ્મીસંવાદ' કુલ બસ્મો સોળ કડીઓમાં, દોહરા—ચોપાઈ—સવૈયા—રુચિરા—ચરચરી—ભુજંગી વગેરે પદબંધોમાં અને વચ્ચે સ્વતંત્ર ગીતોમાં ઢળાએલું, ધન નહીં પરન્તુ ઐક્યના મહત્ત્વ તરફ પ્રજાનું લક્ષ કેન્દ્રિત કરતું, લોકઇચ્છાને કારણે રચાએલું અને જાહેરમાં સુરતે કવિમુખે સાંભળેલું એક બીજું કાવ્યભાષણ છે. મનસાપુરીનો નિર્ધનશા વણિક તેની કલેશકુશળ સ્ત્રીના દુરાગ્રહથી શિવને આરાધે છે. શિવ પ્રસન્ન થઈને તેની સમક્ષ સંપ અને લક્ષ્મીને સજીવ રૂપે પ્રગટ કરે છે. બન્ને વિવાદ કરીને અને તેના સમર્થનમાં દૃષ્ટાન્તો આપીને નિર્ધનશાને પોતપોતાના ભણી દોરવા મથે છે. સમજપૂર્વક નિર્ધનશા વણિક અંતે સંપનો જ હાથ ઝાલે છે. લક્ષ્મી તો આપોઆપ પાછળ આવી જ રહે છે. કાવ્યનું વાર્તાતત્ત્વ આ પ્રમાણે રચાયુ છે. પરસ્પર લડતાં લડતાં નારદ અને પર્વતઋષિ બન્ને મર્કટમુખી થઈ ગયા, કે યાદવ અને ત્રિનયન અન્યોન્ય કરતાં અધિક થવા ગયા ત્યાં ઊલટા ઊતરતા બન્યા, એનાં દૃષ્ટાન્તો કહીને 'સંપ' આ દેશની જનદશા પણ એવી જ થવાનું

નિર્ધનશા વણિકને સમજાવે છે. ઉજ્જયિણપુરીના નીમચંદ નગરશેઠની રાણી જેવો જ નથનો મણિ પોતાને લાવી અપાય તો જ પોતે પતિના પગ દાબી આપે એવું રુસણું લેતી શેઠાણીના સામ—દામ દંડથી પણ સીધા ન જ થતા સ્વભાવની વાત સંપ વધુમાં કહે છે. એ નગરશેઠ પણ છેવટે તો સંપને માર્ગે જ વળે છે એવું નિર્ધનશાને તે કહે છે. નીમચંદ નગરશેઠ ઓટને સૂતેલા પરદેશી પતિપત્નીના દામ્પત્યના સંતોષનું મૂળ અન્યોન્યની નિંદામાં જુએ છે. મીઠી વાણી સાંભળીને ય ખાઝવા આવે–એવા માર્ગે નિસરતા મિયાંનો પ્રસંગટુચકો અહીં આ કવિ જમાવે છે. આપણી હાસ્યરસિક કવિતામાં એ 'મિયાં નિસર્યો મારગે' વાળું મુક્તક અવશ્ય ઊંચું સ્થાન પામે તેવું છે. એની લોકપ્રિયતા સિદ્ધ છે. "ભાઈઓ, જેની ભારજા ભૂંડી પાકુ," "ડાપણકેરો કોઈ દુનિયામાં ગર્વ ન કરશો લગાર" એવો સાર તારવી દેતું 'કવીશ્વર'ના પ્રથમ પત્ની અમૃતબાને કવનની ભેખડે ચડાવી ગયેલું ગવાતું ગીત પણ એવું જ જાણીતું છે. કવિ આ કૃતિને 'સંપલક્ષ્મીસંવાદની કથા' કહે છે. નિર્ધનશા સમક્ષ પ્રગટ થતી લક્ષ્મીના નૃત્યનું ચિત્ર જુઓ, "ધરતી પદ ધમધમાક, ઝાંઝરધ્વનિ ઝમઝમાક ઘણુણુણુણુ ઠમઠમાક, ઘેરે ઘણી ઘૂઘરી" વગેરે. ગિરિજા અને ગંગા એવી બે પત્નીઓના હરઘડીના તોફાનોથી જ ત્રાસી જઈને ભોળા શંકરે વિષપાન કર્યું હશે! તેની રોજની લડાઈઓથી કંટાળીને જ શંકરે સ્મશાન સેવ્યું હશે તથા ભિક્ષાન્ન ધાર્યું હશે!—વિનોદની છોળ ઉછાળતી આવી તર્કમંડિત વાતો પણ સંપમુખે યોજીને કવિ કાવ્યને આકર્ષક કરે છે. સંપના અભાવે થતી પાયમાલીના ઉદાહરણો કવિ ઇતિહાસને પાનેથી પણ થોડાં એક શોધી લાવે છે. હોડ એનાં ન થાય અગર હોડ અરગ ન કરાય એના વર્ણોના ઉચ્ચારની રમત અહીં આવે છે. ઝઘડો કરનાર પતિને હીંજડાની ઉપમા પણ કવિ આપે છે! મૂળ વાર્તામાં બીજી દૃષ્ટાન્તરૂપ પૂરક ઉપકથાઓની ગૂંથણી કવિએ 'સંપલક્ષ્મીસંવાદ'માં કરી હોવા છતાં પણ રચના ક્લિષ્ટ થઈ નથી. ગંભીર ઉદ્બોધનને અનુકૂલ વસ્તુને

વિનોદની છાંટે કવિ શોભાવે છે. દૃષ્ટાન્તકથાઓ, બોધક સૂત્રો, વર્ણનાત્મક ખંડ, આદિ કાવ્યમાં કુશલ રીતે કવિ નિયોજે છે. કાવ્યના અંતમાં કૃતિ સમય, કવિ પરિચય, વગેરે પણ આવે છે.

'જાદવાસ્થળી' પ્રભુવંદના, સારદોવંદનો, ભાગવતના એકાદશમા સ્કંધના ત્રીસમા અધ્યાયમાંનું વસ્તુનું મૂળદર્શન, આદિથી પ્રારંભ પામી-ને, ભાંગ, અફીણ—ગાંજો—મદિરા પ્રત્યે જુગુપ્સા ઉપજાવવા તેને "પ્રગટ વસ્તુ પેશાબ જેમ" એમ પણ પ્રારંભમાં સમજાવે છે! વાર્તા કંઈક મોડી દેખા દે છે, પંદરેક કડીઓ પૂરી થયા પછીથી. "બહુ ગડગડે નિશાન, ઘોરશબ્દ કરે ઘણો....સારંગી, વેણા, વાંસળી, મંજીરા, ખંજરી-ઓ ત્યાં હાં...તરવાર, ઢાલ, કટાર, બરછી, વજ્ર ગુપ્તી ને ગદા" સાથે તથા મદિરાથી ભર્યાં શીશા લઈને પ્રભાસતીર્થે જવા નીકળેલા યાદવો ત્યાં પહોંચ્યા પછી મૂર્ખ મિત્રોના મેળાપમાં હંમેશ હોય એમ હાંસીમાથી હાણ પર ચડે છે. મશ્કરીઓ કરતાં કરતાં એ બધા સુરાપાને પ્રમત્ત થઈ માંહોમાંહ કલહ આદરે છે. એમના એ ઝઘડાનું–સંગ્રામનું–કલહનું સુરેખ ચિત્ર કવિએ આપ્યું છે. મદિરા બીજમાંથી લોહીની વેલ ઊગે જ, કારણ એકવાર હાસ્યઋષિનું યાદવબાળે અપમાન કરેલું તેથી યાદવોને શાપ હતો કે તેમનામાં હાંસીમાંથી કાંસી સર્જાશે. કાવ્યના અંતમાં ફલ-શ્રુતિ, કવિકૃતિપરિચય આવે છે. કુલ એકસો તેત્રીશ કડીઓના આ ભાષણકાવ્યમાં નિરૂપણ વિશેષે વર્ણનાત્મક છે. મદ્યનિષેધનો વિષય એ કાવ્યનું મહત્ત્વ છે. કવિ આ કાવ્યના નિરૂપણ પરત્વે બહુ ખીલ્યા જણાતા નથી. વસ્તુ કરતાં હમણાં જ ઉપર જણાવ્યું તેમ વર્ણનનું આ કાવ્યમાં પ્રાધાન્ય છે અને વર્ણનમાં પણ વૈવિધ્ય કે ઝાઝી છટા નથી.

'રાજવિદ્યાભ્યાસ' અમદાવાદની સભામાં, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રી તેમજ અમદાવાદની હાઈસ્કૂલના વડા મી. ટી. બી. કર્ટિસના આમંત્રણથી વંચાએલી ભાષણસ્વરૂપની પદ્યવાર્તા છે. સૂરતમાં આ જ કર્ટિસને પ્રમુખપદે કવિએ કાવ્ય લલકારેલું; કર્ટિસે તેથી તો

કવિને એવુ જ કાવ્યભાષણ કરવા સાહરેથી અમદાવાદ તેડાવ્યા હતા. ધનુષ્યધનો દોહરો મૂકીને કવિ જગદીશને શીશ નામી "ભણે મહીશ આ દેશના"એ અભિલાષા વ્યક્ત કરતુ આ કાવ્યભાષણ ઉચ્ચારે છે. પરદેશી વર્તમાનપત્રો વાચીને વિદ્યારામ મહેતાજી પોતાના ગામના પ્રધાનને રાજકુંવરના શિક્ષણનો ઉપદેશ આપે છે. પ્રધાનને એ વાત વ્યર્થ લાગતા સામી દલીલો કરે છે સામસામી બન્ને દલીલ કાવ્યનુ આનદક અગ છે. રાજકુંવર પોતે પાછળ રહીને ગુપ્તપણે આ દલીલો સાભળતો જ હતો, તેથી તે સ્વય મહેતાજીની શાળામા ભણવા જાય છે. વાર્તાનુ વસ્તુ અહીં સમાપ્તિ પામે છે પ્રધાન કુવરજીની જીભ ઝલાયાનુ બહાનુ કાઢે છે, તો વિદ્યારામ મહેતાજી ય ક્યા કમ ઊતરે એવા છે? તેઓ તરત ગોળ ચાવડીંગ વગેરેનો ઉપચાર દોકરામા બતાવે જ છે! જોગીના હાથમા છોકરું ન શોભે, રાજાના હાથમા તે જ પ્રમાણે લેખણ શોભતી નથી, એવુ પ્રધાન દૃષ્ટાન્ત સહ બોલ, તો મહેતાજી સામુ પૂછે કે રાજાને ઘેર પાનખી હોય છે તોપણ તે ચાલતા શા માટે શીખ્યા વારુ? દેશનો સુધારો ગરીબથી ન થાય તે માટે રાજાને ભણવાના રહ્યા એવુ ય મહેતાજી જણાવે છે અભણ રાજવીના ન્યાય પગમા પેટના હોય એવુ ય મહેતાજી કહી દે છે પડિતના ઘરમા ગરીબીના પૂર, ખાટલા હોડી થાય, કાટેના સાણુ શક બને, વગેરેનુ રમૂજી ચિત્ર પ્રધાનની વાણીમાં ગૂથાયુ છે. શ્વાનને વિમાન મળે એ કઈ મનુષ્ય સમોવડો ન થઈ શકે તે જ રીતે સોનાના મહેલમા રાજા વસે તોપણ શુ?–મહેતાજીની એ સમજાવટ છે "પુરી એક અધેરી ને ગડુ રાજા, ટકે શેર ભાજી, ટકે શેર ખાજા"વાળી અત્યત લોકપ્રિય અને કરુણગર્ભ વિનોદ રેલાવતી બાલ્યકથા અહીં જ ઉપન્યા વેખે, મહેતાજીની દલીલોના પૂરક અશરૂપે ગૂથાઈ રહે છે એક સરદારી મહેતાજી ગૌશીતળા કાઢવામા સમજાવટે ન રહ્યા એટલે ડર દેખાડીને માર્ગ પાર પાડી ગયા એની ઉપકથા પણ આ કાવ્યમા ગૂથાએલી છે. શામળ ભટની શૈલીએ આ બીજી ઉપકથામા દલપતરામ બ્રાહ્મણ—રજપૂત—સોની—કુભાર—ઘાંચી—દરજી—ભગવાડ

અથવા "હાથીનાણું બચ્યું હોય પણ જો રાજાએ તેને, કૂતરું કહ્યું તો પછી કૂતરું ને કૂતરું" જેવાં મુક્તકો; બળવામાં ગૂજરાત પ્રાન્તે શાન્તિ જળવાઈ તે બદલ ગાયકવાડના ગુણ ગાવા ગૂજરાતને કહેતા 'કવીશ્વર' ખંડેરાવના રાજ્યમાં ચોરી વિવાદમાં જ, દ્યુત લગ્નમાંજ દમ્પતી રમે છે, મારામારી મૃદંગ પર જ છે, ગાય નહિ છતાં 'ગાય' કહેવાય, અંબાડી ઉપાડ્યા વગર પણ 'ગજ' કહેવાય, કૂવામાં ન ઊતરે તથાપિ 'કોશ' કહેવાય, એવાં એવાં જ માત્ર જૂઠાણાં પ્રવર્તે છે એવી પ્રશંસા ઉચ્ચારતા કાવ્યભાગો, આદિ લક્ષપાત્ર છે. ખંડેરાવ મહારાજ અને તેમના પ્રભાવની પ્રશંસા કરતાં કવિ તેમને કવિનું મહત્ત્વ પણ સમજાવે છે કે એ તો પોતાની વાણી દ્વારા નિર્જીવને પણ અમૃતમય કરી શકે છે. ખંડેરાવ મહારાજનું જ નામ લઈને આઠ નિરર્થક શબ્દોને દલપતરામ સાર્થક—સજીવ કરી દાખવે છે. ભ્રાંતાપહ્નુતિ અલંકારરૂપે "નહિ મેઘમાળા એ અસવારી ખંડેરાવની" અને શુદ્ધાપહ્નુતિ અલંકાર રચીને ગાયકવાડની ફોજના કાળા મેગળ મોટાને કીર્તિ લખવા કવિ કાજેના કજ્જલના પુંજ નહીં પણ "હાલ કડીના મહાલ થકી નહીં, કાઢેલ એ જ અંધેરના ગોટા" જેવું તર્કચાતુર્ય પણ આ કાવ્યભાષણમાં છે. 'ખુદાવંદ ખંડેરાવ'ને માત્ર રીઝવવા જ નહીં જગાડવા પણ કવિ આવ્યા હતા ને? જુઓ તેમની ઉક્તિ, "છો રાજા ગૂજરાતના લઈ તેનું ધનધાન; ભાળ માનિ મરાઠિને, દ્યો છો મોટું માન" અથવા "ધેનુ લાયકતણું દૂધ લૈને, પાળે ન તેને તૃણપાણિ દૈને; અયોગ્ય એ તો ગણશે ગુણાળા, વિચાર રાજા વટપુરવાળા." એમાં નિખાલસ મીઠો ઉપાલંભ છે. "વિદ્યાખાતું સ્થાપશું" એ મહારાજના ઉદ્ગાર પર 'કવીશ્વર' આશિષ વરસાવે છે અને એકસો નેવું કડીઓ તેમજ વિવિધ વૃત્તો અને અલંકારોમાં લચકારેલું આ કાવ્યભાષણ અન્ત પામે છે.

ગૂજરાતી કવિતામાં એમાંના કવિના સ્ફુટ થતા વ્યક્તિત્વથી તે સુપ્રસિદ્ધ છે. કાવ્ય લેખે તેમાં શબ્દાર્થાલંકારનો કવિનો મોહ, નિબન્ધિયા પદ્ધતિની હકીકતનોંધ કે ગદ્યાળુ શૈલી, અતિપ્રાસંગિકતાદિનો દોષ છે જ; તેમ

—ભવૈયો—પાવૈ—વાઘરી—બાવો વગેરેને પોતપોતાની લાક્ષણિક રીતે બહિષ્કારની ધમકી આપતા વર્ણવે છે. આ ચિત્રોમાં "પટેલની ઘોડી પાદર સુધી," "નવરો વાળંદ પાડા બોડે," "ઘાંચીનો બેલ ઘેરનો ઘેર" જેવી કહેવતો પણ કવિ કૌશલથી જોડે છે. અન્તમાં સર્વ રાજવીઓ સુધરે એમાં જ દિવાળીપર્વ નીરખતા 'કવીશ્વર' કૃતિનો સમય, વાચનસ્થળનો ઉલ્લેખ કરીને શ્રોતાજનોને 'જય જગદીશ' ઉચ્ચારવા વીનવે છે. બસ્સો ચુંમાલીસ કડીઓના આ વાર્તાકાવ્યમાં આકર્ષણ છે સાધકબાધક ચર્ચાનું અને તેથી ય વિશેષ તો ઉપકથાઓનું. ઉદ્બોધ અને વિનોદની આ કાવ્યમાં સુભગ મેળવણી છે. રાજાઓના શિક્ષણ-નો પ્રશ્ન દલપત માનસભોમે ઉદ્ભવ્યો હશે ફૉર્બ્સના સહવાસેજ. સાદરામાં ફૉર્બ્સે સ્થાપેલી તાલુકદારોના પુત્રો માટેની શાળા પછી તો દલપતરામે પોષેલી પણ ખરી તનમનથી. રાજકુમાર કૉલેજ ત્યારબાદ રાજકોટમાં નીકળી. આ પ્રશ્નને આપણી કવિતામાં આવી કલામય રીતે વણી દેતા કવિની સેવા આદરયોગ્ય છે. 'રાજવિદ્યાભ્યાસ' શિક્ષણનું મહિમા કાવ્ય છે. એનો ચિરંજીવ અંશ છે એની 'અંધેરી નગરી'ની વાર્તા. ગૂજરાતી કવિતામાં જ નહીં, ગૂજરાતી જીવનમાં ય એનું સ્થાન નિશ્ચિત છે.

"ગુર્જરી વાણીવિલાપ" (ઈ. સ. ૧૮૬૪) કાલ્પનિક ચિત્રદ્વારા ગૂજરાતી ભાષાની દુર્દશાનો વાસ્તવિક ચિતાર, વડોદરાની ખંડેરાવ ગાયકવાડની રાજસભામાં રજૂ કરી ચૂકેલું પ્રસંગ વર્ણનનું ભાષણકાવ્ય છે. એને આત્મલક્ષી કાવ્ય કહી શકાય, કારણ કવિની ઊર્મિ એમાં પ્રધાનતઃ વાચા પામી છે. એમના અંગત જીવનનો એક સામાજિક પ્રસંગ એમાં કવિએ પોતાની લાગણીઓને અપરોક્ષ રીતે નિરૂપીને વર્ણવ્યો છે. "હિંમતથી મહાહિંમતની ગ્યના રચવા રસથી રુચિ જોડી" એ કવિકથન વાસ્તવિક છે. કવિનું નિર્ભીક કથન આ કાવ્યમાં સ્પષ્ટ છે. એમાં કાલ્પનિક ચિત્રના દ્રાવક વર્ણનથી રસપ્રદ અંશો પણ વિકસાવાયા છે. વડોદરા રાજ્યમાં શિક્ષણવિચારનાં બીજ નખાયાં માટે જ નહીં

પરન્તુ ગૂજરાતી ભાષાની તેમા જે નકાનત થઈ છે તેથી પણ તે સાથે જ 'હિંમતથી' રચાએલી 'મહાહિંમતની રચના' પુરવાર થઈ છે. વડોદરાના દીવાન ગોવિન્દરાવને મહાભારતના ગોવિન્દ સમોવડા કહીને, સેનાપતિ ભાઉ સિંધિયાની હિન્દી જબાનમા સ્તુતિ કરીને, વડોદરાના મહારાજા ખંડેરાવ ગાયકવાડ, તેમની સ્વારી તેમજ તેમની રાજસભાની પણ તર્કમંડિત વિભૂષિત શબ્દતસ્વીરો આલેખીને, એટલે ગુર્જરી ગિરાની અન્યાયથી થયેલી અનદશાની કરુણતા શબ્દમા સજીવ કરીને, "ખીશ ખુશામત ખૂબ હું તુજ માટે, હે માત!" તેમજ "રુડી ગૂજરાતી વાણી રાણીનો રમીવ છું" એવી ઉમદા ઉક્તિઓમા પોતાની ઉચ્ચાશયી સુધારાની વાસના ઉચ્ચારીને, "જો દાદ મળે નહીં, વકીલનો શો વાંકુ?" એવું પણ 'કવીશ્વર' કાવ્યને અન્તે પૂછે છે. આ કાવ્યમા કરુણ અને હાસ્યની સુન્દર મિલાવટ છે ગાયકવાડી ગામોના શ્લેષવાળો રમાનણી અનવાર (જેમકે, "સ્વાદ તો 'વડોદરા'થી જેવો કવિતાનો આણો, નિત્ય કરો 'ડભોઈ' સેવામા સદા ફરે, ઇન્દ્રપુરી સમો 'વડનગર' અપાર પામો, વૈકુંઠ જેના તો 'વિસનગર અનુસરે', ઇત્યાદિ), વચ્ચે વચ્ચે હિન્દી રચનાની આયોજના, કવિની નિર્ભય ઉક્તિઓ, જેવા અંશો નાટ્યમા નોધપાત્ર ગણાય ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રચાર અને તે દ્વારા ગૂજરાતમા વિદ્યાના પ્રચારના નૂતન કર્તવ્ય અર્થે 'કવીશ્વર'ને મંત્રી કર્ટિસે આ કઠિન કાર્ય તો સોપ્યુ પરન્તુ એને યશસ્વી રીતે પાર પાડવામા કવિએ વ્યક્તિત્વની વિનમ્રતા અને વાણી—કલ્પનાની મનોહારિતાને સફળ રીતે મૂર્ત કરી બતાવી એ આ પ્રસંગે વીસરી શકાય તેમ નથી નાટ્ય દ્વારા આની સેવા કેટલાની હશે?

'ગુર્જરી વાણીવિલાપ'મા આપણા નવા જમાનાની એક ઐતિહાસિક, સત્યાગ્રહીની કથા સમાઈ છે "ચોરામા લુંટાણી મહા રાણી ગૂજરાતી રાણી," કે "ગિરા ગૂજરાતી તથા પીરની ગાદી પામી"

૧

કમર કરી શણગટ કરી, લટકે લટ લે લાડ,
હુડા હુડા હો હો કરી તાણી પાડે ત્રાડ."

આ આમ્ર્વન રેખાચિત્રમા સ્વાભાવિક સૌન્દર્ય છે, ગતિ છે, ચિત્રાત્મકતા છે, ઉપગત ભાષાની ઉચિતતા સહિત લાક્ષણિક વિનોદ પણ છે સરલ ભાષા દ્વારા કવિ એક તળપદુ સુરેખ ચિત્ર કાવ્યમા આપી શક્યા છે જગની ગયના બાગની ફૂનડના ચોટલાને ઉપમા આપી છે આગળ ઉપર, એ ય સુરેખ અને હાસ્યપ્રેરક છે ખેડૂતની સ્રીને 'સુકૃતિ' પણ કહી છે કવિએ તો હેતુ છે અવશ્ય હાસ્ય જમાવવાનો. રાજાને ઓળખી ગયેલો ખેડૂ પોતાની સ્રીના કટુવચને થયેલા તેમના અપમાનથી ડરીને "હિતે તો ય તેથી રહેવુ કરીને" એમ સમજાવતો અગ્નિ, પાણી, વાયુ, ગજાદિને એના સમર્થનમા વર્ણવે છે ક્ષમા આપતા રાજવી તો જણાવે છે, "સદ્‌ગુણ સૌના સગ્રહી, દુર્ગુણ તજવા દૂર" ગુનામ, સિંધુ, કસ્તુરી, વરસાદ, ચન્દ્રમા, વગેરેની પણ ત્રુટિઓ છે જ એમ બતાવીને રાજવી ખેડૂદમ્પતીને આશ્વાસન આપે છે, "પુરો સદ્‌ગુણી તો પ્રભૂ એક પોતે" સુલતાનને સલામ ન કરનાર, તેને તથા તેની દુહને પણ સલામ કહેનાર, દુહને દેવતા મૂકવો'તો એવુ કહીને ભૂલ સુધારવા આવનાર, કે સુલતાન ધણી તો બેગમનો પણ "અમારી પ્યારિ તું ધણીઆણી છુ ધીર" કહેનાર કણબીઓની રમૂજભરી વાતો રાજા ખેડૂ સ્રી પુરુષને સમજાવે છે 'વિજયક્ષમા'ની આ પણ એક આમ્ર્વક, બોધક, હાસ્યરસિક અને યાદગાર ઉપકથા છે "વધે વિનોદ, ઘટે વિખવાદ" એ જ છે 'કવીશ્વર'નો તો 'આશિર્વાદ'. કવિના શ્રોતા ભાવનગરનરેશ જસવન્તસિંહજી કદર કરે છે તેનું અને તેમને કવિએ આપેલી આશિશનુ તેમજ કાવ્યસમય અને તે પછી પોતે આપેલા સુધરાવેલા મુદ્દાઈ ગયેલા તેના દૂહા ગયાનનુ ઉલ્લેખ છે દોહરા—ચોપાઈ—ભુજંગી—મોતીદામ—ઝૂલણા—સોરઠા-મનહર અને તોટકમાં હાજેતુ આ બગ્ગો સત્તાવીસ પંક્તિઓનુ કથાકાવ્ય સુરેખ

વસ્તુવિધાન તથા સરસ વાર્તાતત્ત્વથી શોભિત નીવડયુ છે. 'ગુર્જરી વાણીવિનાષ'ની જેમ તેની પૂર્વે ગ્રાએના આ કાવ્યનો આશય પણ ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના વિદ્યાપ્રસારના કાર્યક્રમને વ્યાપક કરવાનો જ હતો. કવિની આ રચના એકંદરે ઠીકઠીક ગુણવાળી છે.

'કાર્મસવિલાસ'એ કલ્પનામિશ્ર પ્રસગવર્ણનનુ કાવ્ય છે 'વિજયવિનોદ' કાલ્પનિક પ્રસગકાવ્ય છે ઉભયનો આશય કાવ્યવિનોદનો જ છે કવિતાનસગનુ પ્રાવીણ્ય દાખવવાનો જ એમા હેતુ છે 'કાર્મસવિલાસ'મા ઈગ્ગ્મા ઍલેન્ઝાન્ડર કિન્લોક ફોર્બ્સે યોજેના કવિમેળાપનુ ચિત્ર રજૂ કરાયુ છે "કાવ્યકળાનો ઉત્તમ અભ્યાસ" માટેનો આ 'કવિતાવિલાસ' ગદ્યની પ્રાસ્તાવિક 'સૂચના' તથા વચ્ચે વચ્ચે આવતી સવાદાત્મક ગૂથણીથી મિશ્ર છે કવિતાની 'અસત્તી તથા આસ્તી રીત આ પ્રકરણમા ભેળસેળ' દેખાડયાનુ 'કવીશ્વર' જણાવે છે. આ વર્ણન 'કલ્પિત કે મિશ્રિત છે એમ જાણવુ' એવુ સૂચવીને કવિ નાટ્યભૂમિકાના કેન્દ્ર સમા ફોર્બ્સનો જીવનપરિચય પણ અર્પે છે બાર અકોમા ઢળાયેલુ આ નાન્ય સવાદના ય જેવુ બન્યુ છે. સુવેર, નડીઆદ, દેવરાસણ, ભાવનગર, ડુવા, વઢવાણ, વીજાપુર, મૂળી, અમદાવાદાદિના કવિઓ, ગઢવીઓ બારોટો અને કાવ્યરસિયાઓ ફોર્બ્સસાહેબને કાવ્યકલાની વિધવિધ મનોરજક ક્રીડાથી રીઝવે છે કવિતા અને સગીતના સબધની કે જીવત તથા મૃતભાષા અગેની અથવા તો કવિવાણીમા રહેલા અમૃતત્વની તેમા અછડતી ચર્ચાઓ પણ આવે છે શીઘ્ર કાવ્યરચનાની તેમા રગત જામે છે. શ્લેષની રમઝટ તો હોય જ. બોધક વિનોદભર્યાં દૃષ્ટાન્ત કથાનકો તેમ તર્કપ્રાવીણ્ય પણ 'કાર્મસવિનાસ'મા મળે છ ગમે તે વિષય પર ફોર્બ્સસાહેબ બોલવાનુ ફરમાવે અને ગઢવી કે બારોટ તેનુ કાવ્ય કરી લલકારે છે ઠાકોરે ધોળી પાઘડી કેમ પહેરી અથવા સારીનગરી સ્ત્રી કેરી કેવી હોય આદિ પૃચ્છા તેમા હોય છે 'કવિતોક કેરી છબિકા'

વસ્તુવિધાન તથા સરસ વાર્તાતત્ત્વથી શોભિત નીવડયુ છે 'ગુર્જરી વાણીવિનોદ'ની જેમ તેની પૂર્વે રચાએલા આ કાવ્યનો આશય પણ ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના વિદ્યાપ્રસારના કાર્યક્રમને વ્યાપક કરવાનો જ હતો કવિની આ રચના એકદરે ઠીકઠીક ગુણવાળી છે

'ફાર્બસવિલાસ'એ કલ્પનામિશ્ર પ્રસગવર્ણનનુ કાવ્ય છે 'વિજયવિનોદ' ના પનિક પ્રસગકાવ્ય છે ઉભયનો આશય મનવિનોદનો જ કે કવિતારસનુ પ્રાવીણ્ય દાખવવાનો જ એમા હેતુ છે 'ફાર્બસવિલાસ'મા ઠડગમા અને ઝાન્ડર કિન્લોક ફોર્બસ યોજેલા નિમેળાપનુ ચિત્ર રજૂ કરાયુ છે "કાવ્યકળાનો ઉત્તમ અભ્યાસ" માગતો આ 'કવિતાવિલાસ' ગદ્યની પ્રાસ્તાવિક 'સૂચના' તથા વચ્ચે વચ્ચે આવતી સવાદાત્મક ગૂથણીથી મિશ્ર છે કવિતાની 'અસલની તથા આજની રીત આ ગ્રન્થમા ભેળસેળ' દેખાડવાનુ 'દ્વીશ્રગ' જણાવે છે આ વર્ણન 'કલ્પિત કે મિશ્રિત છે એમ જાણવુ' એવુ સૂચવીને કવિ ના જન્મભૂમિના કેન્દ્ર સમા ફોર્બસનો જીવનપરિચય પણ અર્પે છે બાર અકોમા ઢળાયેલુ આ કાવ્ય સવાદનાટ્ય જેવુ બન્યુ છે સુવેર, નડીઆદ, દેવરાસણ ભાવનગર જુના વઢવાણ, વીજાપુર, મૂળી અમદાવાદાદિના વિપ્રો ગઢવીઓ બારોટો અને કાવ્યરસિયાઓ ફોર્બસસાહેબને કાવ્યકલાની વિધવિધ મનોરજક ક્રીડાથી રીઝવે છે કવિતા અને સગીતના સબધની કે જીવત તથા મૃતભાષા અગેની અથવા તો કવિવાણીમા રહેલા અમૃતત્વની તેમા અછડતી ચર્ચાઓ પણ આવે છે શીઘ્ર કાવ્યરચનાની તેમા રગત જામે છે શ્લેષની રમઝટ તો હોય જ બોધક વિનોદભર્યાં દૃષ્ટાન્ત ધાનકો તેમ તર્કપ્રાવીણ્ય પણ 'ફાર્બસવિલાસ'મા મળે છ ગમે તે વિષય પર ફોર્બસસાહેબ બોલવાનુ ફરમાવે અને ગઢવી કે બારોટ તેનુ કાવ્ય રચી લન રે છે હાકોરે ધોળી પાઘડી કેમ પહેરી અથવા સારીનમા સ્ત્રી કેવી કેવી હોય આદિ પ્રશ્નો તેમા હોય છે 'કવિનાક કેરી ઠરિમ

અયોધ્યાથી ફરતી ફરતી હવે મુંબઈમાં ફરી છે, તો સાહેબે એની સભાળ લેવી એવું ય સૂચન કોઈક કવિ કરે છે ફૉર્બ્સ પણ કહે છે, "ગુજરાતના કવિઓનું માન વધારવાનો મારો ઘણો વિચાર છે." (ટુંકીઆ સાધુઓની વાત, એક શરણાઈવાળાની વાત, ઊંટ રહેવાળી વાત, ગઢવીના ઉતારાના હાડચોર ખવાસનો વાંક નહીં પણ તેને જન્મ અપાવનાર સુયાણીનો વાંક કે જન્મતાવેંત તેને ઉના પાણીમાં ન ઝબોળ્યો—એ વાત, 'ફાર્બસવિલાસ'માં વિનોદ કટાક્ષ અનેક સ્થળે જણાશે ફૉર્બ્સ હિન્દુ હિન્દુમાં ભેદભાવ કેમ એવો પ્રશ્ન પૂછે છે કે બ્રિટિશ અમન સાથે મુગ્લિમ અમનને યાદ કરાવે છે, એવું એવું ફૉર્બ્સના વ્યક્તિત્વ સમજાવતા વિશિષ્ટ મુદ્દાઓ છે, 'મહારાણીના મુગટને આશીર્વાદ આપો' એ પણ ફૉર્બ્સે એક નાગર તો આમાં ક્યું છે' ગઢવીઓ પણ ફૉર્બ્સને શીઘ્રબુદ્ધિ તથા શીઘ્રપદના અચ્છા 'ખેલ' ખરી મનાવે છે

ફૉર્બ્સસાહેબ ધીરજી કવિને પાસે ઊભેલા ઘોડાના મનની વાત પૂછે છે ધીરજી કવિ ઉત્તરમાં જણાવે છે:

"ઠોકી ઠોકી પગ ઘોડો ઠેકાણું બતાવે છે જો,
આ ઠેકાણું ને આ ટાપુ સૌ તોફો સંભારશે."

એ જ કવિ સાહેબની ઘડીના અવાજની મતલબ જણાવતા કહે છે કે મોટા માણસની જીભ મહામૂલી એટલે "ટેગું હલાવવા માટે ટકોરા બજાવે છે!" કટાક્ષગર્ભ વિનોદ તેમાં સ્પષ્ટ છે 'સ્ટાર ઑફ ઈન્ડિયા' શબ્દ ગુજરાતી ભાષાનો વિકૃત શબ્દ છે તે બતાવવા, ચડી ગીતારૂપ ધારણ કરીને ગામ પામે જતા તેની દશા આવી થઈ તેમ કહેવાયું છે,

"એક લીટીમાં વાંચ્યું જો 'ચેતા પેસા ચડિ'ને,
બીજી લખી 'સ્ટાર આફ ઈન્ડિયા' વિચારીને"

—ફૉર્બ્સ તેની મતલબ સમજી જાય છે કે 'ચેટા કરતા આપે ફસાઈ ચન્દિ પ્રિયા' હિન્દુસ્તાનના તોફો પાઘડી કેમ પહેરતા હશે એ

પૃચ્છાનો ય આ રહ્યો એક પદ્યમાં ઉત્તર: ગ્રીકની ઇસપનીતિ કે ઇંગ્લંન્ડ-ની શેકસ્પીઅરગોથી કરતાં ઇન્દ્રને હિન્દુની 'પંચતંત્ર'ની પોથી વધુ પસંદ પડી, તેથી "બીજાઓની બંધ કરી, હિંદુઓને હંમેશની પાઘડી બંધાવી છે." લાલો બારોટ સર્વ ધર્મોનું બીજ એક જ સદાચરણ હોવાનું અને ઉપરના વેષ જુદા જુદા હોવાનું જણાવી એક મજાનું મુક્તક ઉચ્ચારે છે. આ રહી એની છેલ્લી બે કડીઓ :

"આંબાના અનેક ઘાટ ઉપરથી ઓપે પણ,
જ્ઞાની જન જાણે જે આંબાનું બીજ ગોટલો;
ધર્મગુરુ ધુમકારા કરી દલપત કહે,
તાણે જુદા મત જેને જેમાં જડે રોટલો."

વિનોદ સાથે વિચાર પણ આ રીતે 'ફાર્બસવિલાસ'માં ક્યાંક મેળવાયો છે. વર્ણ્ય કવિમિલનમાં માત્ર ફોર્બ્સ અને ગઢવી-કવિઓ વચ્ચેનો પદ્યવિનોદ જ વર્ણવાયો નથી. એક શાસ્ત્રી પોતાના દીકરાને ત્યાં આવેલો જોઈ ને ટપકો આપે છે; તે પણ પદ્યમાં! જુઓ,

"પરભા પરભાત પોરમાં, પરભાષા પર ભાવ લાવિયો;
પરભા પરભાસની તજી, પરભાયોં અહીં કેમ આવિયો?"

વૈતાલીય છન્દમાં વર્ણચમત્કૃતિયુક્ત રીતે શાસ્ત્રી કહે છે કે સંસ્કૃત તજીને એક તો અંગ્રેજી ભણે છે સવારના પ્હોરમાં અને વળી જજમાન સંઘમાં પ્રભાસતીર્થ જવાને બદલે અહીં આવ્યો! તે જ રીતે ત્યાંથી વાંકી વળેલી કોઈ ડોશીને પસાર થતી જોઈ ને કોઈ પૂછે છે તેનો ભેદ, તો ઉત્તમરામ કવિ કવિતામાં કહે છે,

"કેડેથી નમેલી ડોશી દેખીને જુવાન નર,
કહે શું શોધો છો કશી ચીજ અજાતી રહી;
કહે ડોશી બાળપણું ખબર વિના મેં ખોયું,
જુવાનીમાં દીવાની તારા જેવી ગતી રહી;

છવાઈ જરા ી ઠારા, ગયાના વિખાયા બધ,
ગાના ન ગોવિન્દગમા, માનામા મતિ રહી
ઝુકી ઝુકી ડોળી વાળી રાખી દનપતરામ
જોતી હું ફર છુ જે જુવાની ક્યા જતી હી "

આવી ઘટનાઓ કલ્પિત પણ હોય, પણ એ નિમિત્તે દ્લપતરામે ઇષ્ટ ઉપદેશ અને ઇષ્ટ નાપ્રાવીણ્ય તો દર્શાવી જ દીધુ છે.

'ફાર્બસવિલાસ'મા કવિ કે છે તેમ " વિતાના કોડીલાને કાવે એવો શુભ ગ્રથ છે ' જેમા ૧૦૬ વિત સાડ ીસ સવૈયા ત્રીસ દોહરા, આર્યા—ગીતિ—સ્ર ધરા—વસતતિલકા—શાર્દૂલ—શિખરિણી વગેરે બાવીસ શ્લોક છે પાચ મોગડા એક છપ્પો અને એક ઝૂલણાની ગૂથણી છે 'ફાર્બસવિલાસ'મા "નીતિ તણી રીતિ તથા પ્રીતિ પરિગ્રહ પર, તરને વિતર્ક અનમાનતી મીઠાશ છે" એની એક પક્તિને એક દરના વધુ ભારામા વાચી શકાય એ રીતે શબ્દાનકાર યોજવાનું કૈશન કવિની ગપ સમજુને સાચી લાગે એમ કહીને કવિતામા અતિશયોક્તિનુ તત્ત્વ બનાવવાનુ કે કવિતા ને કસ્તૂરી સાક્ષી વિના સિદ્ધ થાય' માટે સારે લુ સર્ટિફિકેટ—પ્રમાણપત્ર ન લેવાનુ કવિશ્યન સાગ અભ્યાસે જ વિતા સ ળ થાય એ મનદશાન ' હોય જો હૈયામા હેત, ચેતમા વિગમ કરે જેવી સારી સૂત્રરૂપ પક્તિઓનુ આલખન વરસાદ વગરની ઘતા વાદળભરી શ્રાવણ સુદની આઠમની રાતનુ અર્ધચન્દ્રને આમારે કલ્પનુ આરૂણ છાજે એવુ જુઓ એની છાતી પ છાજે ઘ અચળો છડે છાતી ઢાકે છે તે ીડી જાય' એવુ વર્ણન અત્ર કે વિદ્વાનને પ્રસન્ન કરાય પ ન્તુ અર્ધદગ્ધ (સાઈસતોકો)નુ મનરજન ન થઈ શકે એવુ મીઠુ મર્મકથન 'ફાર્બસવિલાસ'મા આવુ આવુ કેટલુક યા ગાર બ ડોળ છે સકાસ સમજ—વિચારીને ઉપાડીએ નહિ અને ઉપાડિયે તો "નાક બધ કરી દ્રિયે એવી ઢ્યાક મારતા પણ છે સમસ્યાઓ પણ છે પદ્ધ ધ, અલકાર, રસ અને વસ્તુના વૈવિધ્યથી આ કૃતિ શોભે છે

'વિજયવિનોદ' કલ્પિત સવાદકાવ્ય છે. ભાવનગરના રાજ વિજયસિંહજી દર બુધવારે કવિસભા મેળવતા, તે પરથી એની ભૂમિકા પર 'કવીશ્વર' કાવ્યકલાચાતુર્ય દર્શાવતું આ કાવ્ય રચે છે. એમા બહુધા દ્વિઅર્થની વિવિધ લીલા છે. અનેક પ્રશ્નોનો થોડા જ અક્ષરોમા પદખડમા આવી જતો ઉત્તર, સમસ્યાઓ અને તેના ઉત્તર, વચન -વિવેકનો ઉપદેશ આપતી 'બાવની,' તિથિ-તારીખ વગેરેના પદ્ય, વગેરે આ કૃતિમા છે. શાઘ્ર રચનાનો કસબ પણ કવિએ અહીં દાખવ્યો છે આપણે કેટલાંક ઉદાહરણો દ્વારા કૃતિનો વિચાર કરીશુ.

કળાવંત—ગાયકો કવિઓની હરોળમા બેસી ગયા જેથી સભામાના સરદારો પાછળ પડી ગયા અને સભામા અડચણ પડી તેથી એક કવિ અનેકાર્થી દોહરો કહે છે,

" વિયોગિકેરે અતરે, નડતર કેની હોય,
કળાવંત નડતર કરે, કવિબુધ કરે ન કોય "

'કળાવંત' એટલે 'ચન્દ્ર' અને કવિ—બુધ એટલે બુધ શુક્ર તારાઓ, તેમજ 'વિયોગિ' એટલે પૃથ્વી-સૂર્ય પણ ખરા, એમ લેતા અર્થભેદ સ્પષ્ટ થશે.

આ રહ્યુ એક સમસ્યાનુ મુક્તક '

" મુખમાથી રચના રચે, નહિ કરોળિયો જાત,
એનુ એઠુ ખાય સૌ, નહિ માખીની નાત "

(ઉત્તર 'કવિ')

સમસ્યાપૂર્તિનુ એક ઉદાહરણ લઈએ સમસ્યા અપાઈ છે, "પ્રભાકર પેખી ચિત્ત હરખ્યુ ચકોરીનુ " કવિ તેની પૂર્તિ કરે છે,

" ચન્દ્ર વિના ચકોરીના દિનમા દેખાય દુ ખ
પતિ વિના પ્રૌઢ દુ ખ ગણો જેવુ ગૌરીનુ,

ઉઘાડી ઉઘાડી આખ આદિત્ય આભાસ દેખી,
બીએ જેમ બાળ દેખી અજ્ઞાન(ખાણ) અઘોરીનું,
અસ્ત થાય સૂર્ય તો સમસ્ત વ્યથા વ્યસ્ત થાય,
જાણે જોઉં ચન્દ્રરૂપી ડાગ ઉજાહોરીનુ,
જોયુ વળી જેવે સમે એવે સમે આથમતો,
પ્રભાકર પેખી ચિત્ત હરખ્યુ ચકોરીનુ "

'વિજયવિનોદ'મા ઉક્તિવૈચિત્ર્ય અને શબ્દાડંબરના આવા ઘણા દૃષ્ટાન્તો મળી શકે તેમ છે કવિનો જ શબ્દ વાપરીએ તો આવો 'તમાસો જોઈને સભા બધી રંજન' થાય ખરી,' 'કાર્મસવિલાસ' જેવો આ ગ્રન્થ વૈવિધ્યભર્યો નથી એમા પ્રથમની કૃતિ જેટલું રસપ્રદ પણ પણ નથી વચ્ચે આવતી ગદ્યોક્તિઓ સ્થાન તો પામી તથા દૂષિત પણ છે ગૂંથણી પણ 'કાર્મસવિલાસ' કરતા 'વિજયવિનોદ'મા શિથિલ જણાય છે અર્થનુ ચાતુર્ય 'કાર્મસવિલાસ'મા કંઈક સહજ જણાય છે અહીં તેમ નથી.

આ બન્ને કૃતિઓ પદ્યના રસિકો અને અભ્યાસીઓને પણ આનંદ અને જ્ઞાન આપે એવી તો છે જ શબ્દ અને અર્થના વિધવિધ અલંકારો તેમા સરળ અને રસિક નિરૂપણ પામ્યા છે આપણી કવિતામા એનુ એટલા પૂરતુ મૂલ્ય છે જ દલપતરામના કેટલાક કાવ્ય તથા હાસ્યથી ચમકતા ચતુરપ્રયુક્ત મુક્તકો આ બે કૃતિઓમા, વિશેષ તો 'કાર્મસવિલાસ'મા છે, તે રીતે પણ તેનુ મહત્ત્વ છે કવિતાના પાત્રોને મૂર્ત કરતા આ બે માર્ગો ગણાય એમા કવિની તાલીમ અને તેમની શક્તિ ઉભય જણાઈ આવે છે એ અમુક હેતુથી જ રચના થઈ હોવાથી તેને સિદ્ધ કરવામા તેની સફળતા પણ નોંધપાત્ર છે પદ્યવિલાસ, શબ્દાર્થાલંકાર નિદર્શનનો જ આશય કવિના મનમા છે અને તેને કવિએ આકર્ષક રીતે વ્યક્ત કર્યો છે એની ઉપયોગિતા અને એની રંજનકારકતા એ રીતે ઓછી નથી આપણી પરંપરિત કાવ્યધારાનુ

એ અર્વાચીન સ્વરૂપ છે. પદ્યકલાનો ઇતિહાસ જાણવા માગનારે આ બન્ને કૃતિઓ વાચવી પડશે; ગૂજરાતી કવિતામાં પછીથી લુપ્ત થયેલી કેટલીક વિશિષ્ટતાઓનો ખ્યાલ મેળવવા એણે તેને વાચવી જોઈશે; સાથે એ ય ઉમેરવું ઘટે છે કે એવું વાચન તેને નિરાશ કરશે નહીં. એ દૃષ્ટિ—કલાભાનના ભાગે કવિત્વના આંતરિક ઉન્મેષને પૂરો પ્રગટ કરતી ન હોય, તોપણ એનું નિયોજન નિરૂપણ તો ઠીકઠીક શાસ્ત્રશુદ્ધ અને રસદાયી છે એમા શક નથી.

'ફાર્બસવિરહ' અને 'વેનચરિત્ર' તેમની લાગી પદ્યકૃતિઓમાં આપણે હવે જોવી રહી એક છે અંજનિકાવ્ય, બીજું છે આખ્યાનકાવ્ય 'કવીશ્વર'ની એ ઉભય ઉચ્ચ ગુણાઢ્ય કૃતિઓ છે 'ફાર્બસવિરહ' તો કવિના કાવ્યોનું યશશિખર મનાયુ છે તેમા તેમનુ સુહૃદનત્સલ હૈયુ કરુણની છાયા તળે વહેતુ થયુ છે. 'વેનચરિત્ર'મા તેમનો સુધાનાપ્રિય સ્વભાવ કરુણવિનોદાદિની મેળવણી સાધીને ઉદ્‌ગાર પામ્યો છે એક છે આત્મનકી રચના, તો બીજી છે સર્વાનુભવરસિક કૃતિ કવિની વિપુલ પદ્યરચનાઓમા આ બે મહત્ત્વની છે

'ફાર્બસવિરહ' એટલે કવિના ઉમદા સહકારી શિષ્ય અને પ્રેરક ઍલેક્ઝાન્ડર કિન્લૉક ફૉર્બ્સ પ્રતિના 'કવીશ્વર'ના નિર્મળ ઉત્કટ અને ગાઢ સ્નેહભાવની સુરેખ ભાવાર્દ્ર તસ્વીર એમા આદર ઉપરાત પ્રીતિનો સુકુમાર તતુ પણ સળગ ગૂથાએલો છે ફૉર્બ્સ વિના કવિને જીવન તથા જગત ખાલી અને ઉદાસ લાગે છે જેને સહારે 'કવીશ્વરે' નૂતન દિશાઓમા અર્વાચીન ગુર્જર સમાજને દોર્યો તે રસિક સુજ્ઞ જનના અવસાને કવિનું હૈયુ વલોવી નાખ્યુ હોય તેવી દર્દભરી પક્તિઓ આ કાવ્યમા મળે છે આપણી અર્વાચીન ગૂજરાતી કવિતામા આ કાવ્ય તેના કવિત્વગુણે પણ ચિરસ્મરણીય રહે એવુ છે

કવિનો સુહૃદ્‌ભાવ જુઓ, " તુ વસતરૂપ હું કોકિલ ગુણ ગાઉં છું " અને " પૂરો કમળને સ્નેહી ગયે શુ થાય ? " સ્વસ્થ દલપતરામની એમા

ઊંડી સંવેદના નીતરે છે." "મિત્ર હવે મુજ બાળકડાં કહેશે જઈ કોણને સાહેબકાકા?" અથવા "કોણ માઈ ડીઅર કહી મને બોલાવશે?" એ ઉક્તિઓમાંનું ગૂઢ દર્દ પણ છાનું રહે તેમ નથી. "પ્રિય ક્યાં તુજને મુજ મિત્રપણું થવું, ક્યાં ઇંગ્લંન્ડને ક્યાં ગૂજરાત,?" જ્યાં "અનડા રહી અમલ કરે અન્ય અંગરેજો', ત્યાં, બ્રિટિશ અમલદાર તરીકે આવેલા ફોર્બ્સ વઢવાણના અંગ્રેજી ન જાણના બ્રાહ્મણ દલપતરામને મિત્ર તરીકે સ્થાપે તે, એવી ઉક્તિઓમાંનો અનુભાવ સહજ બનાવે છે. "ફરી ફાર્બસ નહિ આવે," "કવિનાજહાજનો ભાગી પડ્યો કૂવાથંભ," "આખી ગૂજરાત થઈ ઉદાસી" એવું એવું ઉચ્ચારતા કવિની વેદના વાસ્તવિક ઉપરાંત અનુભવજન્ય હતી. એની પ્રામાણિકતા સમજી શકાય એવી છે. મોઅતીઓ સિધાવ્યાની વેળા અનુભવતા કવિનો "દેહ ગેહ થકી સ્નેહ છૂટ્યો" અને તેથી તેમને "આશાના અંકુર ઉર થકી દૂર" પણ થતા લાગે એમાં આશ્ચર્ય શું? મેઘને કવિ મિત્રને લઈ આવવા કહે છે. સાબરમતીની કાયા કવિને કૃશ થતી લાગે છે. દિલ-પંકજના દુઃખભ્રમરને બહાર નીસરવાની આશા ન રાખવા કવિ સ્પષ્ટ જણાવી દે છે. ચાતક પિયુ-પિયુ અમથું બોલે છે, કારણ એ સુણનાર મિત્ર તો ગયો એવું કહેતા શોકમગ્ન કવિ શોકથી છવાતી છાતી સમય જતાં પણ ફાટતી નથી એનું દુઃખ પોકારે છે. પોતાને મૂકીને ચાલ્યા ગયેલા મિત્ર ફોર્બ્સને કવિ ઠપકો આપે છે કે મિત્રની ફિકર રાખી નહિ! વળી કવિને થાય છે કે પ્રવાસમાં કવિના સુકામની આગળથી સંભાળ રાખનો એ સાચાણુ મિત્ર પરલોકમાં પણ આગળથી સંભાળ લેવા તો નહીં ગયો હોય? ફોર્બ્સનો પથો હવે નહીં મળે એનો વિષાદ ગાતા દલપતરામને સ્વપ્નમાં પણ મિત્રનાં વેણ સંભળાય છે. "પ્રીત રીત વિપરીત" એવું બોલી ઊંડના કવિને ઉરે સત્ય સૂઝે છે, "લેખ એનો લખવા, રાખિયો દલપતરામ."

સંધ્યાસમે ધરતીરૂપી જોગણી સૂર્યચંદ્રની કાવડ કાંધે ધરીને જતી હોય એવું કવિને ફોર્બ્સને ગયે લાગ્યા કરે છે. "કોઈ દિલદાર ને

ઉદ્દાર દમ્મારમા હુ, ગ્હેવાની ઝનિ અતિ ગખતો ઈશન્મા "એવો કોડ ગેવતા દનપતરામને " ફાગ્ગસલણુ તેહુ આ યુ એવી તન્મા" એવી ઉક્તિઓમા બન્નેના મિત્રજીવનની હકીગ્નોની નોધ છે ન નના ઊર્મિતત્ત્વના સ વાદમા એવે સ્થળે તૂર જણાય ખરી, પરન્તુ મધ્યસમગ્રમા વ્યાપતુ ઊર્મિમન એવુ પ્રભાવસ પન્ન નીવડે છે કે એવી ઉક્તિઓ તેમા ગૌણ થઈ જાય છે ફ્રોબ્સ઼ને 'ડાચ્યનો કોદાર' જેવુ ઉપમાન કવિ લગાડે એમા ગસિમ્ના નથી બહારથી એ રૂપ પરન્તુ 'અદર જણાય એ-' એવા મ્રીરીઓસ્કોપ સાથે ફ્રોબ્સ઼ગુનની મનિએ સરખામણી રેવી છે, ત્યાય એવુ જ દૂરણુ છે એનાદ નાગપાશપ્રમધનો ચમત્કાર પણ કવિ દાખવ્યા વિના રહી શકતા નથી! "એક વર્ષ અતરે છે આપણો જનમ પણ " અથવા "વાલા તે મને તેડાવી લીધો વઢવાણુથી, દેખાડી અપાર પ્યાર પદરથી દૈ પગાર " "જાદેર જીવ શુ ઝ્વ જડા ગો," જેવી પક્તિઓ મ્વિતા તો ઠીક પણ પદ્યને પણ અનુકૂત નીવ ડી નથી 'તે વિના કેવુ લાગે છે,' 'મ્વિતાને ઉત્તેજન વિષે,' 'હવે પત્રની નિરાશા વિષે' સમી શીર્ષમ્યોજના પણ ડા ય વાચન—આસ્વાદનને વિક્ષેપ્ર નીવડે તેમ છે શ્રી સુન્દરમ્ ક્હે છે કે આ ક્ષો નમઝાઈ એમની પ્રકૃતિની જ માનીએ—એ યોગ્ય છે આવા અશો સાથે "દુખ મિત્રવિજોગનુ સર્વથી મોટુ,' 'સુન્દર શુ દિવસ હવે દુખ ગાઈ ગાઈ " "રે પ્રિય ફાર્બસ જો ફરીથી મળ, સારી કરી મ્વિતા સભળાવુ," 'મિત્ર જતા આવે થયો પ્રૌઢ પાનખર માસ," "ફાર્બસ મિત્ર જતા નથી ફાટતી, છેક મ્હોર ફરી મજ છાતી," "એ દિન મ્યાથી આજ મળીએ ફાર્બસ મિત્રને " "ક્ષેરુ પમાથી છેક, રૂડે ઉદારથી ફાર્બસ, સમી પક્તિઓમાનું સ્વાભાવિક ચેતનાનિરૂપણુ પણ વીસરી શકાય તેવુ નથી વસ્તુત કવિત્વનુ પ્રશસ્ય પ્રગીકરણ દનપતકવિતામા 'ફાર્બસવિરહ'મા જ સૌથી ચિરજીવ સ્વરૂપે થયુ છ એમ્સો અઢાર પક્તિઓ ટૂકાવી શકાય તેમ છે, છતા એનો સમગ્ર ખ્યાન એનુ ગુણુપણુ જ

છતુ કરે છે કવિશ્રી નાનાલાલ કહે છે તેમ આપણી પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓની એમા સમન્વયકથા છે આવી ઐતિહાસિક સમન્વયદૃષ્ટિએ પણ આ કાવ્ય મહત્ત્વનુ નીવડે તેમ છે. 'કાર્મસવિગ્રહ'મા કવિ કાવ્યના સ્થૂલ અંગો પર પ્રભાવ પાથરનારુ સૂક્ષ્મ કવિત્વ વ્યક્ત કરી શકયા છે, એ છે તેની સફળતા. એ સર્જન રસલક્ષી નીવડ્યુ છે એમાના કરુણનીગળતા પ્રસંગો અસરકારક છે આપણી કવિતાની એને પ્રથમ કરુણપ્રશસ્તિ પણ કહેવામા આવેલ છે.

('વેનચરિત્ર' એટલે 'બાળલગ્ન નિષેધ અને પુનર્વિવાહોત્તેજન વિષે,' ભાલણથી શરૂ થયેલા, પ્રેમાનંદથી સમૃદ્ધ થયેલા તથા કવિ દયારામ લગી વહેતા રહેલા આખ્યાનપ્રવાહને અનુસરતુ છતા વસ્તુ પરત્વે અપૂર્વ દિશામા પ્રસ્થાન કરતુ, કવિનું 'સુધારાનું પુરાણ' મનાયેલું વિવિધ રસાભિસિક્ત આખ્યાનકાવ્ય મધ્યકાલીન ગુજરાતી કવિતાની લોકપ્રિય બેતાળીસ દેશીઓમા, બાર વિભાગોમા અને એકંદર એકસો ચુમ્માલીસ પદોમા ઢાળવામા આવેલુ આ નવ્ય આખ્યાન છે, છતા એમા કડવા, વલણાદિ નથી ઈશ્વરસ્તુતિ, વસ્તુદર્શન, ગ્રંથ જેને અર્પણ થયુ તે રા બ ગોપાળ હરિ દેશમુખ (ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના કવિના સમયના એક સુધારાવાદી મંત્રી) ની જીવનઝરમર, શ્રુતિફળ અને અન્તે જગતકર્તાની આરતી, એ પ્રકારે કાવ્યનાં રસવૈવિધ્ય દર્શાવતી વહે છે દલપતરામનુ વિશિષ્ટ હાસ્ય અને ગર્માળુ હાસ્ય, એમનુ પદ્યબંધ પરનુ પ્રભુત્વ, એમના સાદા અસરકારક દૃષ્ટાન્ત એમની સરસ વર્ણનશક્તિ, અને એમનુ સુધારાનુ હિમાયતી કવિમાનસ આ આખ્યાનકાવ્યમા પ્રગટ થાય છે પ્રસંગોની સંકલના, પાત્રોનુ ચિત્રણ કે રસ સંક્રાન્તિ પરત્વે પણ કવિને ધારી સફળતા મળી નથી એમ નોંધવુ જોઈએ

પૂનાના ચિત્પાવન બ્રાહ્મણ ગોરોબાની બાળવિધવા પુત્રી બાળાંબાઈ, રાજા શાસ્ત્રીજીના મનુસ્મૃતિના નવમા અધ્યાયના પ્રમાણ-

અડસઠમા મોટા પાનના રેપછીડગુરજ ભાગવતના ચોથા સ્કંધમાના ચૌદમા અધ્યાયની વેનરાજની કથાના પઠન પછીથી પ્રેરણા મેળવીને વડીલોની સલાહથી પુનર્લગ્ન કરે છે, એ છે કાવ્યરચનાનો પ્રેરક પ્રસંગ. આ પછ 'કવીશ્વર'નું વેનકથાનું નિરૂપણ આ પ્રકારનું છે—રાણી સુનીથા તથા અંગ રાજાને યજ્ઞાન્તે વેન નામક પુત્ર મળે છે ઋષિકેશ્વર નામના રાજગુરુની એકની એક પુત્રીને લગ્ન પછી તરત જ વૈધવ્ય સાંપડ્યું ત્યારથી વિધવાની કરુણ ઉતનસ્થિતિનો પ્રશ્ન વેનને મૂઝવતો આવ્યો. મા સાથે મોસાળે જતા પહેલાં જુવાન વેન રાજગુરુને પ્રજામાં પુનર્વિવાહપ્રતિબંધની પોતાની ઇચ્છાની જાણ કરી દેવાનું કહે છે. ક્ષણુગી વગેરે મંડળ રાજગુરુને પુનર્વિવાહ બંધ કરવાની વાત લાવતા જોઈ તેમને પરેશાનહેરાન કરીને બ્રાહ્મણોનો બહિષ્કાર કરવાની ધમકી પણ આપે છે. વળતી ફેરા વેન કમળાગૌરી નામની એક બાળવિધવાની વીતક કથા વનમાં સાંભળે છે. તેને પરણાવવાનું વચન દઈને વેન કમળા-ગૌરીને પોતાની સાથે રાજ્યમાં લાવે છે. વિધવાઓના મન જાણવા ગોઠવેલી ઉજાણીમાં મોટા ભાગની વિધવાઓને સંસારના કોડ હોવાની વેનને ખાતરી થઈ જાય છે, ગૂજરાતી કવિતામાં યાદગાર થયેલો સ્ત્રીરૂપનો વાઢો બ્રાહ્મણ નવરંગી વેનની મદદથી વિધવા કમળાગૌરીને પરણે છે, અને સુખમય સંસાર પણ જીવે છે. એક વણિક બાળવિધવાના તાજા જન્મેલા બાળકનું શબ પગે અથડાતાં રાજા વેન તે પાછળનું સામાજિક કારણ વિચારીને અડગ નિશ્ચયી થાય છે, આ સુનીથાનો તો વેનને ટેકો છે જ, જ્યારે પિતા અંગ વેનને ધીરે ધીરે કામ કરવાનો શાણો બોધ આપીને ગાદી તજી ચાલ્યો ગયો હોય છે. ગણેશદાજીએ બીજી બાળવિધવાઓને પણ રાજા પરણાવે છે. અન્તે વેનને વિપ્રો મારી નાખે છે. તેના પુત્ર પૃથુરાજની અનાગ્રહી ભલી નીતિ સહુને ફાવી, ભતે પછી તે બહેનને પરણ્યો.'

વેનજન્મ અંગેના હાલરડાં, પુત્રીવૈધવ્યનું દૃષ્ટાન્ત, કમળાગૌરીના વૈધવ્યની હૃદયસ્પર્શી આપવીતી, પુનર્વિવાહ ન કરવાનું સમજાવવા

આવેલા બ્રાહ્મણો સામેનો કણબીગણોનો મોરચો, ગભરાયેલા ગુરનું દૃશ્ય, ઉજાણીમાં હોંશીલી વિધવાઓની રંગમસ્તી, અપરિણીત નવરંગીના અધૂરા કોડની આપકથા, ઘી, ગોળ, આટો નહીં ઉપડે એમ પડકારતા વિપ્રવરો, નવરંગી—કમળાગૌરીના શૃંગારનું વર્ણન, 'વેનચરિત'ની વાર્તા આમ વિવિધ વળાંક લેતી લેતી શૃંગાર, કરુણ, અદ્ભુત, વીર, શાન્ત અને હાસ્યાદિ રસપ્રવાહોમાં ભળતી ભળતી આગળ વધે છે.

ઇષ્ટ-સ્તુતિમાં "ભાગ્યનું ઘર સારું કરી આપે ..લાડુ દેખે ગીત સાંભળે ત્યાં તે જાય ..એવો આનંદી"—શ્રીગણેશના એવા સ્મરણમાં વિનોદની છાંટ વેરીને કથાપ્રારંભ કરતા 'કવીશ્વર' વેનના જન્મોત્સવની હેલી, તેના હાલરડાની હેલી લખે છે. રાજગુરની પાંચ વર્ષની પુત્રીને લીધે તેમણે લાજ લાગે છે, કંકુનું કાજળ થાય છે તેથી થતા ઋષિ-દમ્પતીના શોકનું અને તે પછી શોક ન કરવાના ઉપદેશનું કવન પણ કવિ કરે છે. ઋષિને ત્યાં પશુ લગ્નમાં નાયકા નચાવી છે તે જુઓ! કર્તાના નિયમ ન ફરે, તોપણ હાથી આગ્યો ઊંચો હોય એવું ઇચ્છે તો અન્ત્રી તેને નીચો ઇચ્છે એવી સંસારની રીત પણ કવિ સૂચવે છે. ગુરુપુત્રીની જન્મકુંડળી ખોટી વાંચનાર જોષી-વેનની જન્મપત્રિકા, તે મોસાળે જવાનો હોય છે ત્યારે વાંચે છે પણ વેન તે ફાડી નાખે છે. વેનના પિતા અંગ રાજા વેનને સલાહ આપે છે, "વિપ્રતણું અપમાન ન કરિયે". મોસાળગમન પુનરાગમન કવિ ટૂંકામાં પતાવે છે એ નોંધવું જોઈએ. વિધવાપુનર્લગ્નની બંધીની વાત મૂકનાર બ્રાહ્મણવર્ગ સામેનો કણબીગણોનો પ્રકોપ જોવા જેવો છે, "કો બ્રાહ્મણીઓ સ્વર્ગે જાતી, નથી અમારે જાવું. ..કણબી સહુને કોપ થશે તો નહિ જમાડશે લાડુ," વણમણુની ધમકી છે, "ચરકે ચરખે ચીથરાં વીણી છો વાળે લંગોટી" બ્રાહ્મણવર્ગને હજામ પણ સંભળાવે છે, "દાઢી વધવાથી દેખાશે, ભથાય બાગા જેવા." વેનને મળવા જતા વ્યાકુળ રાજગુરુ તો "પેશ ધોતિયું પહેરવા ઘરમાં, સાડી સુન્દરીની આવી કરમાં." મુનીશ રાજમાના

પુત્ર વેનને કેવી વિચક્ષણ સલાહ કરે છે તે ધ્યાનમાં લેતાં સ્ત્રીસ્વભાવનું એક મહત્ત્વનું પાસું છતું થાય છે. ઉજાણીમાં આવેલી વિધવાઓએ તો "પાનબીડાં આપ્યાં તે ચાવી, ઓઢ કર્યો બહુ રાના" અને "દર્પણ આપ્યાં તેમાં અધરો દીઠા ભલા દેખાના" "મૂઆ પાછળ ન મરાય" એવું ગાતી એ આતુર વિધવાઓ ' કથન ગુરનાં કાન ધરે નહિ, મન માને તેમ મહાલેછ." વૈધવ્યના વિષાદે જીવન સભર હતું એવી વિધવાઓનાં બે વૈરાગ્યભાવનાં પદો પણ અહીં મુકાએલાં છે. "જાય છે જગત ચાલ્યું રે, ઓ જીવ જોને," તથા "ચેતે તો ચેતાવું તને રે, પામર પ્રાણી," એ બે પદોમાંના બીજા પદનું નિરૂપણ સુંદર છે. એમાંની કેટલીક કડીઓ તો કંઠસ્થ થઈ જાય તેવી છે. આપણી મધ્યકાલીન વૈરાગ્યની સરલ કવિતાની એ પરંપરા જાળવે છે. વેનને "ધીરે ધીરે સુધારાનો સાર" પિતા અંગરાજ સંભળાવે છે. એ પદ પણ દલપતરામની જીવનદૃષ્ટિનો અર્ક રજૂ કરતું સરલ સુભગ કાવ્ય છે. એમાંનાં દૃષ્ટાન્તો સુગમ છતાં સચોટ છે. વાંઢા બ્રાહ્મણ નવરંગીનું કરુણગર્ભ હાસ્યરંગી પાત્ર તેના જ શબ્દોમાંથી ઊપસતું જોઈશું,— "અરે પ્રભુ! તેં અગણિત નારી અવની પર ઉપજાવી; પણ મુજ અરથે એક જ ઘડતાં આળસ તુજને આવી" અને "રસ્તે જાતી રામાઓનાં ટોળે ટોળાં દેખું; નીરખીને નિસાસા નાંખું," કે "વાસણુની ઉતરવેડને એક રાતું વસ્ત્ર ઓઢાડું; ઊભાં છો વહુ, એમ કહી, મારા મનને હું રમાડું," ઇત્યાદિ. લગ્ન માટે વિધવાનો હાથ તેને માન્ય છે, કારણ કે "નથી કરતો હું કૂડું કાજ રે" એ છે તેની પ્રતીતિ. લગ્નજીવન તો એ હોંસથી જીવે છે. કમળાગૌરીને, ગામને પાદરે પણ તેની ભૂલ ન ગણકારીને, આલિંગન ચુબનથી તે નહવરાવી દે છે! એ સુરક્ષના વર્ણનમાં કવિને પણ પોરસ ચડતો લાગે છે! "કોક કળામાં કસર ન રાખેછ" એવું ય તેઓ આલેખે છે! વાર્તાના પ્રવાહમાં આ દામ્પત્યના સંસારનું ચિત્ર તેમનાં બાળકોના ભણતરનું વર્ણન, એક ઉપવાર્તા સમું સ્થાન લઈ લે છે.

વચ્ચે વચ્ચે પદ્ય ગદ્યાનુપ્રાસ જેવું થઈ જાય છે ખરું, તોપણ સમગ્ર નવા 'વેનચરિત્ર'નું પદ્ય ઠીક ઠીક સરલ રહે છે. વેનના પ્રકોપે વ્યાકુલ થતા વિપ્રવરોનું શબ્દચિત્ર પ્રેમાનન્દીય રંગઢંગ લઈને ખડું થાય છે, "કોઈના ખાસડા જાય છે ખરી, કોઈની પાઘડીઓ પડી ધરી, કોઈની ઊતરી પડી કે જનોઈ, નગ્ન થઈ નાસતા કોઈ, કોઈ ન દોડી શકે જાડા, કોઈના પડેગણુમાં થયા ઝાડા."—સુરુચિનું ઊઘાડું ઉદ્ધતપણું છે જ, છતાં ચિત્રમાં સુરેખતા તો છે જ. સુનીથાની બ્રાહ્મણો-રાજેની સમજાવટ સંયોગ છે. વિનતાની વેદનાને તે વાચા આપે છે" નાત બળો ને જાત ગળો ને બળો લાજ ની લાજે નાક જતી હોય કુળની શોભા, હો ઉચળી જતી આજે" 'નહીં કરો રે ધ્યાનનું કલ્યાણ, હો રે હડીના બિન્દુ તમે કેમ થયા પથ્થર પ્રમાણ, હો રે,"—એ વેધક હૈયાવરાળ પણ કવિએ સુનીથાની સમજાવટમાં જ વર્ણી છે. નવરંગી—કમળાગૌરીના લગ્નપ્રસંગનો ઉલ્લાસ પણ કવિ સરસ રેખાઓમાં ઉતારે છે, "વાજ્યા ઢોલના વાજાં અબોટના, સર્વે છે નઠમીવી નાર' થી માંડીને 'પડ્યાં પાંપણેથી આંસુ પૂરાં પ્રેમનાં રે, માએ દીકરીને માથે મૂક્યો હાથ" એ વર્ણન જુઓ. કમળાગૌરી—નવરંગીનું જોડું વર્ણવાયું છે, "ચાર આંખો એકઠી થઈ બેએ, લાખ લાખો મળ્યા ધન લેખે છે." વૈરાગ્યનો બોધ, લગ્નોત્સવાદિના રંગભર્યાં વર્ણનો, અપરિણીત નવરંગીનું કરુણગર્ભ હાસ્યરસિક આલેખન, ભીરુ વિપ્રવરો તેમજ આખાબોલીની કુમળીઓના શબ્દચિત્રો, વેન-સુનીથાના નિશ્ચયનું શૌર્ય, કમળાગૌરી—દંપતિયુગ્મ અને સુનીથાના પ્રાસંગિક વિલાપ આમ આખ્યાનના વાતાવરણમાં વૈવિધ્ય તો છે જ. તે સાથે શું શું જમ્યા તેની યાદી પણ આવે કે જમણમાં શું શું હતું તેની લાંબી ટીપ પણ આવે! સ્ત્રીશિક્ષણનો મહિમા બતાવવાની આવેલી તક કવિ શેની જતી કરે? કાવ્યનો ઉપાડ જેટલો તેનો અન્ત રસપ્રદ નથી, એટલું જ નહીં પરન્તુ વેન રાજાના પુત્રની સંક્ષિપ્ત કથા પણ નિર્બળ પૂર્તિ જ નીવડે છે.

" આ લાંબી પદ્યકૃતિ આખ્યાનકાવ્ય તરીકે બહુ ઊંચી ગુણવત્તા તો દાખવતી નથી જ, તોપણ એને માટે યોગ્ય કહેવાયું છે કે અર્વાચીન સમયના આરંભકાળની બે મહત્ત્વની સુદીર્ઘ કથાત્મક કૃતિઓમાં તેનું પણ સ્થાન છે. નર્મદનું 'હિન્દુઓની પડતી' અને દલપતનું 'વેનચરિત્ર' એ જમાનાનાં યશસ્વી મોટાં કાવ્યો છે. 'વેનચરિત્ર'ના આખ્યાનગાયકને ઇનામ આપવાની જાહેરાત પણ થઈ હતી એ સમયમાં. આખ્યાનકાવ્યમાં સામાજિક સુધારાનું વસ્તુ, એ છે એની વિશિષ્ટતા. કવિ 'વેનચરિત્ર'ને એક આખ્યાનકાવ્ય તરીકે ખીલવવા પ્રયત્ન કરી રહ્યા લાગે છે. વિવિધ રસયુક્ત પ્રસંગો, પાત્રોનાં શબ્દચિત્ર, આદિ ખીલવવાની એમની દૃષ્ટિ કૃતિમાં વર્તાઈ આવે છે. આખ્યાનકાવ્ય તરીકે એ બધું પાર પડ્યું નથી એમ કહેવું ઘટે. આશય છે, પરન્તુ તેનું સાફલ્ય અધૂરું છે. સુનીયાનું કે રાજગુરુનું પાત્ર ઠીક ઉપસ્યું છે; બાકી વેન, નવરંગી, કે કમળાગૌરીનાં પાત્રો સાદ્યન્ત સુરેખ નથી. સાગ્રદર્શનની એમની રીતિ વાર્તાને તેમ પાત્રસ્વભાવના આલેખનને પણ વિઘ્નકર્તા નીવડે છે. યોજાએલા પ્રસંગોનું પરસ્પરનું સંકલન પણ કેટલીક વાર તો કઢંગું જ જણાય છે. એ સાંધણ નૈસર્ગિક લાગતું નથી. હાસ્ય ઠીક રેલાવાયું છે 'વેનચરિત્ર'માં, તોપણ તે અસંસ્કારી અને સ્થૂલ પણ બન્યું છે ખરું. વિશેષતઃ નાસતા વિપ્રોના વર્ણનમાં એવું આપણે જોઈ શકીશું. વર્ણનમાં પણ ક્વચિત્ યાંત્રિક આલેખન જ વર્તાય છે. વેન મોસાળેથી પાછો ફરે છે તે પ્રસંગનું રસ્તામાંના વનનું વર્ણન એવું છે. શ્રી. સુંદરમ્ આ કૃતિમાં વ્યાપક એવા ઐતિહાસિક વાતાવરણના ક્રોહનું પણ સૂચન કરે છે. પુરાણનું વસ્તુ પણ તેનો લેબાસ નવો જ—પોતાના જમાનાનો જ એવું આ કૃતિમાં છે. રંગીલી વિધવાઓ 'વિવાહની વધામણી' ગાતી 'કાન્તુ કાચના સપના' 'ખુબ ખીલે તેવી ઘણી ખુરશી,' 'મોટા મેજ,' વગેરેથી "મેટો માંડવો" મંડાવવા કહે છે તે જ જુઓને !

તોપણ સુદીર્ઘ કૃતિઓમાં 'વેનચરિત્ર' દલપતકવિતામાં ઉચ્ચ ગુણોથી અંકિત કહી શકાય તેમ છે. ઠીક ઠીક લંબાવાઈ ગયું હોવા છતાં એકંદરે એ આખ્યાન રસપ્રદ વાચન પૂરું પાડે છે. એની ત્રુટિઓ એને ઉત્તમ આખ્યાનકાવ્ય બનતાં અટકાવે છે એ ખરું; તોપણ કથન, વર્ણન, સારદર્શન, પાત્રચિત્રણ કે રસનિષ્પત્તિ પરત્વે પણ 'વેનચરિત્ર' એ જમાનાની તેમજ દલપતકવિતામાંની પણ એક સુભગ કૃતિ છે.

'દલપતકાવ્ય—ભાગ ૧' (ઈ. સ. ૧૮૭૯) તથા 'દલપતકાવ્ય'—ભાગ ૨ (ઇ. સ. ૧૮૯૬)માં કવિ દલપતરામની વિપુલ કવિતા સમાઈ જાય છે. એમના જમાનામાં એમનાં અનેક કાવ્યોમાંથી ચૂંટી કઢાએલાં કાવ્યોના ટૂંકા સંગ્રહો થયા હતા. ત્યાર પછી આજ લગી દલપતકવિતાની આવી ચૂંટી કાઢીને સંગ્રહ પામેલી સામગ્રીઓ મળે છે. સસ્તું સાહિત્ય તથા ગૂજરાત વિદ્યાસભા તરફથી તાજેતરમાં જ શ્રી. કેશવરામ કા. શાસ્ત્રીએ એ કાવ્યોનું નવનીત ગૂજરાતની નવી પેઢી સમક્ષ ધરી દીધું છે. નાનીમોટી સર્વ પદ્યકૃતિઓની આપણી આ સમાલોચના સૂચવે છે તે પ્રમાણે 'કવીશ્વર' દલપતરામે નવા પ્રજાજીવનના અનેક પ્રશ્નો તેમાં વણ્યા છે, જૂની કલાદૃષ્ટિને સુભગ રીતે મૂર્ત કરી છે, લખાણ વિપુલ પ્રમાણમાં અને વિવિધ પ્રકારે કર્યું છે. ભાષા, અલંકાર, છન્દ, વિચાર, કલ્પના, વસ્તુસામગ્રી કે રસનિષ્પત્તિ પરત્વેની એમની મર્યાદાઓ એમની વ્યક્તિગત મર્યાદાઓ ન હતી. એમની કાવ્યભાવનાની દિશા અલગ ખરી જ, તોપણ આ વિપુલ કવિતાનો વાંચનાર પ્રાસાદિક વાણી, કાવ્યનાં સ્થૂલ તત્ત્વોનો આવો ઉત્સાહભર્યો વિશુદ્ધ વિકાસ અને એમાં વ્યાપ્ત એવી પ્રજાવત્સલતાની ભાવનાને આદરપૂર્વક સ્વીકાર કરશે જ.

'દલપતકાવ્ય'—૧-૨ના વિશાળ ગ્રન્થોમાં પણ ન સમાએલાં કેટલાંક કાવ્યોનો વિચાર આપણે અહીં જ કરવો ઉચિત છે. સ્વામીનારાયણ સંપ્રદાયનું ઋણ કવિના જીવન તથા કવન પર પણ પડ્યું છે.

એ સંપ્રદાયને લગતી એમની કવિતા ગુજરાતીમાં તેમ હિન્દીમાં પણ રચાયેલી છે રઘૂનાના લીલાચમત્કાર જાણવાના અને ગામમાંથી પ્રેરણા લઈને શૃંગારની જે પદ્ય વાર્તાઓ લખી નાખી હાર કિશોર દલપતરામ જીવનના બીજા દસકાના ઉઘાડમાં જ સ્વામી નારાયણી પંચવર્તમાન ધારે છે એ જ સંપ્રદાયના ગુરુ સાધુકવિઓની સહાયથી વ્રજ ભાષા અને સંસ્કૃત ભાષાના કાવ્યશાસ્ત્રોનું અધ્યયન આદરીને શબ્દ અને પદ્યની તાલીમ પામે છે અયોધ્યાપ્રસાદજી જેવા આચાર્યની માયાળુ હુંફ મળતા કવિને પોતાની શક્તિમાં શ્રદ્ધા વધે છે પછી તો જીવનભર કવિ સ્વામીનારાયણી સંપ્રદાયની છાયામાં જ રહ્યા અહીં એ નોંધવું જોઈએ કે સ્વામીનારાયણી સાધુકવિઓના કીર્તનો સાંભળી સાંભળીને કવિ દલપતરામે પણ તેવા કીર્તનો લખવા માંડ્યા એ છે એમની સાંપ્રદાયિક ભક્તિની કવિતાની શરૂઆત સહજાનંદ સ્વામીના ગુણગાન કરતી એક બે મોટી કૃતિઓ પણ તેઓએ એ જ અરસામાં ગુજરાતી ભાષામાં ઉતારી સંપ્રદાયને સ્પર્શતી એમની એવી સ્વતંત્ર ગુજરાતી પદ્ય કૃતિઓમાં પાછળથી જીવનના છેવટના દસકામાં લખાઈ એવી મોટી અને મહત્ત્વની કૃતિ તે 'હરિલીલામૃત' કવિનું એ મોટું કાવ્ય છે એક દાયકો એના લખાણમાં વીત્યો—કવિ સોસાયટીમાંથી નિવૃત્ત થયા પછી તેમની વૃદ્ધાવસ્થામાં અને તેમની અંધાપાની સ્થિતિમાં લખાયેલું એ ગ્રન્થ વડતાલમાં રહીને રચાયું હતું એ ગ્રન્થનું અર્પણ વડતાલના મંદિરના આચાર્યશ્રી બિહારીલાલજીનું પ્રગટ કરાયું છે ગુરુભક્તિની આ આપણી જૂની રીત છે આચાર્યશ્રી પોતે સુજ્ઞ, રસિક અને વિદ્વાન હતા તેથી કવિને એમણે ઘણી પ્રેરણા તથા સહાય અર્પેલા આ કૃતિના રચનાકાળમાં કવિના અવસાન પૂર્વે પાંચ વર્ષે આ પદ્યગ્રન્થ પૂરો થયો હતો પોતાની કિશોર વયે શ્રીજીના ઉત્સવવર્ણન તો એમણે ગાયા જ હતા, હવે દલપતરામ વૃદ્ધાવસ્થામાં શ્રીજીના જીવનસમગ્રને બિરદાવે છે એમાં સ્વામી સહજાનંદે ગુજરાત સૌરાષ્ટ્રમાં કરેલા કાર્યની મહત્તા વર્ણવવાનો મુખ્ય આશય

પદ્યસૌન્દર્ય પણ દાખવતું નથી અને શીઘ્ર કવિત્વ વેળાનું વર્ણન છે તેમ સામાન્યપણે એમાં રૂઢ થઈ ગયેલ જ માને કે સાંપ્રદાયિક કૃતિમાં હોય તેવું એકવિધપણું અને દીર્ઘસૂત્રીપણું પણ છે.

સ્વામીનારાયણ સપ્રદાયને લગતી એમની મજ હિન્દીની કવિતામાં 'શ્રવણાખ્યાન' સુદીર્ઘ અને યશસ્વી કૃતિ છે 'અર્વાચીન કવિતા'ના વિવેચક,* દલપતરામ કવિની પ્રતિભા હિન્દી કવિતામાં વધુ સામર્થ્ય ધારણ કરતી વર્ણવે છે " હિન્દી કવિતા લખતી વેળા દલપતની કલ્પના વિદગ્ધમાં વિદગ્ધ કાવ્યરસિક વર્ગને પોતાનું ઉદ્દેશ્ય સમજે છે. ઊર્મિતકતા અને ભાષાવૈભવ તેમાં વધુ પ્રગટ થયા છે " તેની સરખામણીમાં દલપતરામની ગુજરાતી કવિતા અંગે પણ એ જ લેખક કહે છે કે ગુજરાતી જનતાની આદરતાની વાડ તેમની (દલપતની) ગુજરાતી કવિતાને હતી કવિશ્રી નાનાલાલ પણ લખે છે, " દલપતરામ જન્મે ગુજરાતી હતા, અને અભ્યાસે હિન્દી હતા " એમની કાવ્યરુચિ ઘડવામાં હિન્દી કવિતાનો જ ફાળો મોટો છે વસ્તુત તેઓને વાતાવરણ જ એવુ મળેલુ જીવનની શરૂઆતમાં કે પ્રતિષ્ઠિત હિન્દી ભાષામાં જ કવિતા આપવામાં તેઓને સાર્થકતા જણાતી હતી કાવ્યમાં શબ્દાર્થ ચાતુર્યની લીલા, તેનું અતિપ્રમાણ, અન્તરોની પ્રચુરતા, કવિત-સવૈયા સમા પ્રચારિત પ્રતિનુ આકર્ષણ, ઉપરાંત કવિતા લખનારવાની ઢબ અપનાવવામાં પણ દલપતરામનુ લક્ષ હિન્દી કવિતા તરફ હોય એવુ જણાય છે તેમની દૃષ્ટિમાં હતી એ સભારજની હિન્દી કવિતાના 'ગુર્જરી વાણીવિનાદ' સમી કૃતિઓમાં વચ્ચે હિન્દી કવિત પણ કવિએ ગૂથી દીધા છે, એટલુ જ નહીં પરંતુ છુટા પદોમાં પણ ક્યાંક હિન્દી પદ મૂકી દીધુ છે એમના સમયમાં રાજસભા-મંદિરાદિ સ્થળોએ વ્રજ-હિન્દી કવિતા-ભાષાની પ્રભુતા પ્રસરેલી હતી કવિનુ પોતાનુ શિક્ષણ પણ એ ભાષાનુ જ વધુ તો હતુ. ફોર્બ્સની પ્રેરણાએ દલપતરામ

* શ્રી સુન્દરમ્.

ગુજરાતી કાવ્યો વિપુલ પ્રમાણમાં આપતા થયા. ફોર્બસનું એ આપણા પરનું એક મોટું ઋણ છે. ફોર્બસ ન મળ્યા હોત તો કદાચ દલપતરામ રાજસભા કે મંદિરમાંના કોઈ વ્રજ ભાષાના કવિ જ થઈ ગયા હોત, એમ કહીએ તો કશું વધુ પડતું નથી. નવા વાતાવરણને જોઈને કવિ દલપતરામ ફોર્બસની હૂંફે નવા વિષયો પર લખતા થયા, એટલું જ નહીં પણ એમને માટે અદમ્ય આકર્ષણનું કારણ બનેલી વ્રજ ભાષામાં કવિતા રચવાનું કોરે કરીને તેઓ ગુજરાતીમાં લખતા થયા. ફોર્બસને પહેલી વાર કવિ મળેલા ત્યારે હિન્દી ભાષામાં જ એમણે સાહેબને કાવ્યો લલકારી સંભળાવેલાં. ફોર્બસે કહેલું કે હિન્દી ભાષા જનમંડળમાં સૌરાષ્ટ્રની પુરવાર થાય તો ખરી હિન્દી કવિતા રચી ગણાય; બાકી અભ્યાસે કે પરિચયે જાણીને હિન્દીમાં લખીએ તેથી શું? દલપતરામે સાહેબની ઇચ્છાને અનુસરી હિન્દી છોડી ગુજરાતીમાં લખ્યું. તોપણ સાહેબનું કથન તેઓ ભૂલ્યા ન હતા. બનારસના રાજાએ મોકલેલી હિન્દી ભાષાના કાવ્યગ્રન્થની ભેટ મળતાં 'નીરવર'ને 'શ્રવણાખ્યાન' રચવાની પ્રેરણા થઈ. કવિએ તે રચ્યું અને બનારસના વિદ્વાન કવિએ તેને વખાણ્યું પણ ખરું.

સ્વામીનારાયણ મંડળના આચાર્યશ્રીની સહજ ચેષ્ટાના તર્કમંડિત શીઘ્ર પદ રચીને કવિત્વશક્તિનો ચમત્કાર એમણે વિદ્વાનોમાં તેમજ ભક્તમંડળમાં પણ દાખવેલો આપણે એકબે દૃષ્ટાન્તો જોઈએ:

× "નન્દ જસોદાનન્દ ભયે આનન્દકન્દ જન્મ,
મોર લિયે ગોવિન્દ મન્દ રવ નન્દત્રિયા તન્મ;
જંભન મિષ જગરહ, નિરખ મુખચન્દ ચારુ અતિ,
મુખ લખી બ્રહ્માંડ પ્રીત ગુણવંદિત ભઈ મતિ.
યહ મર્મ જાનિ અબ ધર્મસુત, પરમ પ્રેમ જન પર ધરી,
મુખ પૈ ઉમા ન દલપતિ રખી, દીનદાસ કન્દી હરિ "

× 'કવીશ્વર દલપતરામ'—ભાગ ૧ (કવિ ન્હાનાલાલ)

—ઠીંક-મગાસું ખાતા મુખે આડો કમાન ધરતા આચાર્યશ્રીની એ ટેવનું કેટલું મનોહર તર્કનાનું શીઘ્ર પદ્ય? એ જ રીતે, આચાર્યશ્રી ટાચકા ફોડે છે તે પરનો ન્હાનો તરંગ વિનોદિયે

× "તર્જની સેં પૂર્ણજોકી પૂજા પરિપૂર્ણ કીધી,
તાતે પરિગ્રહહુકી ગાદી આપ પાયે હો;
મધ્યમા અંગુષ્ટ મીલી મન્ત્રજાપ બ્હોત કીની,
કષ્ટદેન અર્ચીકે અનામિકા રિઝાયે હો,
છાપાદાનધૃત છિતિ છિરકી કનિષ્ટિ કાને,
આપ આપ કૃત્ય કછુ ન્યૂન ન રહાયે હો,
કહે દલપતિરામ, સુનો, અયોધ્યાપ્રસાદ!
કાયકો અંગુલિકો મરોરી કે દુભાતે હો?"

આટઆટલા સુકર્મ અને પુણ્ય આચરનારી અંગુલિઓને શા માટે દુભાવો છો, અયોધ્યાપ્રસાદજી'—એ પૃચ્છા સરલ છતા આનન્દક છે એક શૃંગારરસની સમસ્યાપૂર્તિ જોઈએ છેલ્લી પંક્તિ અપાઈ છે,

"રાધે આધે નૈન મો અગાધ મંત્ર સાધે હૈ"

આ રહી એની પૂર્તિ,

* "ભ્રમર કુટિલાકાર, નૈન બિન્દુ મધ્ય ધાર,
માનહુ ઓંકાર કે આકાર આધે આધે હૈ.
હિમ કુમે હેમહાર જન્ત્ર કો આકાર જાનો,
નિચ કુચ કુંભ ધાર ઇષ્ટકો આરાધે હૈ
જિન્હે વેશ ઘનશ્યામ કહે દલપતિરામ,
ગોપ સુતા ગોપ્ય સુન તોહિમે અગાધે હૈ
આધે આધે આખર કો બોની બોની વન આધે
રાવે આધે નૈનસે અગાધે મંત્ર સાધે હૈ

---

+ 'કવીશ્વર દલપતરામ'—ભાગ ૧ (કવિ નાનાલાલ)

* 'ગુજરાતીઓએ હિન્દી સાહિત્યમાં આપેલો ફાળો'—દેરાસરી

આ છે એમના વ્રજ ભાષામાંના શીઘ્ર કાવ્યમુક્તકોની આછી ઝાંખી.

એમની સળંગ વ્રજભાષી દીર્ઘ કાવ્યરચના તે 'શ્રવણાખ્યાન'. એ પ્રથમ બહાર પડી ઈ. સ. ૧૮૬૮મા, પછી '૮૬માં અને તે પછી '૯૭માં. એમની હિન્દી ભાષાની પદ્યરચનાઓ કેટલી લોકાદર વરતી હતી તેનુ જ આ સૂચક છે. સંયુક્ત પ્રાન્તના બળિરામપુરના અર્જુનસિંહ રાજાએ 'અર્જુનવિલાસ' રચાવતાં તે તેમના પુત્ર દિગ્વિજયસિંહે પૂરો કરીને, કરાવીને 'કવીશ્વર'-દલપતરામને એક પ્રત ભેટરૂપે મોકલતાં કવિને 'શ્રવણાખ્યાન'ના વસ્તુની પ્રેરણા થઈ. પિતાના કાર્યને પૂરું કરનાર રાજવીએ એમને પિતૃભક્તિનુ વસ્તુ પ્રેર્યું. 'શ્રવણાખ્યાન'ની રસિક, વર્ણનાત્મક તથા બોધક કૃતિ દલપતરામે એના પરિણામરૂપે રચી અને ભેટના પ્રત્યુત્તરરૂપે મહારાજા દિગ્વિજયસિંહને મોકલી આપી. કાશીના કવિ ગોકુળદાસજીએ એ કૃતિની સહૃદય પ્રશંસા કરીને કૃતિને પુષ્કરતીર્થની ઉપમા આપી "વ્રજ પાવન કરન ઈન આઈ કવિતાઈ કવિ દલપતિ-રામકી" એમ પ્રમાણી 'શ્રવણાખ્યાન'નું વસ્તુ પુણ્યપોષક અને નિરૂપણ આહ્લાદક હોવાનું પણ એ પ્રતિષ્ઠિત હિન્દી કાવ્યજ્ઞે જણાવ્યુ. ફૉર્બ્સે કહેલુ તે કવિની કૃતિએ સફલ કરી દાખવ્યું. કવિનુ હિન્દી કવિ તરીકેનું ગરવુ સ્થાન ભારતીય કવિજનોએ પણ સ્વીકાર્યું. બીજી આવૃત્તિ કવિએ અને ત્રીજી આવૃત્તિ સત્યશોધકમંડળીએ પ્રગટ કરી એ તેની માગ બતાવે છે.

કુલ નવ પ્રભાવોમા પથરાયેલું આ આખ્યાન, શ્રવણજન્મ—ઉછેર—લગ્ન અને તેને મા-બાપના હેતનું થતું પરોક્ષ જ્ઞાન પહેલા પ્રભાવમાં સમાવી દે છે. માતા પિતાનાં સ્નોત્રો, શ્રવણને અઢારમે વર્ષે મા-બાપનુ અંધત્વ, સાસુ વહુનો કલહ, શ્રવણ અને તેની પત્ની વચ્ચેનો વિવાદ,—એટલું વસ્તુ બીજા પ્રભાવમા છે. પત્ની સાવિત્રીનો પિયરવરો, મા બાપ માટે શ્રવણનો મૂર્તિપૂજાત્યાગ, શ્રવણ સમક્ષ વ્યક્ત થયેલી વડીલોની તીર્થ કરવાની અભિલાષા, એ તીર્થપર્યટનનો પ્રારંભ—

એટલી વાત ત્રીજા પ્રભાવમાં છે. ચોથા પ્રભાવમાં શ્રવણ-પરમહંસ વચ્ચેનો સંવાદ અને પાંચમા પ્રભાવમાં પરમહંસનો પસ્તાવો, કાશીની સભામાં શ્રવણનો વિવાદવિજય, તેનું રાજસન્માન, તેનો ઓચિન્તો કાશીત્યાગ,—એટલું વસ્તુ આવે છે. છઠ્ઠા પ્રભાવમાં પ્રવાસીને શ્રવણનો બોધ, તેમજ દર્ભગઢના વણિકનો કિસ્સો; સાતમા પ્રભાવમાં અજમેર, પંજાબ, હિમાલય થઈ વતન આવતાં દશરથ રાજાને હાથે શ્રવણવધનો લોકવિદિત પ્રસંગ; આઠમા પ્રભાવમાં મા-બાપનો વિલાપ, મા-બાપ સાથે શ્રવણનું સ્વર્ગારોહણ; તો છેલ્લા નવમા પ્રભાવમાં દશરથદશા, શ્રવણજ્ઞાતિ, સપૂતલક્ષણ, મહારાજા તથા ગ્રંથને અભિનંદન આદિ અંગો છે. મૂળ શ્રવણવધનો પ્રસંગ ઠેઠ સાતમા પ્રભાવમા છે. દશરથ તથા શ્રવણનાં અંધ વડીલોના મિલનનું વર્ણન અતિટૂંકું છે. દષ્ટાન્તાત્મક બોધની કવિની રીતિ અત્રે પણ છે. શ્રવણને પિતૃસેવાની સંમુખ સ્વર્ગ પણ ગમે નહીં જે માટે વિપ્રના વિલાસીને સાકરનું શું એવું પૂરક દષ્ટાન્તનિરૂપણ અનુચિત લાગે છે. "કછુક પુરાની બાત, કછુક વિખ્યાત બાત, કછુ અસંકાર તેરે મનને મિલાયો હૈ," એવું લખતા કવિ, "શેક્સપિયર આદિક ભયે ઇંગ્લિશ કવિ અમોલ; તિનકે તર્ક સમાન મમ, તૃણકે તુલ્ય નહિ તોલ" એવું ય કહે છે. એમનું આ મુક્તક પ્રસિદ્ધ છે :

"દેશ ગૂજરાત દુનિયામેં જૈસો દીસે બાગ,
અહમદાબાદ વામેં ઉત્તમ અટાલી હૈ;
આસપાસ ઔર પ્રાન્ત સારે સો તો ક્યારે જૈસે,
જામેં પ્રજા ફૂલબારી જૈસી ફૂલીફાલી હૈ;
સુધારેકી બોલી બોલૈ વામેં જો સાહેબલોગ,
સો મૈં કવિતારસ સેં પોષી અરુ પાલી હૈ;
કહૈ દલપતિરામ કહત હું સત્ય બાત,
ન્તિ વિપ્ર જાનૌ મેરિ જ્ઞાતિ તો શ્રીમાલી હૈ."

—આખ્યાનના પ્રારંભમાં જ કવિ વિનમ્રપણે પોતાના કાર્યનો તથા આ જમાનાને જરૂરી જણાતો હશે એવો કુળપરિચય પણ આપી દે છે

" ચઢી છાતી પે મે ખૂ મૂછ તાની,
તથાપિ ન આપે ઉરે રીસ આની "

એ પંક્તિ ગુજરાતી પિતાસ્તુતિમાં પણ છે। નિર્નાદભાવી વાત્સલ્યભાવ અહીં સ્પષ્ટ છે ખરો. પણ તેની આવી સર્વાનુભવરસિક કૃતિમાંની પુનરુક્તિ ઉચિત નથી "જો મમ શીશ નમૈ ન પિતુપદ તો યહ શીશ અસિસે બિદારો, નૈન રમે નહિ નેહ પિયુષ તો યહ નૈન છુરીસે નિકારો" અથવા "પુત્રપ્રેમ કી વિધિકૃત પાશા" ઉચ્ચારતા શ્રવણના પાત્રાલેખનમાં કવિનો સ્વાભાવિક ઊર્મિઉદ્રેક વર્તાય છે. વર્ષાનું અહીં કરાયેલું વર્ણન "ઘેરી રહી ઘનઘોર ઘટા, ચપલાકિ છટા ચમકે ચહુ પાસે" વાળું 'ફાર્બસવિલાસ'ના નવમા અંકમાં પણ આવે છે। શબ્દો પણ લગભગ એના એ જ। "ગંગામે ગયો સો જલ ગિનાયો હૈ ગંગાજલ, મોરી ગર્તમે ગયો સો મલિન ગિનાયો હૈ" એટલી આકાશકી પૈ દલપતિ કહે જૈસો જૈસો જોગ ભયો વૈસો વે જનાયો હૈ "એ પાયમાં પ્રભાનમાનું મુક્તક જ 'ફાર્બસવિલાસ'ના પાંચમા અંકમાં ભાષાન્તરરૂપે મળી રહે છે—'ગંગામાં ગયું જે જળ ગણાયું એ ગંગાજળ ગટરમાં ગયું જળ ગંદું તે ગણાયું છે એમ જ આકાશની પેઠ દલપત કહે જેવો જેવો જોગ થયો તેવું તે જણાયું છે "કુન પદરેન પદનધો ઔ ઘોડા ચિન દધોનાણું આદસો નવ કડીઓ સહિતનું આ આખ્યાનમાં વિશિષ્ટ અને પ્રાસાદિક ભાષા, શબ્દાર્થાલંકારોની આકર્ષક યોજના, વર્ણનો તથા બોધક સૂત્રો ("તપ લાયક હૈ વૃદ્ધપન" જેવા) ઉપરાંત દૃષ્ટાન્તાત્મક પદ્યો અને ચિત્રબંધોની ગૂંથણીથી વિશિષ્ટ કૃતિ થઈ શક્યું છે કેટલોક આગળનો ભાગ વધુ પડતું લંબાણ પામ્યો. કવી વાર્તા તેમજ પાત્રાલેખન પરત્વેનું કવિનું દુર્લક્ષ પણ ધ્યાન ખેંચે તેવું છે એમ નોંધવું ઘટે તોપણ, 'દલપતિ ગમ'ની હિન્દી ભાષાની કૃતિઓમાં વસ્તુ તેમજ નિરૂપણની દૃષ્ટિએ એ

જમાનામાં વ્યાપક લોકપ્રીતિ પામેલું આ કાવ્ય આજે ય ઉત્તમ મનાય તેવું છે જ. જીવનની પહેલી વીસી વટાવીને હજી આગળ પગ મૂકતા દલપતરામ વેદનિષ્ઠ પિતાથી ગિસાઈને ઘર છોડી નાસી ગયેલા, તે પછી મોસાળમાં જ મામામા સાથે રહેના, તેમના લગ્નમા પિતા જ હાજર ન હતા, તેમને જ કારણે તેમના પિતાને ઘર ઉજાડ કરીને સન્યસ્ત ધારવું પરેલ, એ બધુ લક્ષમા લઈએ તો આ રચનાને આપણે કવિનું 'પ્રાયશ્ચિત્ત' માનિયે કે 'પિતૃતર્પણ' કહીએ તો યોગ્ય નથી? પોતાના અનુભવો કે પોતાની સવેદનાને સર્વલક્ષી કલારૂપે ઢાળવાની દલપતરીતિ જ એમા જોઈએ તો'

મધ્યકાલીન ગુજરાતની એક પ્રસિદ્ધ કૃતિ 'પ્રવીણસાગર'નું 'કવીશ્વર' દલપતરામે ઈ સ. ૧૮૮૨મા, તેમને પ્રથમ રાજઆદર આપનાર કાગડા ગન્સના આમત્રણે, ગુજરાતી ભાષાન્તર કર્યું; એટલું જ નહિ પરતુ, તેમાની ખૂટતી બાર લહેરો કવિએ મૂળ કૃતિને અનુરૂપ વ્રજ ભાષામા જ આલેખી આપી મૂળની વ્રજભાષા શુદ્ધ ન હોવાનું મનાતુ હતુ એના જુદા જુદા જાણકારો પાસે તે પુસ્તક ભાષાન્તરાર્થે ફેરવાયુ પણ હતુ કવિએ તેને પૂરું પણ કરી આપ્યુ. કવિની એ સેવાની કદર પણ ઘણી થઈ હતી બીજે જ વર્ષે, ઈ સ. ૧૮૮૩મા થોધિકા દરબારના ભાવભર્યા આગ્રહને લીધે સ્વામીનારાયણ સપ્રદાયના સ્થાપક શ્રી સહજાનદજીનુ કાવ્યબદ્ધ ચરિત્ર 'પુરુષોત્તમ-ચરિત્ર' અધ બનેના કવીશ્વરે રચી આપેલુ, તે ય વ્રજ ભાષામા ત્યાના પ્રવાસ નિવાસનુ કવિપુત્ર નાનાલાલે વર્ણવેલુ ચિત્ર આકર્ષક છે કવિનો હિન્દી ભાષાના કવિ તરીકેનો કેવો માનભર્યો સ્વીકાર તે સમયમા થતો અને કવિ તેને કેવા યોગ્ય નીવડતા તે આ દ્વારા જણાય છે. 'જ્ઞાન-ચાતુરી' નામક ગ્રન્થો પણ દલપતરામે વ્રજ ભાષામા લખેલા છે. 'છન્દરત્નાવલી'નુ વ્રજ ભાષામાનુ ભાષાન્તર પણ એમને હાથે થયુ હતુ

વ્રજ ભાષાનું મધ્યકાલીન ગૂજરાતમા રાજદરબારે, મતમંડળે તેમજ

પ્રજાસમૂહમાં પણ અહોભાવભર્યું સન્માન થતું હતું. આપણા મધ્યકાલીન કવિઓમાં દયારામ જેવાઓએ તો એમાં કવિતા પણ વહાવી છે. મુત્સદ્દીથી માંડી સાધુજન કે રાજવીથી માંડી ગાયકજન લગી જે ભાષાની બોલબાલા હતી તેમાં કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈએ, આપણા આદિ અર્વાચીન ગૂજરાતી કવિએ, અદ્દભુત આસાનીથી લખ્યું-ગાયું છે. ગૂજરાત તેમજ ગૂજરાતની બહાર પણ તેમની એ રચનાઓની કીર્તિ પ્રસરી ચૂકી હતી. એમની મહત્ત્વાકાંક્ષા, એમનો પુરુષાર્થ, એમને મળેલાં માનપાન, એ સર્વ તેમની હિન્દી ભાષાના કવિ તરીકેની પ્રતિષ્ઠાની ગરવી કથા રચે છે. એમનું વ્રજ ભાષામંડોળ ઠીકઠીક હતું. તેથી એમની પાસે ભાષાન્તરો કરવાનાં, સ્વતંત્ર કૃતિઓ પણ તેઓ રચતા તેમ તેમની પાસે રચાવાની પણ ખરી એવી કૃતિઓ; એટલું જ નહીં પણ એમની પાસે વ્રજ શીખવા તે સમયના ઘણા ઉત્સાહી સાહિત્યરસિકો જતાં.*

શ્રી સુન્દરમ્ કહે છે તેમ તેમનો કવિત્વવૈભવ તેમની હિન્દી રચનાઓમાં વધુમાં વધુ પ્રગટ થયો છે. આ વિધાન સ્વીકારતાં વિચાર થાય તોપણ એટલું તો જરૂર કે હિન્દી રચનાઓમાં 'કવીશ્વર'ની કીર્તિ ઘણી પ્રતિષ્ઠિત હતી. ગૂજરાતને 'ક. દ. ડા.' મળ્યા, ગૂજરાતનાં આબાલવૃદ્ધને અર્ધી સદી સુધી કાવ્યરસનું આકર્ષણ થયું. એનો યશ કોને? ફોર્બ્સને? દલપતરામને? વિધાતાને? નહીંતર દલપતરામ વ્રજ ભાષાના કવિ નીવડ્યા હોત? અર્વાચીનના તથા મધ્યકાલીનતાનું દલપતરામમાં અહીં એક વિશેષ અનુસંધાન આપણે અનુભવીએ છીએ.

કવિ દલપતરામ—'દલપતિરામ'ની ગૂજરાતી તેમજ હિન્દી ભાષામાંની લાંબી-ટૂંકી પદ્ય રચનાઓનું આપણું અવલોકન અહીં સમાપ્ત થાય છે. એની પૂર્તિરૂપે 'દલપતપિંગળ' તથા કવિનું 'અલંકારાદર્શ' આપણે વિચારી લેવું જોઈએ.

તેમનું 'ગૂજરાતી પિંગળ' પદ્ય આકારે છે ગૂજરાતભરના કવિઓ

* 'ગુજરાતીઓએ હિન્દી સાહિત્યમાં આપેલો ફાળો'—પૃ. ૩-દેરાસરી.

તેમજ પદ્ય અભ્યાસીઓ માટે આ કૃતિ પદ્યરચનાના પ્રારંભિક પાઠ જેવી નીવડી છે. એની પ્રસિદ્ધિ—લોકપ્રિયતા અસાધારણ પુરવાર થઈ છે. આપણા પિંગળપંડિત સ્વ. કેશવ હ. ધ્રુવે તેનું નવેસર સંપાદન પણ આપણને આપ્યું છે. પદ્યના મંડેત પ્રથમ સમજાવી (જેવા કે, લઘુગુરુ એટલે શું? અથવા આઠ ગણ કયા કયા?—ઇત્યાદિ) વિવિધ કુલ ઓગણચાળીસ માત્રામેળ છન્દો, એકસો ચોવીસ અક્ષરમેળ છન્દો, સંખ્યા પ્રસ્તારાદિક પદ્યકોષ્ટક, અલંકાર, કઠિન શબ્દાર્થ,—એટલું જ એ પિંગળપુસ્તિકામાં કવિએ યોજ્યું છે. નાનું છતાં ઉપયોગી અને સરલ છતાં પ્રમાણભૂત એવું આ આપણું શાસ્ત્રીય પુસ્તક છે. છંદનું માપ પદ્યમાં બતાવાયું છે અને ઉદાહરણોમાં બોધ ભેગો વિનોદ પણ ભેળવાયો છે. અક્ષરમેળ વૃત્તોમાં દલપતરામે સંખ્યામેળ વૃત્તોની સમજૂતી પણ સમાવી છે. પ્રચલિત—અપ્રચલિત અનેક વૃત્તોનું શાસ્ત્રીય જ્ઞાન ગૂજરાતને પહેલવહેલું સુલભ કરી આપવાની મહાન સેવા કવિને હાથે થઈ છે. દલપતરામની આ સેવા તેમની કારકિર્દીનો ઉજ્જ્વલમાં ઉજ્જ્વલ અંશ માનવો જોઇશે. પ્રા. રામનારાયણ વિ. પાઠકના શબ્દોમાં કહીએ તો ગૂજરાતી કવિતાની સ્વતંત્ર પ્રાણપ્રતિષ્ઠા આ કૃતિ—દલપતપિંગળથી જ થઈ ગણવી જોઈએ. નાનાલાલ કવિ તેમાં 'મહાકાળના ચિંતનપૂરનો સંગીતકેલિ' સમજે છે. આપણા કવિઓને અને અભ્યાસીઓને પદ્યવિજ્ઞાન હસ્તામલકવત્ કરી આપવાનું કાર્ય દલપતરામને વરદ હસ્તે થયું લાગે છે. નર્મદે પણ પ્રશસ્ય પ્રયત્ન પાછીથી પિંગળ આપ્યું ગૂજરાતને, રણછોડરામ ઉદયરામ દવેએ પણ 'રણપિંગળ'નું મોટું સંગીન પદ્યશિક્ષણનું કાર્ય કર્યું એ જ જમાનામાં, તોપણ આજે ય દલપતપિંગળ વિનાનું કયું કવિ-અભ્યાસીનું મેજ સૂનું રહ્યું હશે? એની સરલતા, એની શુદ્ધિ, એની હૃદયંગમ દૃષ્ટાન્તકલા, એની સર્વગ્રાહિતા અને એની વિશદ સંક્ષિપ્તતા એને આવું સ્થાન અપાવે તેમ છે. પિંગળ પરનું પુસ્તક ગૂજરાતમાં લાખ ઉપરની પ્રતો પામે એ સુખદ ઘટના આ કૃતિએ નિર્મી છે. શ્લેષ અને વિનોદનાં બે

દષ્ટાન્તો એમણે શિખરિણી તથા મંદાક્રાન્તાનો જે રીતે વૃત્તપરિચય આપ્યો છે તે લક્ષમાં લેવાથી સમજી શકાશે. પદ્યમાં જ પરિચય આપવાનો હોવાથી રહી જતી આવશ્યક માહિતીને કવિ નીચે ફૂદડી ગૂંથીને ટીપમાં મૂકે છે. ક્યાંક દષ્ટાન્તરૂપે સળંગ કાવ્ય કે કાવ્યભાગ પણ મુકાએલ છે. જ્યાં અનેક ભેદપ્રભેદ એક જ વૃત્તના હોય ત્યાં તેના વ્યાપક સ્વરૂપને (જેમકે વૈતાલીયમા) કવિ રજૂ કરે છે. વૃત્તપરિચયને અંતે કેટલાક શબ્દાર્થાલંકારો તથા ચિત્રબંધાદિની કેટલીક વિગતો પણ સમજાવાઈ છે.

'અલંકારાદર્શ'ની રચના વડતાલના આચાર્યશ્રી વિહારીલાલજીની પ્રેરણા–સૂચનાએ થયેલી. એનું કર્તૃત્વ કવીશ્વર દલપતરામનું હોવાનું શ્રી કે. કા. શાસ્ત્રીએ એ કૃતિના તાજેતરના સંપાદનના પુરોવચનમાં સમુચિત દર્શાવ્યુ છે. કાવ્યશાસ્ત્ર ગ્રન્થોમાનાં ઉદાહરણોમાં નીતિ પ્રેરતા દષ્ટાન્તો ન હોવાથી–એ દષ્ટાન્તોમાનો શૃંગાર વર્જ્ય લાગવાથી, એ ગ્રન્થોમાનો તત્ત્વસાર નિર્વિકારી સાધુજનો પણ મેળવી શકે તે અર્થે 'અલંકારાદર્શ' રચાયો છે કાવ્યમા જ નહીં તેના શાસ્ત્રમા પણ 'સદ્ધર્મનુ સ્થાપન' કરવાનો કવિનો અભિપ્રાય છે. કવિ પોતાના આશયને અનુરૂપ દષ્ટાન્તો બહુધા સ્વામીનારાયણ સંપ્રદાયના સંસ્થાપકના વર્ણન દ્વારા જ પૂરા પાડે છે દલપતરામના 'ગૂજરાતી પિંગળ' જેટલી આ કૃતિ પ્રસિદ્ધ નથી નીવડી તેના કારણમા તેની રચના અને તેના સ્વરૂપ ઉપરાંત આ સાંપ્રદાયિક વાતાવરણ જ હશે. એક લાખ ઉપર પ્રતો અને અનેક આવૃત્તિઓ પામી ચૂકેલા 'દલપતપિંગળ'ને સામે પલ્લે 'અલંકારાદર્શ' ગ્રન્થની બીજી આવૃત્તિ પણ છેક હમણા પંચાવન વર્ષે ગૂજરાત વિદ્યાસભા દ્વારા પ્રગટ થઈ છે. એ ય ઉમેરવુ ઘટે કે 'અલંકારાદર્શ' ગ્રન્થના આલેખનમા જે સરળતા છે, જે શાસ્ત્રીયતા છે, જે મનોહારિતા છે, જે સમગ્રાનવબોધ છે તે ગૂજરાતી અભ્યાસીઓનું લક્ષ વધુ ને વધુ દોરશે જ એમ લાગે છે આપણે ત્યાં કાવ્યશાસ્ત્રનો

પરિચય આપતા પુસ્તકો આમે થોડા છે, તેમા પોતાના પ્રિય નાવ્યઅંગો સમા પિંગળ અને અલંકાર ઉભયનુ શાસ્ત્રીય સમર્થ નિરૂપણ દલપતરામે આપ્યુ છે તેની કિંમત મોટી કે એનુ શિક્ષણ સરલ–સહજ છે.

'અલંકારાદર્શ'ની પ્રસ્તાવનામા 'કવીશ્વર' જણાવે છે તેમ, "ઘણુ કરીને આ ગ્રન્થ રચનામા 'કુવલયાનન્દ' ગ્રન્થનો આધાર રાખ્યો છે, તથા વ્રજ ભાષાનો 'અલંકાર રત્નાકર' .તથા 'કવિપ્રિયા' ગ્રન્થ તથા 'ચમત્કારચન્દ્રિકા' આદિક ગ્રન્થો પાસે રાખ્યા હતા" વળી, સો અલંકારોના આ નિદર્શનમા, "પ્રાચીન ને અર્વાચીન મતમા જેટલા અલંકાર છે તેમાનો એક અલંકાર પે પચ્યો મૂકયો નથી," એવુ પણ કવિએ સ્પષ્ટ કર્યુ છે કૃતિના નામાભિધાન અગે પણ કવિએ કહ્યું છે, "વાણીનો અલંકાર હોય તે આ ગ્રન્થમા મેળવી જોવાય, માટે આ ગ્રન્થનુ નામ અલંકારાદર્શ રાખ્યુ છે"

અર્થાલંકારો, શબ્દાલંકારો, સંકર અલંકારો, ચિત્રાલંકાર અને રસપરિચય આ કૃતિની સામગ્રી રચે છે પદ્યમા સરલ વિશદ વ્યાખ્યા અને તેની પૂર્તિરૂપ દૃષ્ટાન્ત, એ વર્ણનાત્મક હોય તેમ હાસ્યરસપૂર્ણ પણ હોય, એવી યોજના છે ભ્રાન્તિમાન સદેહાદિ અલંકારો કેવલ દૃષ્ટાન્તથી જ સમજાવાયા છે ગદ્યમા ટીકા પણ અપાઈ છે. એમાં દૃષ્ટાન્તોમા વિનોદની છાટ છતાના શાસ્ત્રીય વિષય પણ કેવો મનોરજક થાય છે તે જોઈશુ

(આક્ષેપ અલંકાર)

"વચન વદી નિજ વદનથી વળતી કરી વિચાર,
નિષેધ કરિયે વચનનો, 'આક્ષેપ' અલંકાર."

(ઉદાહરણ)

"સૌએ શંકરાચાર્ય જ પધરાવ્યા પોતે ઘેર,
જેની શેકને ભોળાવ્યો મિત્ર જે મનાય છે,

સૌએ ભેટ ધરી શેઠ સામું જોયું ત્યારે શેઠ,
આઠ મણ કપાસિયા આપવા ચહાય છે.
કર જોડી કહે શેઠ: કહો, મોટા મહારાજ,
આપના બળદને કપાસિયા અપાય છે?
મહારાજે હા કહી ત્યાં શેઠનો વિચાર ફર્યો,
હસી કહ્યું શેઠે: અમારા એ બેલ ખાય છે."

દલપતરામનું માનવસ્વભાવનું દર્શન કેવું ઝીણું અને વેધક છે એ તરફ પણ ધ્યાન ગયા વિના ભાગ્યે જ રહે. આ રહ્યું ઉપમેયોપમા-અલંકારનું નિરૂપણ :

"ઉપમા જ્યાં અન્યોન્યની કહે કોઈ કવિરાય,
તો તે 'ઉપમેયોપમા' અલંકાર કહેવાય."

એ લક્ષણદર્શનને પડખે મુકાયેલું દૃષ્ટાન્ત જોઈએ,

"સજ્જન આ સંસારમાં બે બંધન બળવાન,
કાન્તા સમાન કનક છે, કાન્તા કનક સમાન."

પ્રતીપ અલંકારની સમજ અપાઈ છે, "જોતાં જે ઉપમાન છે, તે કહીએ ઉપમેય"—ત્યાં છે પ્રતીપ અલંકાર. દૃષ્ટાન્ત આ રહ્યું, "શ્રી હરિના મુખ સમ શશી ઓપે છે આકાશ." સંબંધાતિશયોક્તિ અલંકાર જેવો પેટા ભેદ પણ કેવો સરળ નિરૂપણ–વ્યાખ્યા અને દૃષ્ટાંત પામ્યો છે તે જુઓ :

"જોગ થવા સંભવ નહિ, થયું કલ્પિયે તેમ" (વ્યાખ્યા).

અને આ રહ્યું તેનું ઉદાહરણ :—

"મુંબઈમાં ઠામ ઠામ વૈદ તો વિશેષ વધ્યા,
અનેક પ્રકારનાં તે ઓસડ બનાવે છે.
ગણ્યા ન ગણી શકાય, કોટમાં નહિ સમાય,
સંખ્યા તેની જોતાં અચરજ ઉપજાવે છે.

શેરિયે શેરિયે તથા ગામમાં ને ચન્નામા
વૈદ વૈદ કૈ એના નામ તો ધરાવે છે.
ફુલગો માગવા જ્યાં નાન્દો નમીને લેયે
ત્યાં તો એક વૈદ્યરાજ હાથ માહી આવે છે ''

દલપતરામની પ્રતિભાને જ સહજ એવુ નથી આ બધુ? અલંકાર ગ્રન્થમા શૃંગારના નિષેધનો આશય છે, મનોરંજન નિરોધ નથી પિંગળ અને અલંકારની આ બે શાસ્ત્રીય કૃતિઓમાની હથોટી જાણીતી છે ૮ ૬ ડાની આ શિષ્ટ સરલ કૃતિઓને આપણા શિક્ષણક્રમમા માનભર્યું સ્થાન મળે તેમ છે

'વીશ્વર' દલપતરામ ડાહ્યાભાઈ આમ બાલ્યકાળથી જીવનના અતિમ આરા સુધી ગૂજરાતને કવિતા અને કાવ્યશાસ્ત્રની નાનીમોટી વધુઓછી કલાગૌરવવાળી છતાં સર્વથા ઐતિહાસિક મહત્ત્વની અનેક રચનાઓ આપે છે એમા સાચે જ આપણે તેમના 'મનની છબી' નીરખી શકીયે છીયે, સુરેખ અને જીવન્ત એમનો પુરુષાર્થ ગૌરવનો અધિકારી છે અલ્પ સાધનો તથા પ્રતિકૂલ પરિસ્થિતિને તેઓ ફેરવી નાખે છે અને ગૂજરાતના સ્થી નાનાડીના 'વીશ્વર' લેખે અર્ધી સદીનુ યશસ્વી અને પ્રશસ્ત વિદ્યાયુષ્ય તેઓ ભોગવે છે એમનુ નીતિપરાયણ, ઈશ્વરશ્રદ્ધાળુ, પરોપકારી, કર્તવ્યનિષ્ઠ તથા વ્યવહારકુશળ વ્યક્તિત્વ તેમાથી ગોચર થઈ શકે છે

નવા અને જૂના કાવ્યસ્વરૂપો તેઓ ઉત્સાહપૂર્વક ખેડે છે એમની ભાવભાવના જૂની પરિપાટીની છે, તો એમની વિચારસૃષ્ટિ નવયુગના વાતાવરણે સહજ છે તર્કના તરગો ઉછાળવાની એમની હોંસ અને શક્તિ અખૂટ છે દૃષ્ટાન્તો યોજનારી એમની અનવાસ્નશક્તિ પણ એવી જ વ્યાપક તેમ કુશળ છે હાસ્યની એમની નૈસર્ગિક પ્રતિભા તો ગૂજરાતી જીવનની એક અનોખી મૂડી છે રચનાના સૌષ્ઠવ કરતા સર્જનનો ઉત્સાહ એ જમાનામા વિશેષ જણાય છે, દલપતરામનુ લક્ષ પણ એ તરફ વધુ

સ્થિર લાગે છે. અતિપ્રમાણ ધારનો બોધ કે શબ્દાર્થચમત્કારની નિરંતર ક્રીડા, ઊર્મિવિહોણું થઈ જતું શુષ્ક કથન કે સીધું નિવેદન, અને ક્યાંક ગ્રામ્યતા ધારણ કરતી ઉક્તિઓ કે વિચારણા, એવી કેટલીક નાનીમોટી ક્ષતિઓ હોવા છતાં દલપતકવિતા વસ્તુ તેમજ નિરૂપણ પરત્વે એ જમાનામાં ઘણો આદર વરી હતી અને આજે પણ એમાંનું શુભ તત્ત્વ કેટલીક બાબતમાં પ્રમાણરૂપ પણ રહ્યું છે. ગૂજરાતી કવિઓમાં ક. દ. ડા.નું કાવ્યસર્જન ઐતિહાસિક દૃષ્ટિએ તેમ રસલક્ષી દૃષ્ટિએ પણ મહત્ત્વનું છે. એનો બોધ, એની વિનોદમયતા, એની વાર્તાત્મકતા, એની વ્યવહારસૂઝ, એની સરલતા, એની વિશુદ્ધિ અને એની લોકહિતેચ્છા આપણી અર્વાચીન ગૂજરાતી કવિતાનું શુભ મધુર મંગલાચરણ રચે છે.

ગૂજરાતી કવિતાનું સુકાન એમણે સમર્થપણે સાચવેલું એમાં ઘણી રીતે નવી કવિતાનું હિત હતું. જૂના અને નવા વચ્ચેના સેતુ બનીને એમણે ગૂજરાતી પ્રજાજીવન અને સાહિત્યને પોતાની પ્રાસાદિક કવિતાથી વિશાલતા અને સત્ત્વશીલતા પ્રતિ અભિમુખ કર્યું છે.

: ૫ :

" ધીરે ધીરે સુધારાનો સાર સજ્જન સંભળાવજો રે. "
—'વેનચરિત્ર' ( ક. દ. ડા. ).

" આર્યભૂમિતણાં મારાં અસ્થિ અને ચર્મ છે."
—ક. દ. ડા.

" વધે વિનોદ ઘટે વિખવાદ,
એ જ અમારો આશિરવાદ. "
—ક. દ. ડા.

*

'કવીશ્વર' દલપતરામ ડાહ્યાભાઈ—સી. આઈ. ઈ. ( ઈ. સ. ૧૮૨૦ —ઈ. સ. ૧૮૯૮ ), અર્વાચીન સમયના સાહિત્યના તથા સુધારાના ક્ષેત્રમાં એક અગ્રગામી જ્યોતિર્ધર છે. ઓગણીસમી સદી આગલા સૈકાઓનાં અંધારાંની ત્વરિત ઓટ અનુભવે છે, જીવનની સંકુચિત, જડ અને નિષ્ક્રિય સ્થિતિમાંથી વિશાળ, સ્ફૂર્તિવન્ત અને પ્રવૃત્તિપૂર્ણ સ્થિતિ પ્રતિ ઉત્સાહપૂર્વક અને આશાસહિત પ્રસ્થાન આદરે છે, કદી જ નહોતી અનુભવી એવી વ્યાપક અને ગાઢ પરદેશી અસર તળે આવે છે. દેશનું પુનરુત્થાન જ નહીં પણ નવઘડતર થતું હતું. પ્રજાની દૃષ્ટિ અને અતિનું લક્ષ્ય તથા સ્વરૂપ પલટાતું હતું. કવીશ્વર આ સન્ધિ સમયના ધ્રુવતારક સમા કર્તવ્યનિષ્ઠ, સ્થિરસૌમ્ય, સર્વમાન્ય અને વિશુદ્ધચરિત પ્રજાધુરંધર થયા. એમણે જૂની પરિપાટીએ મન અને હૃદય કેળવેલાં, જૂની સંસ્થાઓ તેમ જૂના આદર્શો વચ્ચે એમણે જીવનની મહત્ત્વાકાંક્ષાભરી મજલ માંડી હતી, છતાં તેઓ તો હતા આજન્મ શિક્ષક, આજીવન બ્રાહ્મણ. નવી દિશા તરફ વાળતો એક

સહૃદય સંગીન હાથ એમને મળ્યો. ફોર્બસ અને તેમની વિચાર કાર્યની સૃષ્ટિ કવિને મળી અને જૂનાના સંગીન પાયા પર કવિએ નવયુગની ઈંટો ફીની ફરી જૂનાને એમણે નવામાં વાળ્યુ અને નવાને એમણે જૂનાનુ અનુસંધાન શીખવ્યુ મંથનના, અવસ્થતાના, ચાચલ્યના પોતાના પ્રગતિશ પલતા જમાનામા એમણે એ કલ્પનાને માર્ગે સ્થિર કદમ માંડ્યા, મંડાવ્યા. એમનુ વતન, એમનું ઉછેર વાતાવરણ, એમની કેળવણી, એમને મળેલુ સ્વામીનારાયણ સંપ્રદાયનું પાથેય, એ સર્વ ધ્યાનમા લેતા કવિનુ ફોર્બ્સમિલનની ક્ષણથી થયેલુ રૂપાન્તર સુખદ આશ્ચર્યનો વિષય જ છે ફોર્બ્સે સ્થાપેલી સાહિત્ય વિદ્યાવૃદ્ધિ અર્થેની ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી કવિના જીવનસત્ત્વને પ્રગટાવવાના સહાયભૂત થાય છે કવિ પણ એ સંસ્થાની એક સાચા સુપુત્રની જેમ અનન્યભાવે અચલિત સેવા કરે છે. કવિ ગૂજરાતભરમા ઘૂમે છે કાવ્યના રસ્તે ગૂજરાતની પ્રજાને જાગ્રત કરે છે પ્રજા તેમજ રાજ્યસત્તા ઉભય એમની આ એકધારી સેવાઓને વદે છે અન તથા તનની અને કવચિત્ ધનની ય પ્રતિકૂળતા—કવિને મૂઝવે તો છે જ, પણ કવિ તો રહે છે આ જીવન ગુર્જર સેવક આખે અપગ, ભ્રીશ્વર એ સ્થિતિમા ય કેટકેટલુ યશસ્વી કાર્ય કરી શક્યા છે એ તો ઈ સ ૧૮૭૮થી ઈ સ ૧૮૯૮ લગીની એમના સુદીર્ઘ આયુષ્યની અંતિમ વીસી પણ બરોબર દર્શાવી શકે તેમ છે સ્નેહીઓ, સુહૃદો, સ્વજનો, શિષ્યો ય એમને સૂના કરીને ચાલ્યા જાય છે આ દુનિયામાથી પ્રથમ પત્ની મૂળી મા સાથેના ઝઘડા અને અનંગ નિરાસનુ દર્દ પણ મનમા હશે જ, તોપણ હસતા હસાવતા સંસાર વચ્ચે વિરક્તિમય જીવન જીવીને, જૂનાનો આદર છતા નવા બળોનો છેવટ લગી સત્કાર અને સદ્ભાર કરીને 'કવીશ્વર' ઘણુ સંગીન કાર્ય કરી જાય છે

એમનુ જીવન આપણે જોયુ એનુ કેન્દ્રસ્થ કર્તવ્ય નીવડ્યુ એમનુ ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીમાનુ એકનિષ્ઠ સેવાજીવન સોસાયટી માટે એમણે સરકારી નોકરી તજી, સોસાયટી માટે એમણે

સતત લખ્યું, સોસાયટી માટે એમણે રાજસભાઓ અને પ્રજામંડળી-ઓમાં ઘૂમી ઘૂમીને અથાક છતાં નિરભિમાન રહીને સંસ્કારસર્જક પ્રચાર કર્યો, સોસાયટી માટે એમણે ગૂજરાતની લક્ષ્મીને નવપ્રવૃત્તિના વાવેતરમાં વાળી; એટલું જ નહીં કિન્તુ પોતાનું અત્યંત લોકપ્રિય સાહિત્યધન પણ એમણે સોસાયટીને જ અર્પણ કરી દીધું,—કવિ દલપતરામના જીવનનું તેમજ ગૂજરાતના નૂતન યુગનું એ એક ગરવું પ્રકરણ છે. ફૉર્બ્સ પ્રતિની સુહૃદનિષ્ઠા આ કાર્યના પ્રેરક અંશરૂપે છે ખરી. કવિ કહે છે, "હું કિન્લોક સાહેબની સેવું છું ક્બર વર્નાક્યુલર સોસાયટી." * એમના જીવનની અનેકમુખી સુભગ વિકાસની પ્રેરક-પોષક સરવાણી જ આ તેમની મિત્રતા નથી? યોગ્ય કહેવાયું છે. "દલપતરામનું કવિત્વ ફાર્બસથી ખરૂં પ્રકટ થયું અને ફાર્બસસંબંધી લખતાં તે પૂર્ણ દશા પામ્યું."+ એ મૈત્રીનું મહિમાસ્તોત્ર દલપતપુત્ર નાનાલાલ ભવ્ય વાણીમાં ગાય એમાં વધુ પડતું કંઈ જ નથી. એક હૃદયસંબંધ ગાણુસની આંતરિક શક્તિનો, તેની અંતર્ગત સત્ત્વસંપત્તિનો આટલો સુભગ ઉત્કર્ષ સર્જી શકે એ ય જીવનનું એક શુભ મંગલ પાસું જ છે ને? એ સાથે કવિની ઉપર્યુક્ત પંક્તિમાંની વિનમ્રતા સમજીને એ પણ અવશ્ય કહેવું ઘટે છે કે આ સોસાયટીસેવા એ કવિની બ્રાહ્મણજીવનની નૈસર્ગિક અભિવ્યક્તિ હતી. એમનું માનસ, એમના સંસ્કાર, એમની ભાવના, એ સર્વને અનુકૂલ એ કાર્ય હતું. કવિ, શિક્ષક, વ્યાખ્યાનકાર, પત્રકાર અને પ્રજાસેવક તરીકેનું એમના વ્યક્તિત્વનું સોસાયટી એક સ્વાભાવિક વાહન હતુ. એમને ગૂજરાતે લક્ષ્મીના લાડીલા કર્યા એ ખરૂં અને તેઓ એથી વિમુખ પણ ન હતા, તોપણ એમની રગેરગમાં બ્રાહ્મણત્વ હતું. નવા યુગના બ્રાહ્મણત્વનો ઉત્તમ વિનિયોગ સોસાયટી દ્વારા દલપતરામે મૂર્તિમન્ત કરી બતાવ્યો

* 'બુદ્ધિપ્રકાશ વિષે'—દલપતકાવ્ય (૧).

\+ મતઃસુખરામ ત્રિપાઠી—'રાસમાળા'.

છે. જન્મે જ નહિ, પ્રકૃતિ તથા પ્રવૃત્તિ એ પણ એમનો આદર્શ હતો બ્રાહ્મણજીવનનો. દલપતરામ અને સોસાયટીના મેળાપમાં ઉભયનું સાર્થક પણ હતું. ગૂજરાત સોસાયટીનું ઋણી છે, તેથી જ 'કવીશ્વર'નું ય તે ઋણી છે.

કવિના જીવનમાં શ્રી સહજાનંદસ્વામીસ્થાપિત નવધર્મસંપ્રદાય પણ અગત્યનો અંશ છે. સાધુચરિત કવિ દલપતરામના જીવનની એમાં સાદ્યન્ત પ્રેરણા છે. કવિ નાનાલાલ વર્ણવે છે તેમ દલપતરામે ય એ ઋણ વાળ્યાં છે. પિંગળ, અલંકાર, શબ્દસંગ્રહ, રચનાની તાલીમ, કલાનું 'નિર્વિકાર'પણું,—એ સર્વ એમને સ્વામીનારાયણ સંપ્રદાય તરફથી જ જીવનની અનેરી ભેટરૂપે મળે છે. એના આગ્રહી સેવને કવિની કૃતિઓને એકલક્ષી બનાવી છે તેમ તેના કેટલાક સદ્ અંશોને પોષ્યા પણ છે. કવિનું વ્યક્તિત્વ, તેમનું સર્જન, ઉભય સંપ્રદાયથી પોષાયાં છે, તેમ છતાં નવયુગની ઉષાનાં કિરણો એમણે ઝીલ્યાં છે, સંપ્રદાયમાં તેમનું માનસ કે લેખન બંધાઈ રહ્યું નથી. તેઓ હતા સારગ્રાહી. નવાં બળોમાં જે કંઈ શુભ એમણે જોયુ—માન્યું તેને એમનો સહકાર મળ્યો. અનેક આદર્શો એની પ્રતીતિરૂપે એમણે પ્રબોધ્યા, અનેક શુભ પ્રવૃત્તિઓ પણ એમણે નિષ્ઠાપૂર્વક ઉપાડી અને પાર પણ પાડી. આ હકીકતમાં કવિનું, ગૂજરાતનું તેમ સંપ્રદાયનું ય ગૌરવ છે.

દલપત આદર્શ ગુજરાતી હતા, એમના જીવનના મૂળભૂત પ્રિય સિદ્ધાન્તો અને આદર્શો તરફ વફાદાર છતાં નવાં શુભ વલણને નિત્ય ઉદારતાથી આવકારનાર અને જીવનમાં તેને ઉતારનાર. અર્વાચીન જીવનના પ્રથમ આવિષ્કારરૂપ સોસાયટી અને મધ્યકાલીન સંસ્કારની પરંપરા જાળવનાર સ્વામીનારાયણી સંપ્રદાય, બન્ને સંસ્થાઓને પોતાના જીવનનો અર્ધ્ય અર્પવામાં એમણે જે નિષ્ઠા બતાવી છે, તે એમના જીવનનો અસાધારણ ગુણ છે. એ સદ્ગુણે એમને વંદ્ય બનાવ્યા છે. રાજાઓ, સાહેબો, શાહુકારો, સુધારકો, પંડિતો અને પ્રજા,—સર્વમાં

એમની વિચારશીલ નિર્ભયતા અને ઉત્સાહપૂર્ણ કર્તવ્યનિષ્ઠા છાપ પાડતી. એમના જવાથી "તેમનું સ્થાન લેનાર કોઈ નથી" એવું લાગે જ, કારણ એકધારી સેવા એ કવિની એ સમયના ગુજરાતી પ્રજાજીવનમાં ભાત પડતી વિશિષ્ટતા હતી "આપણે એક પ્રકારની માનસિક નિદ્રામાંથી જાગતા હતા અને જગાડનારનો પરમ ઉપકાર માની તેમા પુણ્યના પૂજનમાં જ કૃતાર્થતા સમજતા હતા." * એમને અસામાન્ય પ્રતિષ્ઠા–સન્માન મળ્યાં હતા એમને પગલે અદ્ભુત કાવ્યનો ઉમંગ પ્રગટતો. એમને આગમને સહુને સુધારાનો સંદેશ મળતો ગુજરાત-ભરમા દલપતરામ ઘૂમ્યા, વિનમ્ર અધ્યાપક તરીકે, 'કવીશ્વર' લેખે અને સત્સંગી ભાવિક રૂપે એમના લેખનની તેમજ એમના જીવનની પણ જનતાપરાયણતા એમને વિશિષ્ટ સ્થાને સ્થાપે છે સાહિત્યકારના જીવનની સ્વતંત્ર પ્રતિષ્ઠા નહિ દલપતરામે પહેલવહેલી સ્થાપી એ પણ એમના કાર્યનું એક મહત્ત્વનુ લક્ષણ છે. એમના જીવનના છેલ્લા આઠેક વર્ષો એમની આંખની પીડાના વર્ષો હતા નર્મદ સાથેના સ્પર્ધાપ્રસંગસમયે પણ કવિને આંખનો વ્યાધિ હતો જ. એ નૂર ઓસરતા ઓસરતા પછી તો વિલીન પણ થયા કવીશ્વર અંધ સ્થિતિમા પણ ઘણુ લખે છે, ઘણુ કરે છે, પોતાની રૂઢ શ્રદ્ધાઓને હણાતી જોતા એને હણનાર નવા બળોમાનુ તથ્ય પણ તેઓ સ્વીકારે છે તેઓ કોંગ્રેસ તરફ સક્રિય સહાનુભૂતિ સેવે છે અને અંગ્રેજ અમલની કથળતી નીતિરીતિના પ્રજાકીય વિરોધમા ભાગ લે છે

એમના જીવન, એમના વ્યક્તિત્વ અંગે મણિલાલ નભુભાઈએ લખ્યુ છે, "સમર્થ અનુયાયી પૂરો પાડવાનુ બળ દલપતપક્ષમા હતું જ નહીં." કવિતા કલાક્ષેત્રે દલપતમાર્ગ પ્રગતિશીલ ગણાયો નથી એ ખરું છે. કાવ્યમા સ્થૂલ સામગ્રીઓ પ્રત્યેનુ તેમનુ અતિસુગમ વલણ તરત જ તરાયુ એ હકીકત છે જો કે કવિ ખબરદાર કે કવિથી

* 'સુદર્શન ગદ્યાવલિ'—મ ન દ્વિવેદી

આ રીતે એમના જીવનદર્શનના વિભાગમા જોયુ તેમ 'કવીશ્વર'ને અનુકૂલ પરિસ્થિતિ, સહાયકોનું ગોમાનાર મંડળ મળી ગયુ હતુ ફોર્બ્સ, કર્ટિસ, હોપ, મહીપતરામ, દાક્તર ભાઉ દાજી, આદિની એમને ઓથ હતી એમના ઘણા કાર્યો એમાના કોઈકને કોઈની પ્રેરણા કે સહાયથી થયાં છે તેમ છતા, કવિમા વિચાર આચારની મૌલિકતા હતી જ. મૌલિકતા માત્ર નવીનતાના જ અર્થમા લઈએ અને એનો વિશાળ અર્થ—સાચી સહૃદયતા ન લઈએ તોપણ, * દલપતરામના જીવનમા અને કવનમા અપૂર્વપણ નથી એવુ ન કહી શકાય ગુજરાતને પિંગળની દુર્ગમ વિદ્યા સુગમ કરી આપી દલપતરામે જ ગુજરાતને આર્થિક સ્વાવલંબનનો આદેશ સાહિત્યદ્વારા સ્પષ્ટ રીતે પ્રથમ આપ્યો દલપતરામે જ. ગુજરાતને હાસ્યરસનુ પહેલુ સ્વતંત્ર યાદગાર નાટક અને એવી જ ટૂંકી પદ્યકથાઓ આપી દલપતરામે જ સોસાયટીમા આજીવન નિસ્પૃહ સેવકજીવનનો ગુજરાત સમક્ષ દાખલો બેસાડ્યો દલપતરામે એમનુ અંગત પૂર્વજીવન વિચારીએ તો અગ્નિહોત્રી વેદનિષ્ઠ બ્રાહ્મણ પિતાના કુટુંબમા ઘર છોડીને પુરુષાર્થથી જીવન સમૃદ્ધ કરનાર કવિ વિશિષ્ટ વ્યક્તિ જ નીવડ્યા છે ક્યાર વિચારનો સ્ફુલિંગ અન્યપ્રેર્યો પરન્તુ તેમાથી જાગેલી કાર્યજ્યોત પોતાની જ એવુ ય દલપતરામના જીવનમા જડે છે એમનુ ઇતિહાસસંશોધન એવુ કાર્ય છે એ જમાનો એવો હતો કે કેટલાક વિચાર જ નવા હતા, તેમ એનુ આચરણ પણ નવુ જ હતુ કવીશ્વરના કાર્યની અપૂર્વતા તથી જ કેટલીક વાર માત્ર પ્રારંભિક સ્વરૂપની છતા સદ્જનની નીવડી છે એ જમાનાના અન્ય સુધારકો સાથે સરખાવતા દલપતરામનુ શિક્ષણ, એમની નૈસર્ગિક પરિસ્થિતિ, આદિ એવા હતા કે નવયુગની કેડીઓ પર તેઓ ઉત્સાહપૂર્ણ જીવનભર આગળ વધે અને અન્યને દોરે એ પણ વૈશિષ્ટ્યમા ખપે। તો પછી કેટલીક યાદગાર કેડીઓ તેઓ પાડી પણ ગયા છે એ

* "The believing man is the original man —Carlyle

તો કેમ જ ભુલાય? 'કવીશ્વર' કેવળ "અનુકરણ કરનાર" નહીં, "આપનાર" પણ નીવડ્યા છે "શક્તિ વિચારી કરીએ કામ" એમનું એ સૂત્ર હતું ખરું, તોપણ નવા માર્ગ ઉપાડવાની અને તેને પૂરા કરવાની શક્તિ તેમનામાં ઘણી હતી.

સાહિત્યકાર તરીકેના કવિ દલપતરામના વ્યક્તિત્વનો વિચાર કરનારને વીર નર્મદ પણ જરૂર સાંભરવાનો. આપણા વિવેચકોએ ઉભયની તુલના વારંવાર કરી છે. એમના સમયમાં પણ આ બન્ને કવિઓની તુલના રસપૂર્વક થતી. એકના પિતા ઉગ્ર કર્મકાંડી બ્રાહ્મણ, જે રોષે ભરાઈ પુત્રના લગ્નમાં પણ ન જાય; બીજાના પિતા સૌમ્ય— ઉદાર તે એવા કે પુત્ર પત્ર લખે, "ખરેખર મારી તબિયત તો સારી જ બાપ સાથે." એકના પિતા પુત્રના સ્વતંત્ર આચરણે સંતપ્ત તે, તો બીજાના પિતા પુત્રના લખાણની સારા અક્ષરોમાં નકલો ઉતારી આપે અને પીઠ થાબડે, "ભાઈ, તારી કવિતા વાંચવાથી રોવું આવે છે, પણ પછી બહુ સુખ થાય છે."+ એકના પિતા પ્રથમથી જ પુત્રને ઉપાર્જનના પુરુષાર્થમાં ધકેલી દે, તો બીજાના પિતા મૃત્યુ પછી પણ આન્તર હ નર મરી જાય. એક ગામની નિશાળ અને સ્વામિમંદિરમાં સાધુઓ પાસે ભણે અને બીજો કૉલેજ પણ જુએ. એક એકાદ દાયકો ગદ્ય લખે બાકી પદ્ય રચનામાં જ મગ્ન રહે, તો બીજો એકાદ દાયકો જ કાવ્યો લખે પણ જીવનભર તો ગદ્ય જ લખે. દલપત અને નર્મદના જીવન વહેણ તટસ્થ દર્શને પણ કેવા નિરાળા લાગે છે? બન્ને પરિસ્થિતિએ ભિન્ન, પ્રકૃતિએ પણ ભિન્ન. દલપતરામના સ્વભાવમાં વિનીતપણું, શાણપણ, વિનોદમિશ્ર ગાંભીર્ય, ચોકસાઈ, ચાતુર્ય અને મિતસારપણું છે. નર્મદના સ્વભાવમાં ઉદ્દામપણું, ધૂનીપણું, નિરર્ગળ ગાંભીર્ય, ઉતાવળ, ચાંચલ્ય અને મસ્ત એકલવિહારીપણું છે. એમને અનુક્રમે 'ધીર' અને 'વીર'નાં મળેલાં વિશેષણો સાર્થ છે. એ પણ ઉચિત કહેવાય છે કે દેશને "બેયની જરૂર હતી."

---

+ 'મારી હકીકત'—નર્મદ

પરંપરા, પ્રકૃતિ અને પરિસ્થિતિ સર્જક પર અસર કરે છે જ. બન્નેની શૈલી, બન્નેનાં લખાણ તેથી જ ભિન્ન ભિન્ન ગુણસંપત્તિ દાખવે છે. સ્વ. નવલરામ એ લક્ષમાં લઈને બન્નેને 'અપ્રમેય' ગણે છે. કોઈ એકને પસંદ કરે છે, કોઈ અન્યને. કોઈને વળી ઉભયથી અસંતોષ છે. પ્રા. રામનારાયણ પાઠક સમાએ બન્ને કવિઓનું પરસ્પરનું અપ્રમેયત્વ સ્વીકારીને ઉભયે જનતાની કાવ્યાભિરુચિ એકદમ વધારી હતી અને લોકોમાં નવીન ઉત્સાહ પ્રેર્યો હતો એ યાદ આપીને કહ્યું છે, "વર્તમાન-યુગનો બાલ્યકાળ તેમ હજી ઘણા જમાના સુધી સમાજનાં બાળકો એ બન્નેની કવિતાથી પોષાવાનાં છે." છેલ્લે શ્રી સુંદરમ્ બન્ને વિષે કેટલુંક વિચારશીલ નિદાન આપેએ છે.

દલપતકવિતાને સભારંજની અને નર્મદની કવિતાને 'મસ્ત' શૈલીની કહેતા નવલરામ, બન્નેને સત્કૃતસ ન ગણતા છતાં ભાવનાબળે 'ઉદ્દતવર્ગ'ના નર્મદમાં અપૂર્ણ પણ ભવ્ય ઉત્તમતા જોતા અને દલપતરામાદિના 'વ્યવહારુ' વર્ગમા ખેડૂત–દુકાનદારના વેપારની ગંધ અનુભવતા મણિલાલ, બન્ને માટે માન ન ધરાવતા સર રમણભાઈ, બન્નેમાં નહીં કૃત્રિમતા કે નહીં કલા એવી તે સમયના જીવનની જ પ્રતિચ્છવીરૂપ સાદાઈ જોતા આચાર્યશ્રી આનંદશંકર, નર્મદ કરતાં દલપતમાં વિશેષ પ્રસાદ જોતા શ્રી વિશ્વનાથ મ. ભટ્ટ, એકને બ્રહ્મર્ષિ—બ્રાહ્મણ તો બીજાને ગર્જર્ષિ—ક્ષત્રિય કહેતા નાનાલાલ, પરિસ્થિતિ જોવામાં—તેનું નિદાન કરવામાં—તેનો ઉપાયઅમલ કરવા–બતાવવામાં દલપત કરતાં નર્મદને વધારે દૂર દેખનાર ગણતા પ્રા. રામનારાયણ પાઠકના વિચારોનું જાણે સારદર્શી સ્પષ્ટીકરણ શ્રી સુંદરમ્ દ્વારા થાય છે. નર્મદમાં તેમને અણઆવડત અને શ્રમની બેફિકરાઈ જણાય છે અને દલપતરામમાં સ્થૂલ ચાતુર્યમોહ. દલપતકવિતાને આપણા સામાજિક જીવનના ઐતિહાસિક દસ્તાવેજ અને નર્મકાવ્યને નર્મદના આંતર જીવનના અનુલેખરૂપે તેઓ જુએ છે. કાવ્યસમજની સુરેખતાની દૃષ્ટિ બન્નેમાં નહિ છતાં કાવ્યને સમજવાનો નર્મદનો પ્રયત્ન દલપતરામના

પ્રયત્ન રચના વધુ સફળ, તોપણ લખાવટ તો દલપતની વધારે સારી, કારણ તમા તૈયારીતાલીમ હતા વધુમા શ્રી સુન્દરમ્ જણાવે છે તેમ નર્મદ્‌ગીતિ ગુણભેદે નહિ પણ અણુવડના, આવેશજન્ય દોષભેદે જ દલપતગીતિથી જુદી પડે છે આ વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ યોગ્ય દર્શાવ્યુ છે તેમ એકને કવિગુરુ નાનિદાસ ન માનીએ કે અન્યને મન્વન્તરનો મનુ પણ ન માનીએ।

આજે તો લાગે છે કે બન્નેનું કાર્ય પરસ્પરપૂરક નીવડ્યુ છે તે જમાનાના કવિ તો આ બે જ, નનનરામનુ એવુ વિધાન પણ સત્ય લાગે છે બન્નેના સારા અંશો જ પ્રમાણુમહાર ઊપસના તેમની મર્યાદા થાય છે એકની સંવેદનપટુતા બીજાનું પદ્યકૌશલ્ય,—બેઉ થતા કવિત્વને ગૂગળાવે છે બન્નેના લખાણમા પ્રયોગશીલતા છે, વિપુલપણુ છે, સુધારાનો આદેશ છે, અને સહૃદયતા છે બન્નેએ ગૂજરાતને જગાડ્યુ બન્નેને ગૂજરાતને સત્કારી સાહિત્યનિષ્ઠા ઉભયની સૂક્ષ્મ સંપત્તિ હતી બન્નેને શિરે જ્યોતિર્ધર બનવાની જવાબદારી હતી બન્નેને એ સફળ રીતે પાર પાડવાનુ સુભાગ્ય પણ વર્યું હતું બન્ને વચ્ચે સ્પર્ધાનો ભાવ ઉગ્રતા પણ પામેલો પરન્તુ પછીથી ઉભય ત્યથી પર પણ થયા હતા બન્ને અન્યોન્ય માર્ગદર્શક પણ નીવડ્યા જણાય છે નર્મદના લખાણનુ સ્વદેશાભિમાન અને દલપતના લખાણનુ જ્ઞાનમિશ્રિત હાસ્ય ગૂજરાતી સાહિત્યની વિશિષ્ટ સંપત્તિ છે

'કવીશ્વર' દલપતરામ પોતાના સુદીર્ઘ આયુષ્ય કાળમા ગદ્ય અને પદ્ય બી અનેક કૃતિઓ આપે છે એમા ભાષાન્તરો છે, સ્પર્ધાના લખાણો છે, ફરમાસુ લખાણો છે સંપાદનો છે, સ્વતંત્ર લખાણો પણ છે 'ફાર્બસવિરહ' સમી આત્મલક્ષી કે 'વેનચરિત્ર' જેવી પરલક્ષી પદ્યની કૃતિઓ તેમા છે, તેમ 'ભૂતનિબન્ધ' કે 'હુન્નરખાનની ચડાઈ' જેવી ઐતિહાસિક મૂલ્યની કૃતિઓ પણ છે એમનુ ગદ્ય આપણુ પ્રારંભિક સ્વતંત્ર ગદ્ય છ એમા નિરપેક્ષ કલાદષ્ટિએ તપાસના સુઘડતા કે ચારુતા વર્તાતી નથી તેમ છતા 'મિથ્યાભિમાન' સમી કૃતિ તેમાના પાત્રાલેખ।

અને હાસ્યના ગુણે ચિરંજીવ રહે તેમ છે. એમની પદ્ય કૃતિઓમાંનાં દૃષ્ટાન્તાત્મક પદ્ય અને વિશેષત તો હાસ્યરસના એમનાં સ્થૂલ તેમ સૂક્ષ્મ. દૃષ્ટિના પદ્ય કથાનકો તથા તેમની બાળકો માટેની કવિતા લાંબો સમય સમાજને શિક્ષણ અને રંજન અર્પી શકે તેમ છે. જ્ઞાનવિનોદાર્થે 'કાર્યસવિલાસ' સમી કૃતિને પણ વીસરવી ઘટતી નથી. અર્ધી સૈકાની એ સુદીર્ઘ સાહિત્યસેવા મર્યાદિત છતા સંગીન તૈયારી સાથેની, સાચી સહૃદયતાની, સતત નિષ્ઠાની તથા જનસુધારણાની ધગશની પ્રતીતિ કરાવે તેમ છે. એમા કલાનુ બહિર્વક્ષીપણું છે એટલુ આન્તર અભિ મુખપણું નથી એમા વિચાર નહેંા કરનાની દૃષ્ટિ છે એટલી એની કલાત્મક અભિવ્યક્તિની લાંબી નજર નથી એમની કલાદૃષ્ટિ આંતરિક સૂઝ કરતા પરંપરા-પરિસ્થિતિના પ્રમાણને વધુ વશ છે. એમ પણ હોય કે એમની કલાસૂઝ એમના સમયની કલાભાવનાથી ભિન્ન ન પણ હોય. તેમ માનીએ તો એ તરફની તેમની વફાદારી તેમની પોતાની આતરિક શ્રદ્ધા તરફની વફાદારી પણ માની શકાય. કળાના સ્થૂલ તત્ત્વો તરફનું એમનુ આ વળણ કુશળ આવિષ્કાર તો પામ્યું છે જ. અન્ત્ય પ્રાસ, શબ્દાર્થાલંકાર, ઉક્તિવૈચિત્ર્ય, ચિત્રબંધોની રચના, તર્કની ચિત્રવિચિત્ર ક્રીડા, ઇત્યાદિ કવિની કલાશ્રદ્ધાના અગત્યના અગો છે તેઓએ એ શ્રદ્ધાસ્થાનોને કુશળ ઘાટરંગ આપ્યા છે. તેમા તેમની સિદ્ધ હથોટીનો આપણને અનુભવ થયા વિના રહેતો નથી આજે એ સિદ્ધહસ્ત પદ્ય-કૌશલ્ય કે શબ્દાર્થપ્રભુત્વનુ મહત્ત્વ શૈક્ષણિક અને બાલભોગ્યપણા પૂરતુ જ લેખી શકાય એવું સ્વાત્મક મૂલ્ય આજે થોડુ છે એની સાદાઈ પણ આજે તો પ્રાકૃતતારૂપે જ મનાય એમાની નીતિદૃષ્ટિ આજે કલાની રસનિષ્પત્તિની મુક્ત સાધનામા રોધરૂપ જ નીવડે એમાં કવિ દલપતરામની મર્યાદા અવશ્ય છે, છતા સમય એવુ પરિણામ અનિવાર્ય પણ બનાવે છે. એમની કવિતા એમ ક્રાન્તિકારી મંનાના પ્રારંભકાળે સહજ ઉદ્ભવ પામીને હજી સુંધી કેટલીક દિશાઓ પૂરતી તો પ્રેરક જ છે, એ કંઈ કમ નથી.

દલપતરામ ડાહ્યાભાઈ ત્રવાડીની કવિતા અને તેમના નાટક-નિબંધાદિનો સંદેશ પણ કેવો ભાવનાશીલતા અને વ્યવહારુ શાણપણનો સુયોગ સાધે છે? આજે પણ એમાંનો કેટલોક બોધ માર્ગદર્શક થાય છે. ભૂતપ્રેતના વહેમોથી મુક્ત થવાનો, ઐક્ય સાધવાનો, મદ્યપાન-નિષેધનો, આપણા હુન્નરઉદ્યોગને આગ્રહપૂર્વક અપનાવવાનો-વિકસાવવાનો, બાળલગ્નવિરોધનો, વિધવાપુનર્વિવાહની હિમાયતનો, વિદ્યાની વૃદ્ધિ કરવાનો, પરદેશ જઈને જ્ઞાનઅનુભવ મેળવી લાવવાનો, સ્ત્રીઓને ભણાવીને સંસાર સુધારવાનો-શણગારવાનો, દેશી રાજાઓની સુધારણાનો, ધાર્મિક વિખવાદ વ્યર્થ હોવાથી એકના નહીં પણ ધર્મ-સમભાવ કેળવવાનો, ગુજરાતી ભાષાની સમૃદ્ધિનો, હિન્દી અપનાવવાનો, વેરની વિરુદ્ધ ન્યાયનો, અન્યાય સામે પોકારનો, એમ વૈવિધ્યભર્યો અને સુધારાભિમુખ સંદેશો એ સાહિત્યને શબ્દે શબ્દે છે. એમના જીવન અને કવનનો સાર-ઝોક વિચારશીલ પ્રગતિનો છે. આન્તરિક વિશુદ્ધિ તથા સંયમનું મહત્ત્વ તેઓ વારંવાર સ્પષ્ટ કરે છે. કાવ્યના ભાવકમાં ઇચ્છા સાથે અધિકાર પણ જોઈએ, એવું જણાવીને એમણે પોતાના કાવ્યબાગના વિહારીને જણાવ્યું છે, "ગમે ત્યાં ગમ્મત કરો, ન ગમે તે નિંદશો મા, રાખજો તે જગા જવા બીજા રમનારને". એમની કેટલીક કૃતિઓ પણ તેમાંના બોધક નિરૂપણને કારણે ઘણા સંભાર્યાં કરે છે, જેમકે ફૂલણજીની ગરબી, એક મંડળી એવી સ્થાપો, મોચીના પથ્થરની ગરબી, કાળ અને આકાશની ગરબી, ચેતે તો ચેતાવું તને રે પામર પ્રાણી, આણુનું હાસ્ય, ઇત્યાદિ. 'દલપત કવિતાનો દૂરંદેશી લોકહિતનો વિચાર, તેમાંની હાસ્યરસાચ્છાદિત કથાનકગૂંથણી, ઉપરાંત તેમાંનો કેટલોક જીવનલક્ષી સ્પષ્ટ ઉપદેશ પણ યાદગાર રહે તેમ છે. સોરઠા—દોહરા—મનહરાદિમાંની તેમની કેટલીક પંક્તિઓ પણ એ જ કારણે કંઠસ્થ કરીને સંભાર્યા કરવાનું આબાલવૃદ્ધ સહુને રુચશે

કવિ દલપતરામના ગદ્ય-પદ્યસાહિત્યની આ સમગ્ર સમાલોચનાને અન્તે એ ય ઉમેરવું ઘટે કે કવિનાં ગદ્ય-પદ્ય લખાણોમાંથી ચૂંટણી કરીને નવી સુપ્રાપ્ય આવૃત્તિઓ પ્રગટ થાય એ હિતાવહ છે. એમની પદ્યકૃતિઓ તરફ ધ્યાન દોરાયું છે, તેમ છતાં 'વેનચરિત્ર,' 'ફાર્બસ-વિલાસ,' આદિ કેટલીક કૃતિઓનો સ્વતંત્ર પુસ્તિકાઓરૂપે પ્રચાર થવો પણ જરૂરી છે. ગદ્ય લખાણો તો એટલું ય લક્ષ પામ્યાં જણાતાં નથી. યોગ્ય સંપાદનની વાટ જોતાં હજી તે દુષ્પ્રાપ્ય જેવાં રહ્યાં છે.

'કવીશ્વર'ના સાહિત્યમાં ભાષા સરલ છે અને અતિસરલ પણ છે. પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી જણાવે છે તેવી તેમાં "કુત્સિત બનતી વિશદતા" પણ છે. એમની લખાવટમાં પણ સામાન્ય ભાવાર્થ ચિહ્નોનો સદંતર અભાવ જડે છે! પ્રશ્નાર્થ ચિહ્ન પણ લગભગ અદશ્ય જ રહે છે! લાઘવની શક્તિ એ શૈલીનું પ્રશસ્ય લક્ષણ છે ખરું. એમનો અલંકારભંડોળ—શબ્દ અને અર્થ ઉભયને અવલંબતો—અખૂટ છે અને તેનો ઉપયોગ બુદ્ધિને સંતોષે છે, છતાં ભાવપોષક બને એવો એ સાહજિક ભાગ્યે જ હોય છે. એમની પદબંધ પરની પ્રભુતા પ્રશંસાપાત્ર છે. એમાં વૈવિધ્ય છે, હથોટી પણ અચ્છી છે. પિંગળનો આવો પ્રત્યક્ષ પરિચય કરાવવામાં એમનો ફાળો મોટો છે. તોપણ, પિંગળશાસ્ત્ર વિષેની પ્રાસન્યતિ આદિ વિષેની દલપતની માન્યતાઓ—શ્રદ્ધાઓ અધૂરી અને અયોગ્ય પણ હોવાથી એમા ય શિથિલતા મળી રહે તેમ છે. એમનું વસ્તુવિભાવન કે વસ્તુવિધાન રૂઢિને અનુસરનારું તેમજ કલ્પનાનું ઉડ્ડયન પણ એવું જ મર્યાદિત છે. એમની વર્ણનરીતિ નિર્વ્યાજ લાવણ્ય નથી ધારતી એ ય ન કહી શકાય, તેમ છતાં શ્રી સુંદરમ્ વર્ણવે છે તેવી તે 'ક્રિસ્પી' પણ ઘણી વાર બને છે. રસનિષ્પત્તિ વિષેનો દલપતરામનો ખ્યાલ બહિર્મુખ અને ભ્રામક છે. અલબત્ત હાસ્યની જમાવટ તેમની કલમને સહજ છે. તેમનું સંવેદન વ્યવહારબદ્ધ થઈ વર્તે છે અને પરિણામે તે સામાન્યતઃ નિબન્ધિયા કથનમાં જ પરિણમે છે. શિક્ષકનું એમનું માનસ વ્યક્તિત્વ એમનાં વર્ણનોમાં અને એમનાં કથાનકોમાં

પણ વચ્ચે વચ્ચે પ્રવેશે છે. એ આપણે અવશ્ય સ્વીકારીશું કે દલપત-કવિતા છે, * "કવન કોમળ વર્ણનાં," વળી એમ સ્વીકારીશું કે એ કવિતાએ * "ગૂજરાતમાં કવિતા નણી અતિશે રુચિ" ઉપજાવી છે. એમના જમાનામાં તો દલપત * "સૌરાષ્ટ્ર-ગુર્જર દેશનો ઉત્તમ કવિ આ વખતનો" ખરો જ. તેમ છતાં દલપતકવિતાની આવી ત્રુટિઓ આજે ધ્યાન ખેંચ્યા સિવાય રહેતી નથી.

આમ છતાં, દલપતકવિતા આજે વંચાતી નથી એ હકીકત કોઈ પ્રકારે લાભપ્રદ નથી. શિક્ષણક્રમમાંથી એનું સ્વાભાવિક મહત્ત્વ ઘટાડાય એ આપણા સાહિત્ય માટે ઉપકારક નથી.

ગૂજરાતના અર્વાચીન યુગના લોકજીવનની એમાં અનેકરંગી–અનેકાંગી તસ્વીર મઢાયેલી છે એ યાદ રાખવું જોઈએ. કવિ દલપત-રામનું જીવન અને કવન પ્રજાનિમગ્ન, જનતાભિમુખ છે. એ વસ્તુ ઘણી મહત્ત્વની છે. ગૂજરાતી જનસમાજની એમાં બાહ્ય તેમજ આંતરિક સુરેખ ચિત્રણા છે, એટલું જ શા માટે?–એ ચિત્રણાનાં રંગરેખા પણ ગૂજરાતી કલમે જ સૂચવે તેમ છે. 'કવીશ્વર' સાચા ગૂર્જર ભારતીય જન હતા, તેમનું સાહિત્ય પણ એવું જ છે. એમાં ગૂજરાતનો દલપતસમયપૂર્વનો સંસ્કારવારસો છે અને એમાં આપણા ભાવિની સમૃદ્ધિનાં–પ્રગતિનાં પંથદર્શક સાધનો સમા ઉદ્‌ગારો છે. સાદી ભાષાની શક્તિ જોવી હોય, છન્દનાં સ્વરૂપો સહજ રીતે જાણવાં–માણવાં હોય, શબ્દાર્થાલંકારો તેમજ પદ્યની ચમત્કૃતિઓનો શાસ્ત્રીય પરિચય ગૂજરાતી ભાષામાં હૃદયંગમ રીતે સાધવો હોય, લોકસંપર્કનું શિષ્ટ સાહિત્યમાં પથ્યકારી નિર્મળ દોહન નિરખવું હોય, કે પછી ગાંભીર્ય તેમ વિનોદની જમના-ગંગાનું નૈસર્ગિક મિલન અથવા બાળકોને ગમતાં રહસ્યગર્ભ કથાનકો તેમજ પ્રૌઢ સમાજને રુચતો સિદ્ધાન્ત-ઉપદેશ એક જ કવિમાં સુગમ રૂપે જોવો હોય તો દલપતરામ ડાહ્યાભાઈ ત્રવાડી, ગૂજરાતના 'કવેશર' અને સરકારે અભિનંદેલા 'સી. આઈ. ઈ.'—ક. દ. ડા.ને આપણે વાંચવા જ રહ્યા.

* ઇ. સ. ૧૮૯૪માં કવિના સરયમાં થયેલા સન્માન-અવસરે—કવિ ધીરજરામ નરસેરામ.

# ગ્રન્થસંદર્ભ


1 Further Milestones in Gujarati Literature —Shri M. M. Jhaveri.
2 Gujarat and its Literature —Shri K. M. Munshi.
૩ સાઠીનું સાહિત્ય—સ્વ. ડાહ્યાભાઈ દેરાસરી.
૪ અર્વાચીન કવિતા—શ્રી સુન્દરમ્.
૫ અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય—શ્રી વિ. ર. ત્રિવેદી.
૬ ગુજરાતી સાહિત્યની રૂપરેખા—શ્રી વિ. ક. વૈદ્ય.
૭ જયન્તી વ્યાખ્યાનો—ગૂ. સા. સભા, અમદાવાદ.
૮ કાર્યવહી (૧૯૩૮)—ગૂ. સા. સભા, અમદાવાદ.
૯ અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન—સં. હીરાલાલ પારેખ (ગૂજરાત વિદ્યાસભા, અમદાવાદ.)
૧૦ ગૂ. વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ—સં. હીરાલાલ પારેખ (ગૂ. વિ. સભા, અમદાવાદ).
૧૧ વીર નર્મદ—શ્રી વિ. મ. ભટ્ટ.
૧૨ નર્મદ—શ્રી રા. વિ. પાઠક.
૧૩ સાહિત્યસમીક્ષા—શ્રી વિ. મ. ભટ્ટ.
૧૪ વિવેચના—શ્રી વિ. ર. ત્રિવેદી.
૧૫ દલપતરામ—સ્વ. ડા. મૂ. દવે.
૧૬ કવીશ્વર દલપતરામ—સ્વ. કવિ ન્હાનાલાલ.
૧૭ મારી હકીકત—સ્વ. કવિ નર્મદ.
૧૮ નવલ ગ્રંથાવલી—સ્વ. નવલરામ પંડ્યા.
૧૯ સુદર્શનગદ્યાવલી—સ્વ. મણિલાલ દ્વિવેદી.
૨૦ સ્મરણમુકુર—સ્વ. નરસિંહરાવ દિવેટીઆ.
૨૧ ગુજરાતીઓએ હિન્દી સાહિત્યમાં આપેલો ફાળો—સ્વ. ડાહ્યાભાઈ દેરાસરી.
૨૨ રાસમાળા (પ્રાસ્તાવિક)—સ્વ. મ. સુ. ત્રિપાઠી.
૨૩ 'બુદ્ધિપ્રકાશ'ના દલપતકાળ દરમિયાનના અંકો.

# સૂચિ


અનકાગદર્શ ૨૮૮, ૨૮૯.
અર્વાચીન ગૂ નું રેખાદર્શન ૨૧, ૬૦
આ અયોધ્યાપ્રસા.જી ૩૩, ૩૪, ૩૫, ૩૮, ૭૧, ૨૭૭, ૨૮૧.
ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર ૧૪
એની બેસન્ટ ૧૫
અંબઉધાગ્નો ઝઘડો ૩૬, ૪૦, ૨૦૫, ૨૪૯
અ બાલાન સાકરનાન ૧૭
કરુણગરમાનની ૬૩, ૨૪૧, ૨૪૫, ૨૪૬
કર્ટિસ ૧૪, ૪૨, ૪૪, ૪૮, ૪૯, ૫૦, ૫૪, ૫૯, ૬૦, ૬૮, ૭૫, ૨૫૪, ૨૫૯, ૨૯૯
કર્નલ વૉકર ૧૦
કર્નલ લેગ ૧૪
કનૈયાનાન મુનશી ૨૪, ૧૨૪, ૧૨૫
કરસનદાસ મૂળજી ૭, ૧૦, ૧૯, ૨૦, ૨૨૭
કનાપી ૧૨૭
કવિ ઉત્તરરામજી ૩૭
કાન્ત ૧૨૭.
કાશીશંકર મૂ. દવે ૬, ૫૮, ૧૮૧, ૧૮૦.
કુસુમ કવિ ૩૩, ૫૭
કેઈરી ડક ૧૮.
કેખુશરૂ કાબરાજી ૨૦
કેમ્પબેલ ૮૨, ૯૪
કેશવનાન હ ધ્રુવ ૫૮, ૬૮, ૨૮૭
કૃષ્ણનાન મો ઝવેરી ૧૦૧
ગટુલાનજી ૬૩, ૬૪, ૬૭
ગી ક ૧૪, ૧૯૫, ૨૨૭
ગુર્જરી વાણીવિનાપ ૫૯, ૨૦૧, ૨૦૩, ૨૦૪, ૨૪૯, ૨૫૬, ૨૫૭, ૨૬૧, ૨૭૯
ગૂ ના કેટલાક ઐતિ પ્રસંગો અને વાર્તાઓ ૧૧૯
ગૂ શાળાપત્ર ૮૮
ગૂ વર્ના સોસાયટી ૧૩, ૪૧, ૪૨, ૪૮, ૪૮, ૫૦, ૫૧, ૫૬, ૫૯, ૬૧, ૭૦, ૭૧, ૭૭, ૮૪, ૮૫, ૮૬, ૯૦, ૯૧, ૯૩, ૮૮, ૧૦૭, ૧૦૮, ૧૩૬, ૨૨૪, ૨૨૭, ૨૯૪, ૨૯૫
ગોપાળ હરિ દેશમુખ ૧૪, ૪૨, ૨૭૦

ગોવર્ધનરામ ત્રિપાઠી ૬૮, ૭૯ ૧૨૭, ૧૨૯.
ગાંધીજી ૧૪૭.
છન્દરત્નાવલી ૬૫, ૨૮૫.
જદુનાથ સરકાર ૧૧.
જવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક ૧૩.
ટેલર ૧૪, ૬૭, ૯૭, ૧૩૫, ૧૯૫.
ડાહ્યાભાઈ (પિતા)—
અમૃતબા (માતા) ૭૭, ૨૮, ૨૯, ૩૬, ૩૮, ૭૧, ૧૧૨.
ડાંડિયો ૧૯.
ડૉ ભાઉદાજી ૧૪, ૫૬, ૫૭, ૫૮, ૫૯, ૭૫, ૨૨૮, ૨૨૯, ૨૯૯.
તાર્કિક બોધ ૧૧૫, ૧૧૬.
થિયૉસૉફી ૧૫
દલપતપિંગળ ૨૮૬
દાદાભાઈ નવરોજજી ૧૪, ૬૯, ૨૨૭.
દુર્ગારામ મહેતાજી ૭, ૧૦, ૧૧, ૧૩, ૧૭, ૧૮, ૨૦, ૪૪, ૭૫, ૭૭, ૭૮, ૯૦, ૧૧૪
દેવાનંદ સ્વામી ૩૩, ૩૮, ૭૧.
દૈવજ્ઞ દર્પણ ૧૧૩, ૧૧૬, ૧૧૭
દ્વયાશ્રય ૪૫, ૪૭.
નર્મદ ૧, ૫, ૭, ૯, ૧૧, ૧૨, ૧૮, ૧૯, ૨૦, ૨૧, ૨૪, ૦૪, ૪૧, ૪૪, ૫૦, ૫૧, ૫૪, ૫૬, ૫૭, ૫૮, ૬૦, ૬૧, ૬૬, ૬૮, ૭૧, ૭૫, ૭૮, ૭૯, ૮૦, ૮૯, ૯૨, ૧૨૩, ૧૨૪, ૧૨૯, ૧૩૨, ૧૩૩, ૧૩૫, ૧૭૮, ૨૦૦, ૨૦૬, ૨૨૮, ૨૩૨, ૨૮૭, ૨૯૭, ૨૯૮, ૩૦૦, ૩૦૧, ૩૦૨.
નરસિંહરાવ ભોળાનાથ ૫૮, ૬૮, ૧૨૭, ૧૪૦.
નરહરિ પરીખ ૧૩૩, ૧૩૮
નવલરામ ૭, ૨૦, ૨૪, ૭૫, ૭૬, ૭૮, ૯૦, ૧૦૭, ૧૧૨, ૧૨૩, ૧૨૪, ૧૩૩, ૧૯૭
નંદશંકર ૨૦, ૭૫, ૭૬, ૭૯.
નાનાલાલ ૧, ૧૬, ૨૦, ૨૪, ૨૬, ૨૭, ૨૮, ૩૦, ૩૨, ૩૪, ૪૦, ૪૧, ૪૪, ૪૮, ૫૨, ૫૩, ૫૪, ૫૭, ૫૮, ૫૯, ૬૫, ૬૮, ૬૯, ૭૦, ૭૨, ૭૪, ૭૫, ૧૦૫, ૧૧૩, ૧૧૫, ૧૨૪, ૧૪૨, ૧૫૫, ૧૯૭, ૨૦૦, ૨૦૮, ૨૧૪, ૨૧૫, ૨૭૦, ૨૭૯, ૨૮૫, ૨૮૭, ૨૯૫, ૨૯૬, ૩૦૧, ૩૦૨.

પ્રવીણસાગર ૬૪, ૨૮૫.
પુનર્વિવાહનિબંધ ૯૭.
પાર્વતીકુંવર ૧૯.

પ્રાચીન કાવ્યદોહન ૯૮.
પ્રાણજીવન હરિવલ્લભ ૧૩, ૨૦.
પ્રાણલાલ મથુરાદાસ ૧૩.
પ્રાર્થનાસમાજ ૧૪, ૯૫.

ફૂલણજીની ગરબી ૨૩૪, ૨૩૫.
ફોર્બસ ૧૪, ૩૭, ૩૮, ૩૯, ૪૦, ૪૧, ૪૨, ૪૩, ૪૪, ૪૫, ૪૬, ૪૭, ૪૮, ૪૯, ૫૦, ૫૧, ૫૩, ૫૪, ૫૫, ૫૬, ૫૯, ૬૦, ૬૧, ૬૨, ૬૩, ૬૬, ૬૭, ૬૮, ૭૧, ૭૫, ૭૯, ૮૦, ૮૨, ૮૪, ૮૯, ૯૦, ૯૨, ૯૩, ૯૪, ૯૭, ૧૦૦, ૧૦૨, ૧૦૩, ૧૦૪, ૧૨૦, ૧૨૯, ૧૩૦, ૧૩૫, ૧૫૫, ૧૭૮, ૧૮૬, ૧૯૫, ૨૧૭, ૨૨૪, ૨૫૬, ૨૬૧, ૨૬૨, ૨૬૭, ૨૬૮, ૨૬૯, ૨૭૯, ૨૮૦, ૨૮૬, ૨૯૪, ૨૯૫, ૨૯૯.
ફોર્બસવિરહ ૬૧, ૧૪૭, ૧૭૩, ૧૮૧, ૧૯૭, ૨૦૮, ૨૪૯, ૨૬૭, ૩૦૨.
ફોર્બસવિલાસ ૪૭, ૬૧, ૧૫૬, ૧૫૯, ૧૬૨, ૧૬૫, ૧૬૮, ૧૭૪, ૧૮૬, ૧૮૭, ૧૯૦, ૨૦૮, ૨૪૯, ૨૬૧, ૨૬૨, ૨૬૩, ૨૬૪, ૨૬૬, ૨૭૦, ૨૮૪, ૩૦૩, ૩૦૫.

બાપાની પીંપર ૪૬, ૨૦૩, ૨૦૪, ૨૦૫, ૨૧૯, ૨૨૨.
બાળજ્ઞાનોદય સભા ૧૩.
બાળવિવાહ નિબંધ ૯૮.
બાલાશંકર કંથારિયા ૫૮.
બાળોદાભ્યાસ પ્રકરણ ૯૮.
બિહારીલાલજી ૩૩, ૬૫, ૬૮, ૭૧, ૨૭૭, ૨૮૮.
બુદ્ધિપ્રકાશ ૧૯, ૪૨, ૪૮, ૫૦, ૫૧, ૫૯, ૭૭, ૭૮, ૮૦, ૮૨, ૮૩, ૮૫, ૮૬, ૮૭, ૮૮, ૮૯, ૯૦, ૯૧ ૯૭, ૧૦૦, ૧૨૧, ૧૪૩, ૨૨૭.
બુદ્ધિવર્ધક સભા ૧૩, ૫૭, ૭૭, ૯૭, ૨૩૨.
બેચરદાસ લશ્કરી ૧૩.
બ્રહ્મોસમાજ ૧૪.

ભટાર્ક જીવજગામજી ૩૫.
ભીમજી પારેખ ૨૦.

ભૂતનિબંધ ૭૫, ૭૯, ૮૦, ૯૨, ૩૦૨.
ભોગીલાલ પ્રાણવલ્લભદાસ ૭, ૧૪, ૨૦, ૪૧, ૪૨, ૭૪, ૭૫, ૧૧૮.
ભોળાનાથ સારાભાઈ ૭, ૧૧, ૧૩, ૧૪, ૩૩, ૩૭, ૩૮, ૪૦, ૬૮, ૧૭૮, ૨૨૭.
મગનલાલ વખતચંદ ૧૨, ૪૨.
મણિશંકર કીકાણી ૭, ૧૩, ૨૨૬.
મણિલાલ દ્વિવેદી ૨૪, ૭૯, ૧૨૩, ૧૨૫, ૧૨૯, ૧૩૫, ૧૪૩, ૨૯૭, ૩૦૧.
મનઃસુખરામ ત્રિપાઠી ૧૩, ૬૯, ૧૧૪, ૧૧૮, ૧૨૯, ૧૪૭, ૨૯૫.
મનોરંજક સભા ૧૩.
મહીપતરામ રૂપરામ ૭, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૮, ૧૯, ૨૦, ૪૨, ૪૪, ૫૮, ૬૭, ૬૮, ૭૫, ૭૮, ૮૩, ૯૭, ૧૨૪, ૨૨૭, ૨૯૯.
માનવધર્મસભા ૧૩.
મિથ્યાભિમાન નાટક ૬૧, ૧૦૧, ૧૦૬, ૧૧૨, ૧૧૩, ૩૦૨.
મૂળજી શેઠ ૩૮.
મૅડમ બ્લેવેટ્સ્કી ૧૫.
માંગલિક ગીતાવલી ૬૩, ૧૯૮, ૧૯૯, ૨૧૬, ૨૪૧, ૨૪૩.
મુંબાઈ સમાચાર ૧૯.
યશોધર મહેતા ૧૧.
રણછોડલાલ ઝવેરી ૭.
રણછોડલાલ છોટાલાલ ૭, ૧૩, ૧૪.
રણછોડરામ ઉદયરામ ૧૪, ૨૧, ૫૮, ૧૦૬, ૧૧૨, ૧૧૪, ૧૮૮, ૨૮૭.
રમણભાઈ નીલકંઠ ૧૦૭, ૩૦૧.
રત્નમાળ ૧૧૯, ૧૨૦.
રામનારાયણ વિ. પાઠક ૨૧, ૧૮૨, ૧૯૨, ૨૮૭, ૩૦૧.
રામમોહન રૉય ૯, ૧૪.
રાસ્ત ગોફતાર ૧૯.
રાજવિદ્યાભ્યાસ ૪૮, ૫૦, ૨૫૪, ૨૫૬.
લક્ષ્મી નાટક ૧૦૨, ૧૦૫, ૧૧૨.
લાલશંકર ઉમિયાશંકર ૧૩.
વલ્લભ હરિદત્ત આચાર્ય ૧૪.
વલ્લભદાસ પોપટભાઈ શેઠ ૧૪.
વરતમાંન ૧૯, ૪૨.
વસ્તુપાલ તેજપાલ રાસો ૪૦.
વજલાલ શાસ્ત્રી ૪૨, ૧૧૪.
વિજયરાય વૈદ્ય ૭૩, ૧૨૪, ૨૦૯.
વિદ્યાગુણપ્રકાશક સભા ૧૩.
વિદ્યાનુભવ સ્વપ્ન ૧૧૪.

